# મંદારિકા

અથવા

# મદ-ઘેલી મનોરમા.

(પૂર્વ--ભાગ.)



મંદારિકાને મધુરીનો ઉપદેશ.

લખનાર:- ગોપાળજી

દેલવાડાકર (સચિત્ર) વાર્ત્તા-માળા નં૦ ૨૫.

# મંદારિકા

અથવા

## મદ-ઘેલી મનોરમા!

સચિત્ર-પૂર્વભાગ.

હીંદુ સંસારી નવલકથા.

સૃષ્ટિની સંપાદક, સંસારે છે સતી સુશિલનારી:
જગકર્ત્તા એ જોડી, બનાવી જગમાં વિભાસ વિસ્તારી.

મુંબઈ.

વિ. સં. ૧૯૭૪. ઇ. સ ૧૯૧૮.

લખનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર

નૉવેલીસ્ટ, અને મૅડલીસ્ટ—મુંબઇ.

આ પુસ્તક મુંબઇ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડપર લેડી નૉર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ઘોંડીબા નારાયણ વનારસેએ છાપ્યું છે; અને ગોપાળજી કલ્યાણજી દેલવાડાકરે મુંબઇ, ગીરગામ નં. ૪-માણેક બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.

લગ્ન[illegible] પવીત્ર કોલ આપવાની ફરજ છે.



[illegible]અને ૯-૫, વંદીદાદ ૧૪-૧૫, ૧૮-૫૪.)

Lord Beacons field એ બાબદમાં લખે છે કે "For myself I believe that permanent union of sexes should be early encouraged, nor do I conceive that general happiness can ever ffourish but in societies, where it is the custom for all the males to marry at eighteen."

## પ્રેમ-ધ્વની!



"મ્હારો પ્યાર હવસી ન હતો! મ્હારો પ્યાર તકલીદી ન હતો! જેમ ગુલાબના પ્યારમાં ભરાયલો એક કીડો, અંતર ભાગને કોતરી ખાય છે, તેમ મ્હારા પ્યારે મ્હારૂંજ અંતઃકરણ કોતરી ખાધું છે! હવે તે કોતરાયલા અંતઃકરણ પર ફરી ફરીથી કાપ મુકી, તેને વધુને વધુ કારી જખમો કરવા હું ચાહતો નથી! તે બેવફા બૈરીને કહેવરાવો, કે તેની ગોરી ચામડી પર લોભાનારા ઘણા મળશે! એક મ્યાનમાં બે તલવાર નહિ રહી શકે! એક શાહેરમાં બે રાજા ન હોય, એક માથાપર બે તાજ ન રહી શકે! તેના પાપની સજા કુદરતના ગેબી સાહેબે તેને પુરતી કીધી છે, પણ હજી મારે માટે તેને સજા કરવાનું જો કંઇ બાકી હોય, તો તે એજ છે કે તે ખુબસુરત નાગણને નજરે તો જોવી નહિં, પણ તેનું નામ સુધાંયે લ્હેવું નહિં!

\+ \+ \+

સ્ત્રીઓની કોલેજોનાં આંકડા એવું સાબેત કરે છે કે સ્ત્રીઓની ઉંચી કેળવણીના પરીણામમાં સ્ત્રીઓ માતા તરીકે નીશ્ફળ નીવડે છે. ગ્રેડયુએટ થયા વિના જે છોકરીઓ કોલેજ છોડી જાય છે, તેઓ વધુ પ્રમાણમાં પરણી જાય છે, અને ગ્રેડયુએટ છોકરીઓ કરતાં તેઓને વધુ બાળકો જનમે છે. અને જેઓ કેળવણીના બાબમાં સરવથી ઉંચી પદવી તથા ચાંદ મેળવે છે, તેઓને સરવથી ઓછાં બાળકો જનમે છે. દાખલા તરીકે હુશટ અને વેલીસલી જેવી અતીશય ચહડયાતી કેળવણી માટેની સકોલરશીપ મેળવનારી સ્ત્રીઓને સરવથી ઓછાં બાળકો જનમે છે.

દુઃખિ-દાદીબા-(દાદી તારાપોર.)

# અભિજ્ઞાન!

સંસ્કાર થયા પછી, અનુભવ લીધા પછી, પૂર્વાવસ્થાનું અજ્ઞાનભાન થાય છે, પણ આવી શીખામણ અળગી કરનારાં બાળકો, વડીલની આજ્ઞા ઉલંઘન કરીને દુઃખ પામી સુખ મેળવે છે, એજ માત્ર અફસોસ છે! કન્યાને કેળવવા પાછળ, અજ્ઞાત કે જ્ઞાતા, પણ આર્યધર્મનાં રહસ્ય, સુખ, સંતોષ અને શાન્તિનાં તત્વ તરફ નજર ન કરીને, માત્ર પાશ્ચિમાત્ય મોહદૃષ્ટે જે અંધાપો ધારણ કરી માબાપો કે વડીલો, યા રક્ષકો કન્યાઓને છુટ આપે છે, તેનાં પરિણામો આપણે અનુભવીએ છીએ—આ નવલકથા પણ તેવાજ અનુભવનું અનુયાયી છે!

આર્યસંસારનાં સિદ્ધાન્તો, રહેણી-કરણી અને આચાર-વિચારની પ્રૌઢતા, આખા જગતમાં વખણાયલી અને સ્વિકારાયલી છે, તેનાં સુખ તથા મર્યાદા અને ઉચ્ચ જીવનની કાન્તિ તજીને બીન અનુભવેલાં ઉડતાં-ચળકતાં સુખો મેળવવા યત્ન કરીને સંસારને અસુખી તથા ઉદ્ધત્ત બનાવવો એ આર્યકૂળને હાનિકારક છે!-પાછળથી પસતાવા કરતાં પ્રથમથીજ વિચારીને પગલું ભરવું, સોડ જોઇને સાથરો તાણવો, હોજરીની પાચન શક્તિ ઉપરજ આહાર કરવો, અને રૂચતુંજ શિક્ષણ આપવું, એ ડાહ્યા માણસનું ડહાપણ ખોટું નથી.

આ પુસ્તકમાં દૃષ્ટાન્તરૂપ લેખ માટે સહૃદયે આભાર માનવામાં આવે છે. શન્તિપર્વ, વસંત, શાળાપત્ર, આદિનાબોધક વિષયો, જે સદુપદેશ માટે લખાયલા છે, તેને આ ગ્રંથદ્વારા વધુ અમર કરવામાં આવ્યા છે. વાંચક વર્ગને સ્મૃતિદ્વારા પીરસવામાં આવ્યા છે!—

હાલના રણયુદ્ધમાં દુષ્કાળ, રોગ, તેમજ મોંઘવારી, એટલુંજ નહિ પણ હીન્દના દારિદ્રમાં સમાયલા—દટાયલા, ઉદ્યોગને લીધે થતી હાડમારી અને હાની છતાં, અમે અમારો પ્રયત્ન ચાલુ રાખ્યો છે—સાહિત્યને ઝાંખો થવા દીધો નથી—માખણ—મસ્કો નહિ, તો છાશ આપીને પણ શિતળતા રાખી છે! થોડી કિમ્મત વધતી લાગશે, પણ વખતસર પીરસણું મળશે, એજ બસ થશે!

પ્રભુઇચ્છાએ યુદ્ધાન્ત સલાહના ભણકારા વાગી રહેલા છે, તો જગત આ જંજાળ ને ભયથી છુટું થાય, ને હીન્દ પણ જાગૃત બનીને નવીન કાર્યથી સસ્તાં સાહિત્યો પ્રકટાવે! અસ્તુ.

કિન્ડરગાર્ટન સ્ટોલ<br>
ગિરગામ બેકરોડ.<br>
વિજયાદશમી—૧૯૭૪.

લેખક,<br>
ગો. ક. દેલવાડાકર.

# મંદારિકા

અથવા

## મદ–ઘેલી મનોરમા!



"તાજ વિનાનું રાજ, નાથ વીણ નારી એવી,
મૃગલી વૃન્દ વિહીન, સરિત સિંધુ વીણ તેવી;
પત્ર--છાંય વણ પુષ્પ, માત વીણ બાળા એવી,
તેલ વિના જેમ દીપ, કીકી વણ ચક્ષુ જેવી.
અંતર સુગંધ વીણ સ્નેહડી, જળવણ જેવી તળાવડી;
જેમ ચન્દ્ર વિનાની ચકોરડી, વ્હાલા વીણ વિભાવરી."



### પ્રકરણ ૧ લું.

#### ઉદયગઢના અમાત્ય ભૂવનમાં!



"બની હું પ્રેમની જોગણ પતિને શોધવા ચાલી!"

આનન્દના મંદિરમાં છતાં, નિરાશાના નિસાસા નાખતી, નમણી મધુરિકા, મનોહર મંદારિકા, ઉદયગઢના અમાત્ય-મંદિરના

પગથીયાં પાસે, ઉભી ઉભી હ્રુદયમાં ઉકળતા આશાના અગ્નિને બ્હાર કહાડતી, ચક્ષુ જળદ્ધારા ઠારતી હતી! બનારશી સીફોનની ચુંદડી માથાપરથી ખસી ગઇ, ચન્દ્રે કીરણ ફેંકતાંજ, પીઠપાછળ વાસુકીનાગ જેવો ચોટલો ઉડીને આશકની આંખમાં ઝેર વરસાવવા લાગ્યો. કટીપર લટી રહેતો, વ્યાકૂળી, વિહ્વળી વિભાવરી વ્હાલુડીના અન્તર અકળાટથી આમ તેમ દૃષ્ટિપાતના જોરે, ગંડસ્થળ પર ફરતો, પીઠમાં રમતો વાળગુંથનનો ચાબુક ઉડવા લાગ્યો. ચમકતા ચ્હેરામાં, મૃગલી સમાન કાળી ભમર નીચે બેનાલી બંદૂક જેવી કીકીઓ ઉડવા લાગી. રમતના મેદાનમાં ખેલતા ક્રીકેટરનો દડો જાણે હાથમાંથી ઉડી જતો હોય, દાવ ખાલી જતો હોય, પકડવા જતાં દૂર દૂર ન્હાસી જતો હોય, એવો ખેલ થવા લાગ્યો! મધુરી મેનાં, આશા ફળ ખાવા દોડતી હોય, એવો આભાસ થઇ રહ્યો. આહા! એ પ્રયોગ કોનો? મનહરણી મંદારિકાનો!

"બાઈ? આપ કોને પુછો છો? આ મહાલય, અમાત્ય મહારાજનું છે!"

"હું તેમનેજ શોધું છું! મને ક્યાં મળશે? વાટ બતાવશો?

"એઓ મહારાજ તો રાજમંદિરમાં મહારાજશ્રી પાસે પધાર્યા છે!

"તેઓ ક્યારે અહીં પધારશે? હું એમની અતિથી છું!

"એ આવ્યા! એજ અમારા નવીન અમાત્ય મહારાજ!—" નોકર નમીને ગયો. મંદારે શું જોયું?—"મળી દૃષ્ટોદૃષ્ટ!"

એ કોણ હતું? મિ. સુમનરાય! નવીન અમાત્ય મહારાજ!—

"ત્યારે મિ. રૉય ક્યાં ગયા? ઉદયગઢના દિવાનપદપર તો તે

હતા?" મનસ્વી આટલું બોલી. બબડીને પીઠ ફેરવી ચાલવા માંડ્યું!

"એ કોણ? મંદારિકા તો નહોય? ગુપ્ત સંકેતથી લખાયલા અક્ષરે, વિજળી વેગે સંદેશ પ્હોંચતાંજ રૅાયને મળવા આવી હોય!"

'પટ્ટાવાલા?' સુમને મ્હોટે સાદે બોલાવ્યો. તે દોડતો આવ્યો.

'કોઇ બાઇ આપનાં અતિથી તરીકે—" પટાવાલાએ સમજીનેજ ફરજ બજાવી. અમલ આંધળો છે. સુમન માન-મગરૂરીમાં બોલ્યો.

"માન સહિત બોલાવ!" એકી ટશે સુમને ગાડી તરફ જોયું —ન જોયું!

"ગાડી જોરમાં ચાલી ગઇ, જનાબ!" પટાવાળાએ દૂરથી જવાબ દીધો.

"સ્ટેશન પર જઇને અટકાવો-હુકમથી પણ અટકાવો!" સુમને હુકમ કર્યો. પટ્ટાવાળો દોડયો—ભાડૂતી ગાડી છતાં વેગમાં દોડી. સ્ટેશનમાં પહોંચતાં ટ્રેન તૈયાર હતી. ઉપડવાને ફક્ત ત્રણ મિનિટ હતી. નોરધર્ન એકસપ્રેસ ઉભી રહી હતી. તરતજ મંદારે તેમાં પ્રયાણ કર્યું. પટ્ટાવાળો આવે, ત્યાં ટ્રેનની સીગનલ થઇ. માર્ગે પડી! ભાડાની ગાડી ઓળખીને સિપાઇએ શોધ કરી. મંદારવાળીજ ગાડી પકડીને અમાત્યની દેવડી આગળ રજુ કરી, પણ મંદાર તો ગઇ તે ગઇ! કયાં ગઇ? મુંબઇ! શા માટે? મિ. રૅાયને મળવા! મિ. રૅાય, વિલાયત જતા હતા. ઉદયગઢના દિવાનપદનો ત્યાગ કર્યો હતો. સુમન તેની પદવીપર ફક્ત આજેજ પકવ થયો હતો. અમાત્યપદનો પોશાક લ્હેવાને દરબારગઢમાં ગયો હતો!

વાંચનાર ? મંદારિકાને તો હ્હેં, નિલગીરીની શિતળ ટેકરી પર નિવાસી રહેલી, મધુરીના સંગમમાં સ્નેહ–ક્રીડા કરતી જોઈ છે. મિ. રૅાય બેરીસ્ટર જળવેગમાં, અગ્નિરથદ્વારા નિવાસ કરતો જોયો છે ! ઉદયગઢના મહારાજા તો રામેશ્વરની યાત્રામાં પ્રભુમાળા જપતા જણાયા છે. અને ઉદયરાજ કુમાર તેમનીજ છાયામાં રહેલા છે. આ મહામંડળનો પૂર્વવૃતાંત તો જાણીએ ? સુમનના મુખમાંથી નીકળેલા આશાજનક રાજકપટી શબ્દોનો તો વિચાર કરીએ ? મંદારિકા કયાંથી કેમ ઘસડાઈ આવી, તે તો જોઇએ ? ઉદયગઢના અમાત્ય ભૂવનમાંથી નીકળી પડેલી મંદાર કયાં ગઇ, તે પણ જોઇએ !

બિકટ જંગલ નિશા કાલી અકેલી બાલિકા હું મયઁ,
વિભૂ બીન કોઇ ના વાલી ભૂલી ભટકી ચલી હું મયઁ;
ન રસ્તા ગાંવકા માલુમ ન ભેદી નામકી હું મયઁ,
અગર પુછો તો ના માલીક ગવાહી જાનકી હું મયઁ,
ફક્ત તકદીરકી બત્તી પકડકેં ખેલતી હું મયઁ !



## પ્રકરણ ૨ જું.

## નિલગીરી—પ્રવાસ !



**देशाटनं पंडित मित्रताञ्च**

સન્દારિકા અને સુમનનો, નિર્દોષ કહો, કે હાસ્યભાવે કહો, પણ મધુરીના આગ્રહથી, નીરૂએ હસ્ત-મેળાપ કરી આપ્યો. અજાણ અને અભિજ્ઞ મન્દારે, અણધાર્યો સંયોગ, એક મશ્કરીરૂપે

માન્યો; પણ ત્યાં તો દૈવી ચમત્કાર બની ગયો! નીરૂનો દેહ અલોપ થઇ ગયો! ભૂમિમાં ગરક થઇ ગયો! જાણે નાટકની રંગભૂમિનાં ભોંયરામાં (Trape'માં પેસી જાય, તેમ નીરૂ અદૃશ્ય થઇ ગઇ!

નીરૂની અવસ્થા, અને તેનો યોગ, કોઇ પારખી શકયુ નહિ! અંત સુધી તેનં યોગાવસ્થા પણ અદૃષ્યજ રહી! સુમનના મનની ચંળતવૃત્તિથી, અને કૂટીલ સ્વભાવમાં રંગેલો કામાગ્નિ, વૈરભાવે વ્હાલાંને દઝાવતો હોવાથી, સર્વ સ્નેહીયોની દયામાંથી તે વિમૂખ થયો! મધુરાનો તેના પ્રત્યે અદ્યાપિપર્યંત ભ્રાતૃભાવ છે; પણ સુમન હજી તેને સંપૂર્ણ શુદ્ધ ભાવે ભગિની ભાવની પવિત્ર છાંયા રાખતો હશે, કે નહિ, તે અકલ્પિત છે!--નીતિ અને ધર્મના તત્વમાં માનસિક ઈચ્છા, ને મનોવિલાસની જે ચિગારીઓ ફૂકાય છે, તે પ્રાકટ્ય જણાવુ અતી મુશ્કેલ છે. જગતમાં બહારનો અને અંદરનો દેખાવજ ન્યારો લાગે છે! સાધુજનની મુદ્રામાં, કામદયાની છાંયા હોય છે; અને મહાપુરૂષોમાં દેખાતા, મ્હોટી દાઢી અને પંચ કેસનાં પૂતળાં, સસારી અને રાજદ્વારી છુપા હેતુઓ ધરાવતા, ક્રુર, કપટી, અને ભયંકર ચિત્તવાળા હોય છે! કદી પણ નહિ માની શકાય, એવા સંત પુરૂષોનાં અંતીમકર્મમાં ભયંકરતા દેખાય છે! મહારોગીનો માનસિક રોગ તો વૈદ્યોથીયે પારખી શકાતો નથી! સામાન્ય રોગી, વધુ નબળા હોવાથી, તેનો રોગ બહાર આવી જાય છે; પરંતુ જગત ભયંકર છે, એમ ભગીરથ પ્રયત્નવાદીઓ પણ હાર ખાઇ ગયા પછી કબુલ કરે છે!! મીઠાશથીજ મતલબના જીવડાં સપડાય છે; પણ તેમાં ઝેરી રસાયણતા હોય છે, તે ખબર હોઇ શકતી નથી; આજ સંસારની કૂટીલતા અને મહાજનોની ધૂર્તતાની ખુબી છે!--

સુમનના મનની સઘળી ઇચ્છા, મન્દારને પરણવાની હતી,

પણ મન્દારનું મન બહુ સંકુચિત થયું હતું ! પૂર્વાવતારના ઋણાનુબંધની ખબર, આ સ્વાર્થિ સંસારનાં ક્ષુલ્લક પ્રાણીઓને તો હોતીજ નથી; પણ કર્મ પ્રતબિંબના આશગે તેની કલ્પના કરાવી શકે છે! મન્દારનો પૂર્વાવતાર, સુમનની પત્નિ વીરમતીનો છે, એ સિદ્ધતા મહાત્માએજ કરી આપી છે

મન્દારનો પુર્ણ પ્યાર, જો કે સુમન પર હતો, પરંતુ જ્યારે તેની કલ્પનામાં, સુમનના કહેવા પછી, યા મધુરીના ખુલાસા પછી એમ આવ્યું, કે પોતાના માન સક સુખ ખાતર, સુમને નીરૂનો પરિત્યાગ કર્યો. અને હજીયે પોતાની કામ લીલાના પ્રદીપ્તપણાથી નવલલિયા પ્રતિ ગમન કરવા ઇચ્છા રાખે છે, અને સાધુવેશ તો માત્ર જગતના કંટાળાથી સ્રજાયલો છે, એવું મન્દારે જાણ્યા પછી. તેને અભાવ થવા લાગ્યો છે; વધારે તિરસ્કાર તો એ થયો, કે નીરૂ પાછી તેની સેવામાં હાજર થઇ; અભાવ અને ધિક્કાર છતાં. નમ્ર નિરૂએ પતિ સેવાનો અંગિકાર કર્યો; એટલું છતાં આ ઘાતકી અને સ્વાર્થ-લોભી સુમને, પોતાનાં પ્યારાં બચ્ચાંનો, અને નિર્દોષ નીરૂનો શો વિચાર કર્યા વિના, તેના રક્ષણનાં સાધનનો, તથા સંસારી આબરૂની લેશ પણ પરવા કર્યા વિના, અન્ન-ધન વિના, તેમનાંજ ભાગ્ય ધન ઉપર મુકીને રઝળતો થયો, એથી તો વધારે મન્દારને ધિક્કાર ઉત્પન્ન થયો. આ સર્વ સંજોગે અને કારણોએ, નીરૂએ બળાત્કારે, જે હસ્ત મેળાપ કરી લીધો, એ મન્દારને આશ્ચર્યજનક, તેમ અણગમારૂપ થઇ ગયો.

નિલગીરીનાં યાત્રાળુઓ, ગિરિ કામાંથી પાછાં આશ્રમ તરફ આવ્યાં. પ્રભુ જાણે પણ સુમનનાં ને મન્દારની સુખમુદ્રા ૫ર, અભાવની છાંયા ફરી વળી-ને તે જોતાં મધુરી તથા કનકને પણ મનમાં માઠું લાગ્યું ! તેઓએ ભોજન લીધું. અને મન્દારના

મંદારિકા.



નિલગિરીનાં રસિક મેહમાનો. ભા.૧ પ્ર. ૧. પૃ. ૬.

મનમાંહે ઉભરાયલો ધૂમાડો બહાર પડયો. સઘળાં બંગલાના ચોગાનમાં બેઠાં હતાં. તરેહવાર વાતો કરતાં હતાં. પ્રથમ મધુરીએજ વાત ઉપાડી!—

"મન્દાર બ્હેન? તમારો માનસિક વિવાહ તો સુમનરાય સાથે થયોજ હતો, અને હસ્ત-મિલાપ પણ થઈ ગયો, ત્યારે હવે બાકી શું રહ્યું?"

"માત્ર મન-મિલાપ!" મન્દારે, ઉંચા સ્વરે જવાબ દીધો.

"ત્યારે શું હજી મન મળ્યું નથી? તમે અને તેઓ તો બહુ દીન સાથે રહ્યાં છો, બ્હેન?"

"તેમને પુછોની કે તમે જીંદગી સુધી જેમની સાથે રહ્યા, તેમની સાથે મન મળ્યું?" મન્દારે, સુમનના નામે સમસ્યા કરી.

"ત્યારે એનો અર્થ એજ કે તમારી ઈચ્છા હજી લગ્ન કરવાની નથી, પણ—

"કુંવારાં રહેવાની છે, એમજ કેની?" મધુરીએ કહ્યું.

"એ પ્રભુ હાથ વાત છે, બ્હેન? પરણીને પણ શું સુખી થવાનું હતું? પરણ્યા પછીયે પતિ-સુખ મળશે, એવું શું નક્કી છે? હીંદુ સંસારમાં કયાં પ્રેમ લગ્ન છે?" મન્દારે ન્યાય કહાડયો! "બ્હેન! આ તમારા નકલી વિચારને બાજુ કરો! આજકાલ પારસી કોમ, જે પાશ્ચિમાત્ય નકલ કરીને, પાયમાલીની સ્થિતિ પર આવી જવા લાગેલી તે લોકો જાહેર કરે છે, અને "જામે-જમશેદ"માં, કેટલાક વિષયો ચર્ચાય છે, તે ઉપરથી હવે એ કોમની પંચાયતે પણ લક્ષ આપ્યું છે; અને પોતાની કોમની ઉન્નતી, અધોગતીપર ન ચડી જાય, તેના સુધારો કરવાની તજવીજમાં પડી ગયાં છે!"

"પણ મધુરી બ્હેન, શું તમે એમ કબુલ નહિ કરો, કે પ્રેમ અને પ્રસંગ વગરનાં લગ્ન અસુખી નીવડે છે?"

"બ્હેન ! તમે હજી સંસારીઓનાં સહવાસી થયાં નથી !— માબાપના લાડ ને છાંયામાં રહેલાં છો, ને યુવાનવય થતાં એંટલાં પડી રહેલાં છો, તેથી સુખ દુઃખ અને વિટમ્બનાનું ભાન ન થાય ! સાસરીયાના સંતાપની અને પતિના કાચા કાનથી થતી સંસારની ખરાબીનું ભાન તો મને બહુ થયું છે; ને તેથીજ મારૂં મન વૈરાગ્ય-શાન્તિ પર સ્થિર થયું છે. તમને હજી વાર છે ! તમે હજી ચોમાસાની શરૂઆતના વર્ષાથી દોડતી નદીઓના વેગમાં છો, અને સુધરેલી નકલી અંગ્રેજી કેળવણીના શોભાદાયક ગાંઠીયાનાંજ ગાંધી છો, તેથી વખત ગયે સમજાશે ! અભ્યાસ ને અનુભવમાં બહુ અન્તર છે ! મન્દાર બ્હેન ? ખોટું ન લગાડશો, હં ! તમારી મને દયા આવે છે, કેમકે મ્હેં સ્ત્રી-જીવન અનુભવ્યું છે. આપણા આર્ય લગ્ન કેવાં પ્રતિબંધક છે, તેનો મ્હેં અભ્યાસ કર્યો છે; સાંભળો.

## પહેલી પ્રતીજ્ઞા.

सुखदुःखानि सर्वाणि त्वया सह विभज्यन्ते ।
यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवीदिदम् ॥

અર્થ:—સઘળાં સુખ દુઃખનો વીભાગ તમારી (વર) સાથે કરવાના છે. જ્યાં તમે ત્યાં હું એમ કન્યાએ પ્રથમ કહ્યું.

## પ્રતીજ્ઞા બીજી.

कुटुम्बं रक्षयिष्यामि आबालवृद्धकादिदम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितीये साऽब्रवीदिदम् ॥

અર્થ:—બાળકથી વૃદ્ધ સુધી કુટુંબનું રક્ષણ કરીશ. શું છે ને શું નથી, તે જોઇશ (આગળ પાછળની તપાસ રાખીશ). તેમ બીજે પગલે બોલે છે.

## પ્રતીજ્ઞા ત્રીજી.

भर्तृभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥

અર્થ:—પતીની ભક્તિમાં નીરંતર તૈયાર રહીશ, અને પ્રીય બોલનારી થઇશ, એમ તે ત્રીજે પગલે બોલે છે.

## પ્રતીજ્ઞા ચોથી.

आर्ते आर्ता भविष्यामि सुखदुःख समांगिनी ।
तवाज्ञां पालयिष्यामि कन्या तूर्ये पदेऽब्रवीत् ॥

અર્થ:—દુઃખે દુઃખી થઇશ, ને સુખ દુઃખમાં ભાગ લઇશ. તમારી આજ્ઞાનું પાલન કરીશ, એમ ચોથે પગલે કન્યા બોલે છે.

## પ્રતીજ્ઞા પાંચમી.

ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामि त्वया सह ।
नाहं परं गच्छेयम् कन्या पञ्चमपदेऽब्रवीत् ॥

અર્થ:—રૂતુકાળે સ્નાનથી પવિત્ર થઇ, તમારી સાથે ક્રીડા કરીશ, પરનો સંગ કરીશ નહી, એમ પાંચમા પદે કન્યા બોલે છે.

## પ્રતીજ્ઞા છઠી.

इहान्यः साक्षी नो विष्णुस्त्वयाऽहं नत्र वञ्चिता ।
उभयोः प्रीतिः संभूता कन्या षष्टपदेऽब्रवीत् ॥

અર્થ:—અહીં આપણા સાક્ષી વિષ્ણુ છે. તમે મને છેતરી નથીજ. આપણી બનેની પ્રીતિ થઇ ચુકી છે. એમ કન્યા છઠ્ઠે પગલે બોલે છે.

## પ્રતીજ્ઞા સાતમી.

होमयज्ञादिकार्येषु भवामि च सहायिनी ।
धर्मार्थकामकार्येषु कन्या सप्तमपदेऽब्रवीत् ॥

અર્થ:—હોમ, યજ્ઞાદિ કાર્યોમાં અને ધર્મ, અર્થ ને કામના કાર્યોમાં હું તમારી સાથે રહીશ. એમ કન્યા સાતમે પદે બોલે છે.

દ્વિતીય લગ્નનો હેતુ:—

सुरापी व्याधिता धूर्ता वन्ध्यार्थघ्न्यप्रियंवदा ।
स्त्रीप्रसूश्चाधिवेत्तव्या पुरुषद्वेषिणी तथा ॥ ७३ ॥
अधिविन्ना तु भर्तव्या महदेनोऽन्यथाभवेत् ।
यत्रानुकूल्य दंपत्योस्त्रिवर्गस्तत्र वर्धते ॥ ७४ ॥

જે સ્ત્રી (૧) સુરા પીનાર, (૨) વ્યાધિયુક્ત, (૩) ધૂર્ત, (૪) વન્ધ્યા, (૫) ઉડાઉ (૬) નિષ્ઠુર ભાષણ કરનાર, (૭ છોકરીઓનેજ જન્મ આપનાર (૮) સર્વત્ર અહિત કરનારી. આ આઠ પ્રકારની સ્ત્રી હોય, તો તેના પતિએ બીજી સ્ત્રી કરવી. બીજી સ્ત્રી કર્યા છતાં, પ્રથમનીનું ભરણ પોષણ કરવુ; નહિં તો મહાન્ પાપ લાગે છે. જ્યાં જ્યાં પતિ-પત્નીનું અનુકૂલ ચિત્ત હોય છે, ત્યાં ત્યાં ધર્મ અર્થ અને કામની અભિવૃદ્ધિ થાય છે.

સ્ત્રી વિષે કહે છે:—

मृते जीवति वा पत्यौ या नाऽन्यमुपगच्छति ।
सेह कीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥ ७५ ॥

જે સ્ત્રી પતિ જીવતાં અથવા તેના મરણ પછીથી અન્ય પુરૂષ કને નથી જતી, તે આ લોકમાં મહાન્ કીર્તિ મેળવે છે; અને મરણ પછીથી ઉમા (પાર્વતી દેવી)ની સાથે ક્રીડા કરે છે.

વગર કારણે દ્વિતીય લગ્ન કરનારને વિષે કહે છેઃ—

आज्ञा संगादिनीं दक्षां वीरसूं प्रियवादिनीम् ।
त्यजन्दाप्यस्तृतीयांशमद्रव्यो भरणं स्त्रियाः ॥ ७ ॥

જે પુરૂષ ( ) આજ્ઞા પાળનારી, (૨) શીઘ્ર કામ કરનારી, (૩) પુત્રવાળી (૪) પ્રિયવાદિની, આવા ગુણવાળી સ્ત્રીનો ત્યાગ કરીને બીજી સ્ત્રીને પરણે છે, તે પતિએ દ્રવ્યનો એક તૃતીયાંશ ભાગ પ્રથમ સ્ત્રીને આપવો, જે દ્રવ્યરહિત હોય તેણે ભરણ પોષણ કરવું.

સ્ત્રીધર્મ વર્ણવે છઃ—

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ।
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ ७७ ॥

સ્ત્રીએ પતિવચન અનુસાર વર્તવું એ ઉત્કૃષ્ટ ધર્મ છે; જો પતિ મહાપાતકથી દૂષિત થએલો હોય તો, તેની શુદ્ધિ થતા સુધી રાહ જોવી.

શાસ્ત્રાનુસાર સ્ત્રીગ્રહણ કરવાનું ફલ.

लोकानन्त्यं दिवः प्राप्तिः पुत्रपौत्रप्रपौत्रकैः ।
यस्मात्तस्मात्स्त्रियः सेव्याः कर्तव्याश्च सुरक्षिताः ॥ ७८ ॥

પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રની વંશમાં વૃદ્ધિને અર્થે ને સ્વર્ગની પ્રાપ્તિને અર્થે સ્ત્રીનું ગ્રહણ થાય છે, માટે તેમનું સારી રીતે રક્ષણ કરવું જોઇએ.

भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः ।
बन्धुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः ॥ ७९ ॥

પતિ, ભાઇ પિતા, જ્ઞાતિ, સાસુ, સસરો, દીયર, અને બન્ધુ આ બધાંએ સ્ત્રીને અલંકાર, કપડાં અને ખોરાક વગેરેના સંબંધમાં પૂજ્ય માનવી.

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयो: पादवन्दनं भर्तृतत्परा ॥ ८० ॥

ઘરનો સામાન યોગ્ય સ્થળે રાખનાર, દક્ષ એટલે ઘરના કામ-કાજમાં કુશલ, પ્રસન્ન-મુખી, કરકસર કરનાર, પતિપરાયણ, આવી સ્ત્રીએ સાસુ સસરાના પગને વન્દન કરવું.

क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥ ८१ ॥

જેનો પતિ પરદેશ ગયેલ છે, તેવી સ્ત્રીએ, ક્રીડા, શરીરસંસ્કાર, સમાજમાં જવુ, ઉત્સવો જોવા જવું, હસવું, પરગૃહગમન, આટલી ચીજનો ત્યાગ કરવો.

रक्षेत्कन्यां पिता विन्नां पति: पुत्रास्तुवार्धके ।
अभावे ज्ञातयस्तेषां न स्वातन्त्र्यं क्वचित्स्त्रियः ॥ ८२ ॥

કન્યા (પરણ્યાં પહેલાં) તે પિતાએ રક્ષવી; પરણ્યા પછીથી પતિએ રક્ષણ કરવું, વૃદ્ધાવસ્થામાં (પતિના અભાવે) પુત્રોએ રક્ષણ કરવું; આ બધાના અભાવે જ્ઞાતિએ રક્ષણ કરવું; કોઇ પણ સંજોગમાં સ્ત્રીને સ્વતંત્રપણું યોગ્ય નથી.

पितृमातृ सुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः ।
हीना न स्याद्विना भर्त्रा गर्हणीयाऽन्यथा भवेत् ॥ ८३ ॥

પતિહીન સ્થિતિમાં કે પિતા, માતા, પુત્ર, ભાઈ, સાસુ, સસરો, મામો, (આમના રક્ષણ) વગરની સ્થિતિમાં સ્ત્રીએ રહેવું નહિ. નહિ તો તે સ્ત્રી નિન્દાને પાત્ર થાય છે.

पतिप्रियहिते युक्ता स्वाचारा विजितेन्द्रिया ।
सेह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमां गतिम् ॥ ८४ ॥

પતિના પ્રિય તથા હિતમાં નિમગ્ન, સારા આચરણવાળી, ઇન્દ્રિયને વશ રાખનારી, સ્ત્રી આ લોકમાં ઉજ્જવલ કીર્તિને મેળવે છે, અને પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે.

અનેક સ્ત્રીના પતિને સંબોધીને કહે છે.

सत्यामन्यां सवर्णाया धर्मकार्यं न कारयेत् ।
सवर्णासु विधौ धर्म्ये ज्येष्ठया न विनेतरा ॥ ८५ ॥

જુદી જુદી જ્ઞાતિની સ્ત્રી હોય તો, જુદી જ્ઞાતિની સ્ત્રી સાથે ધર્મકાર્ય ન કરવું; સવર્ણની સ્ત્રીઓમાં પણ જ્યેષ્ટ સ્ત્રીની સાથે ધર્મક્રિયા કરવી, અન્ય સ્ત્રી સાથે નહિ.

વિધુરપતિને ઉદ્દેશીને કહે છે:—

दाहयित्वाऽग्निहोत्रेण स्त्रियं वृत्तवतीं पति ॥
आहरेद्विधिवद्दारानग्नींश्चैवा विलम्बयन् ॥ ८६ ॥

ઉપર વર્ણેલા આચારવાળી સ્ત્રીને પતિએ અગ્નિહોત્રના વા સ્માર્ત અગ્નિથી દાહ આપીને વિલમ્બ કર્યા વગર બીજી સ્ત્રી પરણવી, અને ફરીથી અગ્નિનું આરાધાન કરવું.

ઉપરનાં પ્રમાણ ટાંકવામાં યાજ્ઞવલ્કયસ્મૃતિનો વિભાગ પસંદ કરેલ છે. પરંતુ એનો તરજૂમો કરવામાં વિજ્ઞાનેશ્વરવિરચિત મિતાક્ષરટીકાનો આધાર લીધેલો છે. વળી ટીકામાં વ્યવહારમયૂખ તથા મનુસ્મૃતિનો કેટલોક ભાગ આપેલો છે; આમ હોવાથી આ મહાન પુરૂષોના સમય પરત્વે કંઈક સૂચના અસ્થાને નથી.

મનુઃ—માનવ ધર્મશાસ્ત્ર એટલે કે મનુઋષિએ દર્શાવેલા વિચાર તેમના શિષ્યે ગ્રંથમાં ગુંથીને રચેલા છેઃ આ શાસ્ત્ર હિંદુઓમાં સર્વમાન્ય છે, અને તેનો આધાર સ્મૃતિમાં પ્રથમ ગણાય

છે. મનુના સમય પરત્વે વિદ્વાનો એકમત નથી; સર વીલ્યમ જોન્સ માને છે કે તે ઇસ્વી સન પૂર્વે ૧૩૯૦ વર્ષના સમયમાં લખાયલું હશે. (આ મત હાલમાં માન્ય ગણાતો નથી.) અન્ય વિદ્વાનો આથી મોડુ લખાયલું માને છે; ભટ મેક્ષમુલર માને છે કે તે ઇસ્વી સન પૂર્વે બીજા સૈકાથી વહેલું લખાયલું નહિ હોય. આ મત બરાબર હોય એમ જણાતું નથી. કારણ કે મનુસ્મૃતિના આધાર મહાભારત તથા રામાયણમાં ટાંકેલા છે, અને એ પુસ્તકો ઈ. સનની બહુ પહેલાંનાં છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ:--મનુના આધારે રચાયેલું, માનવ ધર્મશાસ્ત્રથી ફક્ત બીજી પંક્તિ ભોગવતું આ પુસ્તક છે. વિદ્વાનો માને છે કે ઇ. સ. ના પહેલા સૈકામાં આ ગ્રંથ રચાયલો હશે.

વિજ્ઞાનેશ્વર:--યાજ્ઞવલ્ક્યસ્મૃતિપર ટીકા મિતાક્ષરા નામે વિજ્ઞાનેશ્વર યોગીએ લખેલી છે. આ ટીકા તેના નામ પ્રમાણે 'મિતાક્ષરા'-જેના અક્ષર ગણેલા છે, તેવી યથાર્થ છે. તે એટલી તો ઉત્તમ છે, કે માત્ર કલકત્તાની નામદાર કોર્ટ સિવાય બધી અન્ય હાઇ કોર્ટોમાં હિંદુશાસ્ત્રમાં તેનો મુખ્ય આધાર લેખાય છે. વિજ્ઞાનેશ્વર યોગી મહાન્ વેદાન્તી હતા, અને તેમના વિશાળ અને ઐક્યદર્શી વિચારના પરિણામે હિંદુશાસ્ત્રને ભવ્ય બનાવ્યું છે. વિદ્વાનો માને છે, કે તેમનું અસ્તિત્વ ઇસ્વી સનના અગિયારમા સૈકામાં સંભવે છે. આ મહાન્ પુરૂષ વિષે ડાકટર ભટ્ટાચાર્ય, હિંદુ લૉ નામના પુસ્તક આવૃત્તિ ૨ પૃષ્ઠ ૩૧ માં લખે છે-"વિજ્ઞાનેશ્વર યોગીના વિચાર અને મત ઘણાજ વ્યવહારૂ છે. તેમનો ગ્રંથ સમગ્ર ભરતખંડમાં ઉત્તમ સ્થાન ભોગવે છે, તેનું આ એક કારણ છે; અને બીજું કારણ એ છે, કે તેમના સમયના મહાન્ હિંદુરાજાના તે મંત્રી હતા." તે નિઝામના રાજ્યમાં વસેલા કલ્યાણી ગ્રામમાં

રહેતા હતા, કે જે તે સમયે દક્ષિણમાં દસમી અને અગિયારમી સદીમાં ચાલૂક્ય વંશના છઠ્ઠા વિક્રમાદિત્ય મહારાજનું રાજસ્થાન હતું.

**નીલકણ્ઠ ભટ્ટ**—આ મહાન પુરૂષે વ્યવહારમયૂખ નામનો હિંદુશાસ્ત્રપર નિબંધ રચેલો છે. આ ઇ. સ. ના સત્તરમા સૈકામાં રચાયલો છે; ગૂજરાતમાં તેનો મુખ્ય આધાર લેખાય છે. વળી મિતાક્ષરાનો અર્થ કરવામાં પણ વ્યવહારમયૂખનો મુખ્ય આધાર લેવામાં આવે છે. જુઓ ઇ. લો. રી. ૩૨ મુંબાઈ પાનું ૩૦૦, ભગવાન વિ. વારૂબાઇ.

**વરનાં લક્ષણ વિષે**:—જેનું બ્રહ્મચર્ય તે આશ્રમને લગતા નિયમથી, તેનો ભંગ કરવાથી ખંડીત થયું નથી. એવો પુરૂષ પરણવાને લાયક છે. તે સમયમાં બ્રહ્મચાર્ય આશ્રમ પ્રથમ હોવાથી તેના યથાર્થ પાલનને વાસ્તે ખાસ ધ્યાન દેવામાં આવતું હતું; હાલના સમયમાં આ નિયમ પાળવામાં આવતો નથી; જ્યારે પાશ્ચાત્ય દેશો પણ આ સારા નિયમના પાલન વિષે યોગ્ય ધ્યાન આપે છે. ઇંગ્લંડમાં ઓક્ષફોર્ડ અથવા કેમ્બ્રીજ અને અન્ય મહાવિદ્યાલયોમાં પરણેલા યુવકોને દાખલ કરવામાં આવતા નથી; તેમને બ્રહ્મચારી રહેવાની ત્યાંના કાયદા પ્રમાણે ફરજ છે, અહીંઆ તેમ નહિ હોવાથી જે અભ્યાસી યુવક પરણેલા હોય છે, તેને અભ્યાસ અને સંસારજાલ એમ બંન્ને ઉપાધિનો બોજો માથે પડે છે; આથી તેની અસર શારીરિક બાંધાપર થાય છે, અને ભવિષ્યમાં તેની પ્રજા નબળી થતી જાય છે. હાલનો અભ્યાસી યુવક વર્ગ ઘણુંખરૂં શારીરિક સ્થિતિમાં બહુ નિર્માલ્ય માલુમ પડે છે.

વર થવાને લાયક પુરૂષ શ્રોત્રિય—શાસ્ત્રમાં અધ્યયનસંપન્ન

હોવા જોઇએ; જેનું પુંરૂષત્વ-મરદાયી-યત્ન યત્ન પ્રયત્ન થકી પરીક્ષિત કરેલું છે એવો યુવાન્, ન વૃદ્ધ; લૌકિક અને વૈદિક વ્યવહારમાં નિપુણ મતિવાળો, અને જે લોકપ્રિય છે; અર્થાત. વિદ્વાન, પુરૂષાર્થ યુક્ત, વ્યવહારિક જ્ઞાનવાળો અને સારા સ્વભાવથી લોકમાં પ્રિયતાને પામેલો એવાં લક્ષણવાળો પુરૂષ હોવો જોઇએ. આમાં ધનવાન્ એવું સૂચન નથી. આધુનિક સમયમાં ધનવાન્ વૃદ્ધ હોય, તોપણ તેને કન્યા અર્પનારનાં દૃષ્ટાંતો દૃષ્ટિગોચર થાય છે. એ શોચનીય છે.

**કન્યાનાં લક્ષણ વિષે:**—લક્ષણ બે પ્રકારનાં છે:--બાહ્ય અને આભ્યન્તર. બાહ્ય જેવા કે તનુ, લોમ, કેશ, દાંત વગેરે. આભ્યન્તર લક્ષણ પરત્વે આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહેલું છે:—'अष्टौ पिण्डान्कृत्वा' ઇત્યાદિ વિધિ જાણવી. તે આ પ્રમાણે છે:—આશ્વાલયન ગૃહ્ય સૂત્ર કાણ્ડ ૪. "ધીમાન્, સુંદર, નીતિમાન્, અને રોગરહિત. કન્યાની સાથે લગ્ન કરવું. (શ્લોક ૩). આ લક્ષણની પરીક્ષા કરવી કઠિન હોવાથી, વરે માટીના આઠ ગોળા કરવા, અને વેદનો મન્ત્ર ભણવો, જેનો અર્થ કે—"આરંભમાં પ્રથમ ઋતુ ઉત્પન્ન થયેલ છે. તેનાપર સત્ય રચાયેલ છે. જે ભવિષ્યને વાસ્તે આ કન્યા જન્મેલ છે તે તેને પ્રાપ્ત થાઓ, જે સત્ય હો તે દૃશ્યમાન થાઓ-આમ કહીને કન્યાને આ ગોળામાંનો એક લેવાને કહેવું. એક વર્ષમાં બે પાક આપે એવા ખેતરની માટીનો ગોળો પસંદ કરે તો, તે (૧) સ્ત્રીની પ્રજા ધાન્યવતી થશે; (૨) ગોશાળાની માટીનો ગોળો હોય તો, તે પશુમતી થાય; (૩) વેદિની હોય તો અગ્નિહોમ વિગેરે પાલન કરવામાં ઉત્સાહી થાય, (૪) જે ઝરો સુકાતો નથી, ત્યાંની જગ્યાની માટીનો ગોળો પસંદ કરે, તો દરેક વાતે સમૃદ્ધિવાળી થાય. (૫) જુગારખાનાની માટીનો ગોળો

પસંદ કરે, તો ચારે દિશાએ ભટકનારી; (૭) ઉજ્જડ જગ્યાની હોય તો ગરીબ, (૮) સ્મશાનભૂમિની માટીનો ગોળો પસંદ કરે તો વિધવા થાય."

કન્યા અનન્યપૂર્વિકા, કાન્તા, અસપિણ્ડ અને વરના કરતાં નાની હોવી જોઇએ. અનન્યપૂર્વિકા એટલે પૂર્વે પૈસાથી બીજાએ ભોગવેલી અથવા અન્યને પરણેલી એવી નહિં. આ પરથી જણાય છે કે વિધવા સ્ત્રી લગ્નને લાયક નથી. કાન્તા અર્થાત્ પ્રેમ ઉપજાવે એવી રૂપાળી, આંખને આનંદ પમાડે એવી; સપિણ્ડ સંબંધવાળી નહિ; અને વરના કરતાં નાની ઉમરની. હાલના વૈદ્યક શાસ્ત્રના વેત્તાઓનું એવું માનવું છે, કે વર અને વહુ સમાન અથવા વહુ વરના કરતાં મોટી ઉમરની હોય, તો તે બન્નેના શરીરના બાંધાને નુકસાન થાય. મોટી ઉમરનો વર પોતા કરતાં નાની ઉમરની સ્ત્રી સાથે લગ્ન કરે, તો તે શારીરિક નિયમ પ્રમાણે શ્રેષ્ઠ ગણાય છે. કન્યા અરોગિણી-વંશપરંપરાથી ઉતરે એવા રોગરહિત-હોવી જોઇએ; કારણ કે એવા ભયંકર રોગવાળી હોય તો તેની પ્રજા પણ રોગી અને નબળી થાય. ભાઇવાળી હોવી જોઇએ; કારણ કે (૧) કારણ કે—પુત્રિકા તેના ઉત્પન્ન થયેલ પુત્રને તેનો પિતા અપુત્રવાન્ હોવાથી પોતાના પુત્ર તરીકે લે. તેવો ભય ન બને તેથી આ શંકા નિવારવાને વાસ્તે તે કન્યા એક ગોત્ર અને પ્રવરની નહિં હોવી જોઇએ. તે કન્યાના પિતા પક્ષથી તેમજ માતા પક્ષથી પાંચ પેઢી વિદ્વાન અને મહાકુળવાન-પુત્ર પૌત્ર પશુ દાસી ગ્રામ વિગેરે સમૃદ્ધિવાળાં-હોવાં જોઇએ. (૫૪) આ બધાં લક્ષણ હોય. પરંતુ જો વંશપરાંપરા ચેપી રોગવાળી હોય, તો તે કન્યાનું ગ્રહણ ન કરવું જોઇએ; કારણ કે તેના શુક્ર અને શોણિત મારફત-પ્રજામાં દોષ ઉતરે.

'જે કન્યા વરના મોસાળની તરફથી સપિંડ ન હોય (એટલે માતા કુળના સંબંધમાં પાંચ પુરૂષની અંદર ન હોય) અને માતાના તરફથી એક ગોત્રમાંની ન હોય તથા પિતાના ગોત્રમાં અને પિતાના સપિંડમાં ન હોય (એટલે પિતૃકુળ સંબંધમાં સાત પુરૂષની અંદર ન હોય) એવી કન્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના વિવાહમાં પ્રશસ્ત છે. (૫)

"નીચે લખેલાં દશ પ્રકારનાં કુળ મોહોટી સમૃદ્ધિવાળાં એટલે કે જ્યાં ગાય, ઢોર, બકરી, ધન, ધાન્યની સંપત્તિ પુષ્કળ હોય, તો પણ તેમાં કન્યા આપવી નહિ.' (૬)

"જેમાં જાતકર્મ આદિ સંસ્કાર કોઇ કરતું ન હોય એવા હીણા કર્મનાં માણસ હોય તે કુળમાં, જેવાં પુરૂષનો વંશ ન હોય તેમાં, જેમાં કોઇએ વેદનું અધ્યયન કર્યું ન હોય તેમાં, જેમાં માણસને અર્શ, ક્ષય, ફેફરૂં, કોઢ આદિ અનેક પ્રકારના રોગ થતા હોય એવા કુળમાં કન્યા આપવી નહિ. (૭)

"કપિલવર્ણી (એટલે માથે રાતા વાળવાળી), અધિક અંગ-વાળી, રોગી, વગર રોમવાળી, અતિરોમવાળી, ઘણું બોલનારી અને પીળા વર્ણવાળી કન્યા પરણવી નહિં. (૮)

"વળી નક્ષત્ર, વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ, દાસ, અને વિનાયક એ નામે, અથવા વિકાર ઉત્પન્ન કરે એવું જેનું નામ હોય તેવી, કન્યા સાથે વિવાહ ન કરવો.' (૯)

"પણ અંગે ખોડવાળી એટલે કાણી કુબડી ન હોય, સુંદર નામવાળી હોય, તથા હંસ અને હાથીની ગતિના જેવી ચાલ હોય, કેશ, રૂઆં, દાંત, સૂક્ષ્મ હોય એવી કન્યા સાથે વિવાહ કરવો. (૧૦)

"બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે પ્રથમ વિવાહ કરતી વેળા પોતાની જાતની કન્યા સાથે વિવાહ કરવો એ ઉત્તમ પક્ષ છે.

બીજી વખતે, કામવાસનાને લીધે જે વિવાહ કરે છે, તેણે તો નીચે કહેલા ક્રમ પ્રમાણે કરવો." (૧૨)

"શૂદ્રનો શૂદ્રની કન્યા સાથે વિવાહ થઇ શકે છે; વૈશ્યને વૈશ્યની તથા શૂદ્રની કન્યા સાથે થઇ શકે છે; ક્ષત્રિયનો પોતાની જાતની તથા વૈશ્યની અને શૂદ્રની કન્યા સાથે થઇ શકે છે. ( એટલે ઉતરતી વર્ણના પુરૂષથી ચઢતી વર્ણની કન્યા સાથે વિવાહ થઈ શકતો નથી પણ પોતાની જાતની અથવા તેથી ઉતરતી વર્ણની કન્યા સાથે થઇ શકે છે.)" (૧૩)

"બ્રાહ્મણ-ક્ષત્રિયને પોતાની જાતનું અનુકુળ જોડું ન મળવાથી તેઓ આપત્તિમાં આવી પડયા હોય તો પણ તેમણે શૂદ્ર વર્ણની ભાર્યા સાથે વિવાહ કરવો એવું કોઈપણ જુના ઇતિહાસમાં કહ્યું નથી." (૧૪).

"બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણમાંથી કોઇ પુરૂષ મોહને લીધે નીચ જાતની સ્ત્રી સાથે વિવાહ કરે તો તેનું કુળ સંતાન સહિત શૂદ્રતાને એટલે નીચ પદવીને પામે છે." (૧૫)

શૂદ્રની કન્યા પરણવાથી પરણનાર જો બ્રાહ્મણ હોય તો તે તરત પતિત થાય છે, એવું અત્રિ ઋષિનું તથા ઉતથ્યના પુત્ર ગૌતમનું મત છે; ક્ષત્રિય હોય તો શૂદ્રની કન્યાને વિષે પુત્રનો જન્મ થયાથી પતિત થાય છે, એવું શૌનક ઋષિનું મત છે; અને પરણનાર વૈશ્ય હોય તો છોકરાના છોકરાનો જન્મ થયાથી પતિત થાય છે, એવું મારૂં ( ભૃગુઋષિનું ) મત છે." (૧૬)

"શૂદ્રની કન્યાને શય્યામાં રાખવાથી બ્રાહ્મણ નરકમાં જાય છે; અને તેનાથી પુત્ર થવાથી એનું બ્રહ્મત્વ જતું રહે છે." (૧૭)

"દેવને હોમાદિ વિધિ, પિતૃને શ્રાદ્ધાદિ વિધિ અને અતિથિને ભોજનાદિ વિધિ શૂદ્ર સ્ત્રી દ્વારે મુખ્યત્વે કરીને થવાથી દેવ

તથા પિતૃઓ તે ગ્રહણ કરતા નથી ને તેથી તે બ્રાહ્મણ સ્વર્ગે જઇ શકતો નથી ! (૧૮)

શૂદ્રની કન્યાને ઓઠે જે બ્રાહ્મણે ચુમ્બન કર્યું, અને તે કન્યાના શ્વાસથી એ બ્રાહ્મણનું મુખ અપવિત્ર થયું, અને પુત્રરૂપ થઇને પોતે તેમાં ઉત્પન્ન થયો ( એટલે પુત્ર જે થાય છે તે પોતનુંજ સ્વરૂપ છે: ) તો એ બ્રાહ્મણનું પ્રાયાશ્ચિત્ત, એટલે એ પાપમાંથી છુટવાનો ઉપાય, શાસ્ત્રમાં નથી. (૧૯)

વર પોતાના વર્ણનો હોવો જોઇએ. તે સમયે ફકત હિંદુ સમાજમાં ચાર વર્ણ હતા. બ્રાહ્મણ-ક્ષત્રિય- વૈશ્ય અને શૂદ્ર. નાની નાની પેટા જ્ઞાતિ તે સમયમાં હોય એવું લાગતું નથી. વર્ણનીમાંહ્ય લગ્ન કરવાને બે સિદ્ધાંત રચેલા છે. પ્રથમ:-બ્રાહ્મણ પોતે કોઇ પણ વર્ણ એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્રની કન્યા પરણી શકે; અર્થાત્ ઉચ્ચ વર્ણવાળો પોતાના વર્ણની અથવા તેના કરતાં નીચા વર્ણની કન્યા પરણી શકે ! બીજો નિયમ:-દરેક કન્યા પોતાના વર્ણના અથવા ઉચ્ચ વર્ણના પુરૂષ સાથે પરણી શકે: આ નિયમપર યાજ્ઞવલ્કય ઋષિ એક અકુંશ મુકે છે કે દ્વિજ-પ્રથમ વર્ગવાળા-શૂદ્ર કન્યાની સાથે પરણી શકે નહિ: આમ હોવાથી યાજ્ઞવલ્કય પ્રમાણે:-બ્રાહ્મણ ત્રણ વર્ણની એટલે બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; ક્ષત્રિય-ક્ષત્રિય અને વૈશ્યની કન્યા પરણી શકે; વૈશ્ય-વૈશ્યનીજ માત્ર કન્યા પરણી શકે: અને શૂદ્ર ફક્ત શૂદ્રનીજ કન્યા પરણી શકે. કન્યા પરત્વે બ્રાહ્મણની કન્યા ફક્ત બ્રાહ્મણને પરણી શકે; ક્ષત્રિયની કન્યા બ્રાહ્મણ અને ક્ષત્રિયને; વૈશ્યની બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યની સાથે પરણી શકે. (૫૬). પરતુ એટલું યાદ રાખવું કે પુરૂષે પોતાના વર્ણની કન્યા સાથે લગ્ન કરવું શ્રેષ્ઠ ગણાતું. હતું પ્રથમ વર્ણના અભા-

વેજ ઉતરતા વર્ણની કન્યા લેવી જોઇએ, આ પ્રમાણે લગ્નની બાબતમાં ઉદાર બંધારણ હતું. જ્યારે આધુનિક સમયમાં એક બ્રાહ્મણ પેટાજ્ઞાતિ અન્ય બ્રાહ્મણ પેટા જ્ઞાતની કન્યા સાથે પરણવામાં બાધ ગણે છે. એવા દૃષ્ટાંતો પણ મળી આવે છે, કે એજ બ્રાહ્મણ પેટાજ્ઞાત પોતામાંજ વળા જુદાં જુદાં તડ સાથે છૂટથી બેટી વ્યવહાર કરતા નથી. આ ખરેખર શોચનીય છે. અનેક જ્ઞાતિઓ થવાથી અને બેટી વ્યવહારની છૂટ પેટા ભાગ બહાર નહિ હોવાથી લગ્નના બંધારણને બે પ્રકારે હાનિ પહોંચે છે; (૧) મોટો વર્ગ કુવારો રહે છે. (૨) લગ્ન નજદીકના સગપણમાં કરવામાં આવે છે; જે શાસ્ત્ર વિરૂદ્ધ અને કુદરત વિરૂદ્ધ હોવાથી તે લગ્નથી થતી પ્રજા પુણ્યવાન્, ધીમાન્ બળવાન્ અને નીતિમાન થતી નથી. (૫૬ અને ૫૭).

ઉત્તમ પ્રકારના ચાર અને અધમ પ્રકારના ચાર. ઉત્તમમાં પ્રથમ બ્રાહ્મ-જેમાં વરને બોલાવીને કન્યાને શકિત પ્રમાણે અલંકાર-વસ્ત્ર વિગેરે પહેરાવીને કન્યાદાન આપવામાં આવે છે, તે તે લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્ર પિતાની દશ, પોતે, અને દશ થનાર એમ કરીને એકવીસ પેઢીને તારે છે; આધુનિક સમયમાં કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિમાં કુલીનને કન્યા આપવામાં આવે છે. અને તે કુલીનો કન્યાના પિતા કનેથી ભારે પહેરામણી લે છે. તે પણ સરત કરીને; આવા લગ્નને ગોર બ્રાહ્મ વિવાહનું નામ આપીને વિધિ કરાવે છે. કેવું આ ધતિંગ ! યાજ્ઞવલ્કય ઋષિએ પહેરામણી વિષે કંઇ કહ્યુ નથી. ફકત કન્યાના મા બાપની મરજી પ્રમાણે અલંકાર પહેરાવે. આજ શ્રેષ્ટ લગ્ન હિંદુશાસ્ત્રકારોએ માનેલું છે. (૫૮)

આનાથી ઉતરતું દૈવ લગ્ન છે-જેમાં યજ્ઞમાં સ્થાપેલ ઋત્વિ-

જને શક્તિ પ્રમાણે કન્યાને અલંકૃત કરીને કન્યાદાન આપવામાં આવે છે. આ લગ્નમાંથી ઉત્પન્ન થયેલ પુત્ર ચૈદો પેઢીને તારે છે. આનાથી ઉતરતું પ્રજાપત્ય-જેમાં "બન્ને ધર્મનું પાલન કરો"-એવું કહીને કન્યા આપવામાં આવે. તે આથી જન્મેલ પુત્ર તેર પેઢીને તારે છે. આથી ઉતરનું આર્ષ:-જેમાં બે ગાય લઇને કન્યાદાન કરવામાં આવે છે; આથી ઉદ્ભવેલ પુત્ર ફક્ત છ પેઢીને તારે છે. ( ૫૯-૬૦ )

અધમ પ્રકારનાં લગ્ન. આસુર વિવાહમાં પૈસા લઇને કન્યાદાન કરવામાં આવે છે. એટલું યાદ રાખવાનું કે માતા અથવા પિતા પક્ષ તરફનો કોઇ પણ સગો જેમકે મામો કાકો વિગેરે પૈસા લઇને કન્યાદાન આપે, તો તે પણ આસુર વિવાહ કહેવાય છે. જુઓ ચુનીલાલ પ્રાણશંકર વિરૂદ્ધ સુરજરામ હરીભાઈ બોમ્બે લૉ રીપોર્ટ વોલ્યુમ ૧૧ પાનુ ૭૦૮.

અધમ પ્રકારમાં બાકીનાં ત્રણ-ગાન્ધર્વ, રાક્ષસ અને પિશાચ એ નષ્ટ થઇ ગયેલ છે. ગાન્ધર્વ વિવાહ હાલની હિંદુ સમાજમાં પ્રચલિત નથી; યુદ્ધમાં હરી લાવેલી કન્યા રાક્ષસ વિવાહથી પરણના હતા; હવે તે પ્રકારનાં યુદ્ધ બંધ થયેલ હોવાથી તે પણ નષ્ટ થયેલ છે, અને પિશાચ વિવાહમાં છળ કરવામાં આવેથી તે ઇન્ડીઅન પીનલકોડ પ્રમાણે ગુન્હાનું સ્વરૂપ પકડે હાલમાં ફકત બેજ પ્રકારના વિવાહ. ( ૧ ) બ્રાહ્મ વિવાહ ( ૨ ) આસુર વિવાહ પ્રચલિત છે. હિંદુશાસ્ત્ર પ્રમાણે દરેક વિવાહ બ્રાહ્મ વિવાહ પ્રમાણે થયો છે, એવું પ્રથમ અનુમાન કરવામાં આવે છે. વળી લગ્નમાં વિધિ સમયે બ્રાહ્મ વિવાહની વિધિ ગોર કરાવે છે. પરંતુ પુરાવા આપેથી તે અનુમાન નષ્ટ થઇ શકે છે; પુરાવાથી એમ સાબીત થઇ શકે તે વિવાહ આસુર વિવાહ છે

એટલે પ્રથમ હિંદુશાસ્ત્રનું અનુમાન અસ્થાને થાય છે; માત્ર પુરાવાનો બોજો જેને આસુર વિવાહ સાબીત કરવાનો હોય તેને માથે પડે છે. (જુઓ ઓમ્બે લો. રીપોર્ટર વોલ્યુમ ૧૧ પાનું ૭૦૮)

હાલમાં વરપક્ષ તરફથી પહેરામણી લેવાની રીત છે, તે શાસ્ત્રસંમત નથી, એ ઉપર કહ્યાથી સ્પષ્ટ થાય છે. અને તે રીવાજ હિંદુ સમાજને હિતકર નથી; આ વિષે બોલતાં મી. ગોપાળચંદ્ર સરકાર શાસ્ત્રી પોતાના હિંદુશાસ્ત્રના પુસ્તકમાં આવૃત્તિ ૩ પાનું ૮૮ મે લખે છે.

"A most pernicious custom has been growing up in our society according to which bridegrooms are becoming marketable things and extortionate demands are made by their guardians, that are to be satisfied by the bride's father in orber to bring about the marriage."

ભાવાર્થ:—"એક ગંભીર અનર્થદાયી રૂઢિ આપણા સમાજમાં વધતી જાય છે, જેની રૂએ વર એક બજારની ચીજ લેખાય છે, અને વરના પક્ષાવાળા લગ્નને વાસ્તે કન્યાના પક્ષ કને મ્હોટી રકમ માગે છે; અને કન્યા પરણાવવાને વાસ્તે તેવી રકમ આપવી પડે છે."

હિંદુ ધર્મશાસ્ત્રનો પ્રથમ નિયમ છે કે કન્યાના રક્ષકે (Guardians) કન્યાદાન આપવુંજ જોઇએ; કન્યાદાન સમય થાય અને તેને જો કન્યાદાન આપવામાં ન આવે તો તે રક્ષક ભ્રૂણહત્યાનો પાપી થાય છે; વિવાહ એ એક મુખ્ય સંસ્કાર ગણવામાં આવ્યો છે. અને તેના નિયમનું ખાસ પાપ ન થવું જોઇએ (જુઓ સુંદરાબાઇ વિરૂદ્ધ શીવનારાયણ. I. L. R. Bom. 32 p. 81) જો

તે કન્યાને રક્ષક (Guardians) અથવા દેનાર ન હોય તો, તે કન્યાએ રાજાની મદદ લેવી; નહિ તો પોતે જાતે યોગ્ય વર શોધી કાઢવા; પરંતુ કુંવારા રહેવું નહિં. ૨ જણુ યા કન્યાદાન કરવાનો અધિકાર કોનો છે તેના વિષે યાજ્ઞવલ્ક્ય ઋષિ કહે છે. "પિતા પિતામહ, ભ્રાતા સકુળ્ય અને માતા." (૬૩) આનો અર્થ એટલો છે કે પિતા અને તેનો પક્ષ તેને પ્રથમ હક્ક આપ્યો છે; તેમને અભાવે માતાનો પક્ષ શરૂ થાય છે. જો પિતા હયાત હોય તો, તેની મરજી સિવાય મા કન્યાદાન આપી શકે નહિં; પરંતુ પિતાએ તેની સ્ત્રીને ત્યજી દીધી હોય, અને તે સ્ત્રી તેની છોકરીનું રક્ષણ કરતી હોય તો, તે માતા કન્યાદાન દેવાને અધિકારી છે. (જુઓ I. L. R. 11 Bom. p. 247. ખુશાલચંદ વિરૂદ્ધ બાઇ મણી). પિતાને અધિકાર કન્યાદાનનો છે, પરંતુ જ્યાં રક્ષક સ્વાર્થ અથવા પૈસાની ખાતર જ સગીર કન્યાને નુકશાનકારક લગ્નથી જોડવાને માગે છે ત્યાં કોર્ટને સગીરનો લાભ જાળવવાને હાથ ઘાલવાનો અખત્યાર છે. આ હક્ક જવલ્લેજ વાપરવામાં આવે છે. પરંતુ તે અધિકાર છે ખરો. (જુઓ I. L R. 12 Bom. p. 480. શ્રીધર વિરૂદ્ધ હીરાલાલ).

જુઓ, મંદારિકા બ્હેન ? આ વિદ્વત્તા ભર્યા લેખોનું મ્હેં તમને દિગ્દર્શન કરાવ્યું; આ ઉપરથી તમે આપણા આર્ય સંસારની મહતા અને સ્ત્રીઓનો દરજ્જો *યાને નારીપ્રતિષ્ટા કેટલો મહત્ત્વવાળો અને ઉંચો છે, તે સમજી શકાશે, તે હું તમને "વસન્ત"માંથી વાંચીને કહું છું.

"મધુરી બ્હેન ? તમે જાણ્યું હશે, કે આજકાલ સુધરેલો જમાનો છે; ને તેમાં પ્રેમ-લગ્ન એજ મહત્તા મનાય છે. જુઓ-

---

* નારીપ્રતિષ્ઠા નામનો લેખ વસન્ત ૧૯૬૫ ના માઘના અંકમાંથી લીધેલ છે.

મરહુમ ડૉક્ટર બહાદુરજી (પારસી) જાણીતા કેળવણીકારનાં પુત્રી મીસ. તરખંડ (દક્ષીણી બાનુ) સાથે પરણ્યા! મી. દીક્ષીત (ગુજરાતી નાગર બ્રાહ્મણ તે મીસ. ઇનજીનીયર (પારસી બાનુ) સાથે પરણ્યા મિ. વલીનકર, તેઓ એક બંગાળી બાનુ સાથે પરણ્યા. અને ઑાન. મિ. ઝીણા, જાણીતાં પારસી ખાનદાન સર–દીનશા પિટીટનાં પુત્રી રતન સાથે પરણ્યા; તો હું એક હીંદી (ઉત્તર પ્રાંતની હીંદવાણી) કાં બંગાળી જુવાન બેરીસ્ટર મિ. રૉય સાથે કેમ ના કરૂં!" એટલુ કહીને મંદારિકા હસી પડી; અને મધુરીના મનમાં સહજ ગુસ્સો ઉત્પન્ન થયો. પણ તે શાન્તવૃત્તિની હોવાથી વાત દાબી દીધી.

ગ્રીસની નારીપ્રતિષ્ઠાના ઇતિહાસમાં પ્રથમ વિચારવાનાં હોમરનાં કાવ્યો છે. એ આલાપો આપણા વેદના સંહિતાકાલ પછી તુરત જ સંભળાવા લાગે છે. એમાં ગ્રીસના પાછળ ઇતિહાસથી એટલું વિજાતીય છે કે હોમરની પ્રતિભામાં એ ચિત્રો કેવી રીતે આવ્યાં હશે, એ વિષે આપણા મનમાં પ્રશ્ન ઊઠ્યા વિના રહેતો નથી. તથાપિ એ કાવ્યો તે માત્ર કાવ્ય હોઈ ઐતિહાસિક પ્રમાણની ગરજ સારે નહિ અને તેથી ઐતિહાસિક સિંહાવલોકનમાં એને સ્થાન આપવું અનુચિત છે એમ જો કોઇ કહે તો તે કહેવું તો સ્વીકારશે નહિ–કારણ કે ખરૂં જોતાં કાલના બાહ્ય પટ ઉપર લખાએલા અક્ષર જ ઇતિહાસ છે એમ નથી; મનુષ્યહૃદયના આન્તર પટમાં પ્રકટ થતી ભાવનાઓ એ પણ ઇતિહાસનું જ અંગ છે, અને તે પ્રધાન અંગ છે,–કારણ કે એ ભાવનાઓ જ ભવિષ્યની આશા બંધાવે છે; એટલું જ નહિ પણ ભાવનાઓ સ્થૂલ ઇતિહાસને પટે ચઢતી નથી ત્યારે પણ અનેક ન્હાનાં મ્હોટાં જીવનમાં ગૂઢ રીતે પ્રસરેલી હોઈ પ્રજાના આત્માનું વલન નક્કી કરે છે.

હોમરનાં કાવ્યોમાં સ્ત્રીઓને "હક્ક" એવું કશું જ નથી. તેઓ સર્વથા પુરૂષને આધીન છે. પરંતુ તેજ સાથે, પુરૂષોનો વર્તણુક માન સૌકુમાર્ય અને સદય પ્રેમની ભરેલી હોઈ, આ સ્ત્રીઓની પરાધીનતા જંગલી પ્રજાના સ્ત્રીઓની પરાધીનતા કરતાં જુદુંજ રૂપ ધરે છે. આ અધીનતા આપણે ત્યાંનો રસક ધીનતાની ભાવના જેવી જ છે એમ કહીએ તો ચાલે. પુરૂષને દિવ્ય તેજ અને આનન્દથી છાઈ એને સુખી કરવો, એ સ્ત્રીનું કર્તવ્ય ગણાતું; અને પુરૂષ એકી વખતે એક કરતાં વધારે સ્ત્રી પરણતો નહિ. અન્યોન્યને ઉપકારક થઇ ગૃહસંસાર ચલાવવા એ કરતાં જગતમાં બીજુ કાંઈ જ ઉચ્ચતર નથી, એમ આડિસિમાં હોમર કહે છે. હોમરનાં દેવ દેવીઓમાં કલહ જોવામાં આવે છે, પણ એનાં માનુષ સ્ત્રીપુરૂષોમાં પ્રેમનું સુખ અધિક વિસ્તરેલુ છે. પણ પુરૂષે એક જ સ્ત્રી પરણવી, અને એની સાથે અનન્ત પ્રેમ જોડવો—એવી વર્તમાન અને ઐહિક જીવનને ભેદી ભવિષ્ય અને પરજીવનને લક્ષ્ય કરતી પ્રેમની ભાવના હોમરનાં કાવ્યમાં અજ્ઞાત છે; અને સ્ત્રીપુરૂષનું જોડું ખંડિત થતાં પાછળ રહેલ જણે પુનર્લગ્ન કરવુ જ જોઈએ એવી ફરજ મનાતી. આ સામાન્ય નિયમનો ભંગ કરવાનો પ્રયત્ન હોમરે પેનલોપ—યુલિસસની પત્નીમાં બતાવ્યો છે. પેનિલોપનો પતિ પાછા આવવાની આશા ઝાંખી અને ઝાંખી થતી જાય છે, અને પેનિલોપને ફરી પરણવાનો આગ્રહ કરવામાં આવે છે, તથાપિ તે માનતી નથી.

વળી હોમરની નારીઓ તે ફક્ત કાચની સુંદર પૂતળીઓ જ નહોતી. હેલન ટ્રૉયના કિલ્લા ઉપર આવી ઊભી રહે છે, એરિટિ પતિના રાજ્યમાં સુલેહ વિસ્તારે છે, અને પેનિલોપ અને કિલટેમ્નેસ્ટ્રા પતિઓની ગેરહાજરીમાં સુજ્ઞ મન્ત્રીની મદદથી પોતાનાં

રાજ્ય ચલાવે છે. સ્ત્રીઓનાં હૃદય શૌર્યથી ભરેલાં હોઈ શૌર્યની કદર પણ જાણે છે; અને આપણા રજપૂત વીરોની માફક, સ્ત્રીનાં મ ણાં ન ખમવાં પડે એ હેતુથી ઉત્તેજાઇ ઘણા પુરૂષો શૌર્ય દાખવે છે.

ઘરમાં સ્ત્રીઓને બેસવા ઊઠવાના ખાસ ખંડ હતા; પણ તેઓ મ ના ઓરડામાં આવે જ નહિ, એવો અવરોધ ન હતો. કાંઇ જોવા સાંભળવા જેવું હોય તો--જેમકે, નામાંકિત સ્ત્રીપુરૂષોનાં ચરિતો ગાઇ સંભળાવનાર પૌરાણિકોને સાંભળવા—સ્ત્રીપુરૂષો એક જ દિવાનખાનામાં એકઠાં બેસતાં. દરેક શહેરમાં ખુલ્લાં નૃત્યનાં ચોગાનો હતાં, અને તેમાં ભાઈ-બહેનો મિત્રો વગેરે એકઠાં નૃત્યમાં ભાગ લેતાં. જુવાન કુમારિકાઓ અને યુવકો એકઠાં મળી દ્રાક્ષાસવ બનાવતાં, અને વિવાહ સમયે તેમ જ યજ્ઞમહોત્સવમાં સ્ત્રીપુરૂષો છૂટથી પરસ્પર મળતાં. યદ્યપિ લગ્ન પહેલાં સંવનન (wooing) નો રિવાજ ન હતો, તથાપિ કન્યાની રૂચિ જોઇને માબાપ લગ્ન કરાવ ાં.

કુટુંબનાં લુગડાં લ નાં બનાવવાં, અને તે સાફસૂફ રાખવાં, એ કામ સ્ત્રીઓનું જ ગણાતું. ઘરનાં તમામ લુગડાં સ્ત્રીઓ જ શીવતી, ભરતકામ કરતી, તથા લુગડાં ધોવાનું કામ પણ સ્ત્રીઓનું જ હતું. નૉસિકા જેવી રાજકન્યા રથમાં બેશી, એની સાહેલીઓ સાથે, હાથમાં ચાબૂક અને રથ હાંકતી, નદીએ જાય છે, ત્યાં લુગડાં ધૂએ છે, લૂગડાં પગથી દબાવે છે, અને સૂકવવા પાથરે છે. દરમિયાન નદીકાંઠે તેઓ ગાય છે, દડો ખેલે છે, અને દિવસ આનન્દમાં નિર્ગમે છે. હોમરનાં કાવ્યોની ગ્રીક-સ્ત્રીઓમાં કોઇ પણ જાતનું ઘરકામ કરવુ હલકું ગણાતું નહતું. ખુલ્લી હવામાં તેઓ પુષ્કળ ફરતાં. આથી તેઓનું શરીર મજબૂત અને જુવાનીથી

ભરેલું, મન નીરોગ, અને સ્વભાવ મધુરો બનતો. અને એ ગુણોને લીધે તેઓ પોતાની સાથે સંસર્ગમાં આવતા પુરૂષો ઉપર સાત્ત્વિક વશીકરણ વેરતાં.

ઇલિયડ અને ઑડિસિમાં એક પણ દુષ્ટતાથી વ્યભિચારમાં ડૂબેલી સ્ત્રી નથી. કોઇક વાર અનીતિ થઇ જતી આપણે જોએ છીએ, તો તે પણ એક અજ્ઞાનરૂપે, દુષ્ટતારૂપે નહિ જ. વેશ્યાનું તો આપણે નામજ સાંભળતા નથી.

હોમરના કાવ્યોની સ્ત્રીઓ ઘણી રૂપવતી હતી: અને એવી રૂપવતી સ્ત્રીઓની સંખ્યા પણ મ્હોટી હતી વળી એ પણ જાણવા જેવું છે કે એમાં સૌન્દર્યની ભાવનાનું જીવાતુભૂત તત્ત્વ શરીરની તંદુરસ્તી હતું; વિવધ અંગોની અને અંગની રેખાઓની સમતા એ સૌન્દર્યનું લક્ષણ ગણાતું; તેમજ ઊંચાઇ એ સૌન્દર્યમાં જરૂરની મનાતી. અને આવું તંદુરસ્તી ભર્યું સૌન્દર્ય માત્ર યુવાવસ્થામાં જ હોય એમ નહિ: હેલન ચાળીસ પચાસ વર્ષની થઇ તો પણ સુન્દરી જ લેખાતી. ઉછરતી બાલાને જ સૌન્દર્યની મૂર્તિ ગણવી, એવી સંકુચિત વિષયી ભાવના હોમરના સમયમાં ગ્રીકોની ન હતી.

ગ્રીક લોકોની સૌન્દર્યની ભાવના અને તેથી તેઓની સ્ત્રીઓ વિષેની સમજણ બિલકુલ વિષયી ન હતી, એ બતાવનારૂં એક ઉદાહરણ જો કે તે હોમરના સમયનું નથી; તથાપિ તે ગ્રીક સામાન્યને લાગુ પડતું હોવાથી અત્રે આપીશું. હાઈપીરાઇડીસ નામનો એક વક્તા ફ્રીનિ નામની એક ગણિકાનો ન્યાયનો કચેરીમાં બચાવ કરતો હતો. એના શુષ્ક દલીલો ન્યાયાધિકારી ઉપર અસર કરી શકતી નથી, એમ લાગતાં તેણે એકદમ એ ગણિકાની છાતી ઉપરનું વસ્ત્ર ખસેડી નાંખ્યું. ન્યાયાધિકારીઓ ઉર:સ્થળનું દિવ્ય

સૌન્દર્ય જોઇ ચકિત થઇ ગયા અને એ સ્ત્રીને નિર્દોષ ઠરાવી! ઇતિહાસકાર કહે છે કે--આ કોઇ પણ પ્રકારના અપવિત્ર ભાવથી નહિ, પણ એવી સમજણથી કે એફ્રોડાઇટ દેવીની ઉપાસિકા જેવી દીસતી આ સુન્દરીમાં દોષ સંભવે જ કેમ ?

હોમરના સમય પછી કેટલાંક શતક જઇને ગ્રીસનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે. એ યુગમાં ઍથન્સ્ અને સ્પાર્ટા—એ બે નગરોએ પ્રવર્તાવેલી સુધારા ( Civilization ) ની ભાવનાઓ સર્વાંશે મનન કરવા જેવી છે. પરંતુ આપણે તો એના એકજ અંશનું-એની નારીપ્રતિષ્ઠાની ભાવનાનું-કામ છે.

પ્રથમ સ્પાર્ટા લઇએ. સૌન્દર્ય, સમતા, આરોગ્ય અને સમષ્ટિ ચૈતન્ય ( State ) ના અંશ રૂપે જ વ્યષ્ટિચૈન્ય ( Individual ) નું સંવેદન—એ ગ્રીસના ઇતિહાસધ્વજ ઉપર મ્હોટે અક્ષરે લખાએલી ચતુઃસૂત્રી છે. પણ તેમાં છેલ્લું સૂત્ર-વ્યષ્ટિ ( Individual ) તે સમષ્ટિ ( State ) નું કેવલ અંગ જ છે એ વિચાર સ્પાર્ટામાં અસાધારણ પ્રધાનતા પામેલો હતો. સ્ત્રીઓને ‘ હક ’ તો નહતા; પણ પુરૂષની સમાન કક્ષામાં જ તેઓની ગણના થતી. પુરૂષ કરતાં સ્ત્રી જુદી છે, કે જુદી જ કેળવણીને યોગ્ય છે-એવો વિચાર જોવામાં આવતો નથી. યથા માતા તથા પ્રજા એ સૂત્ર સ્પાર્ટન લોકોને સ્વયંપ્રકાશ સત્ય હતું, અંતે અસ્ખલિત શ્રદ્ધાથી તેઓ એનો અમલ કરતા. તેઓને મજબૂત બહાદુર અને દૃઢ નિશ્ચયવાળા પુત્રો જોઇતા હતા, અને તેથી સ્ત્રીકેળવણીની પણ પ્રણાલિકા એ ઉદ્દેશ સફલ થાય તેવી જ બાંધી હતી. કન્યાઓ કુસ્તી, કસરત, શરતદોડ, અને શસ્ત્રપ્રયોગમાં ભાગ લેતી-અને તે ખુલ્લાં મેદાનમાં અને આછાં વસ્ત્ર પહેરીનેજ, જેથી કોઇ પણ રોગવાળી કે નિર્બળ કન્યા ઢાંકી રહેતી નથી. માંદલી છોક.

રીને તો પરણવા પણ દેતા નથી. છોકરીઓને વહેલી પરણાવતા નહિ. પુરૂષોને પરણવાની ફરજ હતી. બહુ મોડા પરણવા માટે કે પોતા કરતાં બહુ ન્હાની કે બહુ મ્હોટી વયની કન્યા પરણવા માટે સજા થતી. કન્યાઓ પોતાના માતાપિતાની વિશુદ્ધિ માટે અભિમાન ધરાવતી અને વ્યભિચાર તો તદ્દન અજાણ્યો જ હતો. પ્લૂટાર્કના જીવનચરિત્રોમાં આ સંબંધી એક રમુજી વાત છે.

એક વૃદ્ધ સ્પાર્ટનને પૂછવામાં આવ્યું કે 'આપના દેશમાં વ્યભિચાર માટે શી શિક્ષા છે? ત્યારે પેલા સ્પાર્ટને જવાબ દીધો કે 'અમારા દેશમાં કોઇ વ્યાભિચારી છે જ નહિ.' પણ હોય તો ? ઉ૦ 'ડુંગર ઉપરથી વળીને નીચેની નદીમાંથી પાણી પી શકે એવડો મ્હોટો સાંઢ દંડ તરીકે આપવો પડે.' 'આ શી વાત કરો છો ? એવડો મ્હોટો તે કોઇ સાંઢ હોય ?' 'ત્યારે સ્પાર્ટામાં કોઇ વ્યભિચારી પણ હોય ?'

વળી સ્પાર્ટન માતાઓના શૌર્ય અને દેશભક્તિનાં ઉદાહરણો એવાં સુપ્રસિદ્ધ છે કે એ વિષે બોલવાની જરૂર નથી.

પણ આ સર્વ ભાવનામાં આપણી હાલની દૃષ્ટિએ જોતાં કેટલીક ભારે ખામીઓ દીઠામાં આવે છે:—

જનસમાજ કેવી રીતે બળવાન કરવો એ ઉદ્દેશથી જ સ્પાર્ટાની સમગ્ર નીતિ ઘડાએલી હતી; અને બળનો અર્થ બહુધા શરીરિક બળ જ કરવામાં આવતો, અને સ્ત્રીનું પ્રયોજન પ્રજનન (Progeny) માત્ર જ ગણાતું. અને તેથી એની કેળવણીમાં ઉચ્ચ અને સૂક્ષ્મ મનોવ્યાપારને કાંઇ પણ સ્થાન મળેલું નહતું: સ્ત્રીને એક ઉન્નત કે સ્વતન્ત્ર આત્મા કે એક કુશળ ગૃહિણી કે એક સુખદ પત્ની બનાવવાના હેતુથી નહિ, પણ માત્ર એક વીરમાતા—

રાજ્યને જોઇતા લઢવાઈઆ પકવવાનું એક ક્ષેત્ર—ધારીને જ, એની કેળવણી રચાએલી હતી.

સ્પાર્ટા કરતાં પણ વધારે મહત્ત્વનું ઍથન્સ્ છે. ઍથન્સ્માં સ્પાર્ટાના ગુણ નથી અને દોષ પણ નથી. મિલ્ટન કહે છે તેમ એ નગરી 'ગ્રીસનું નેત્ર અને કલા અને શાસ્ત્રની માતા' છે; અને તેથી એના આચારવિચારમાં ગ્રીસનું મુખ્ય સ્વરૂપ—જે સ્વરૂપે સમસ્ત પૃથ્વી ઉપર અસર કરી છે—તે વિશેષ પ્રકટ થાય છે. ઍથન્સ્ની સ્ત્રી સંબંધી ભાવના સ્પાર્ટાથી ઉલટી હતી એટલું જ નહિ, પણ વિશેષ જાણવા જોગ તો એ છે કે ખાસ ઍથન્સ્માં પણ બે પરસ્પર વિરૂદ્ધ તરેહ સાથે સાથે નજરે પડે છે. દાસીઓ બાદ કરતાં, ઍથન્સ્ની સ્ત્રીઓના બે વર્ગ હતાઃ કુલાંગના અને વારાંગના. તેમાં, કુલાંગના ઘરના ઓરડાની બહાર પણ ભાગ્યે જ પગ મૂકી શકતી, અને એની સઘળી કેળવણી કુટુંમ્બની સગવડ અને સુખ સાધવા પૂરતી જ હતી. ઘરના અમુક ખંડ સ્ત્રીઓ માટે હતા, અને તે પણ ખાસ કરીને મેડીએ જ—જેથી તેઓ પુરૂષના જાણ્યા વિના છાનાંમાનાં ઘરની બહાર જઇ ન શકે, ભોજન વખતે પણ પુરૂષ સાથે ભળવાની તેઓને છૂટ નહતી; અને આખું શરીર ઢાંકવાનો રિવાજ હતો. અનીતિ માટે અત્યન્ત ક્રૂર સજા હતી. પતિને માથે એવી સ્ત્રીનો ત્યાગ કરવાની ફરજ હતી; અને એ કોઈ દેવાલયમાં નજરે પડે તો એનાં લુગડાં ફાડી નાંખવાનો અગર એવી બીજી કોઈ રીતે એને હેરાન કરવાની ગમે તે માણસને છૂટ હતી. સાધારણ રીતે પંદર સોળ વર્ષે કન્યા પરણાવવામાં આવતી. પણ ત્યાં સુધી એનું નામ પણ કોઈ ભાગ્યે જ સાંભળે, તો પછી કેળવણીની તો વાત જ શી ? Periclos કહે છે કે—"Great is the glory of that woman who is least talked of among

men, either in the way of praise or blame."—"પુરૂષોમાં જેની વાત ન થાય, અને સ્તુતિ કે નિન્દા એમાંથી એકેનો વિષય ન બને તે સ્ત્રી ઉત્તમ." "ઘરમાં પૂરાઇ રહેવું, અને પતિની આજ્ઞા પાળવી" એ એનો પરમ ધર્મ; ધાર્મિક વરઘોડામાં કે સગાંસંબન્ધીના મરણ વખતે જ બહાર નીકળવાની છૂટ; અને ઘરમાં ગુલામો ઉપર દેખરેખ રાખવી, ધણી અને છોકરાંનાં લુગડાં શીવવાં, સીધું-સામાન તપાસવો, અને બાલકોને ઉછેરવાં, એ એનાં હમેશનાં કર્તવ્ય. વરકન્યાની સગાઇ ડોશીઓ કરી આપતી. તેઓ ઘેર ઘેર ફરીને વરના ગુણ કન્યાને અને કન્યાના ગુણ વરને કહેતી—અને એ રીતે વરકન્યાની સગાઇ ગોઠવી આપતી. જે સ્ત્રી ઘર કરકસરથી ચલાવે અને તદુરસ્ત છોકરાંઓને—ખાસ કરીને છોકરાઓને—જન્મ આપે તે પતિને ગમે; તે ઉપરાંત પતિને પત્ની ઉપર બહુ પ્રેમ હોય એમ જણાતું નથી.

આવી સ્થિતિનું પરિણામ સારૂં આવે, એ અશક્ય છે. સ્ત્રીઓ અન્તઃપુરમાં બેઠી બેઠી પુષ્કળ દારૂ પીધા કરતી, ચોરી કરતી, અને ગુલામો મારફત બહાર સરસામાન વેચાવતી. પ્રશ્ન એટલો જ થાય છે કે જે ભૂમિમાં સ્ત્રીની આવી અધમ પ્રતિષ્ટા તે ભૂમિ "ગ્રીસનું નેત્ર, અને શાસ્ત્ર-કલાની માતા" શી રીતે થઇ શકી હશે? આ પ્રશ્નનો ઉત્તર આપણને ઍથન્સની સ્ત્રીઓનો બીજો વર્ગ જે વારાંગના તેની સ્થિતિમાં મળે છે. ઍથન્સ્‌ની સમૃદ્ધિથી દોરાઇ ઘણાં પરદેશી સ્ત્રીપુરૂષો ત્યાં આવી વસ્યાં હતાં. એ પરદેશી સ્ત્રીઓ સાથે ઍથન્સ્‌ના નાગરિક જનો (Citizens) પરણતા નહિ, કારણ કે વર્ણશંકર પ્રજાનો તેઓને ઘણો તિરસ્કાર હતો. પરન્તુ એ સ્ત્રીઓ સાથે તેઓ વિવિધ રીતે ભળતા. વારાંગના ઘરબહારના અનેક વ્યવહાર અને વિલાસમાં પુરૂષો સાથે ખુલ્લી નિર્દોષ રીતે

મળતી; તથા તેઓની કેળવણી પણ એવા ઊંચા પ્રકારની હતી, કે મ્હોટા મ્હોટા તત્ત્વજ્ઞાનીઓ પણ એમની સાથે એ કારણસર મૈત્રી બાંધતા. પ્લેટો, ઍરિસ્ટોટલ વગેરેને એ તરેહનાં મિત્રો હતાં; એટલું જ નહિ, પણ ઍસ્પેશીઆ નામની વારાંગના તો સૉક્રેટિસની ગુરૂ તરીકે પ્રસિદ્ધ છે. આ પ્રમાણે પરણુત સ્ત્રીની સ્વતન્ત્રતા, કેળવણી, અને પુરૂષો સાથે હળવા મળવાની છૂટ ઉપર કૃત્રિમ રીતે અંકુશ મૂકવાનું પરિણામ એ આવ્યું, કે ઘરમાં પડતી યોગ્ય સહચરીની ખોટ બહારથી પૂરી પાડી લેવાની જરૂર ઉત્પન્ન થઈ.

આ વાત ઍથન્સના સુજ્ઞ જનોને પોતાને પણ સમજાતી હતી. સૅફો નામે એક સ્ત્રી કવિએ ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં સ્ત્રીની પદવી અને એના અધિકાર ઉચ્ચ બનાવવા યત્ન કર્યો હતો. અને સ્ત્રીઓની એક કૉલેજ પણ સ્થાપી હતી. અને વળી રિપબ્લિકમાં પ્લેટોએ સ્ત્રીપુરૂષની સમાનતાના સિદ્ધાન્ત ઉપર રચાએલી સ્પાર્ટાના જેવી કેળવણી માટે ભલામણ કરી છે. એ કહે છે કે: "And so in the administration of a state neither a woman as a woman nor a man as a man has any special, function. But the gifts of nature are equally diffused in both sexes all the pursuits of men are the pursuits of women also and in all of them woman is only the lesser man."

એસ્પેશિઆને ઘેર જે વિદ્વાનો એકઠા થતા, તેઓ પોતાની સ્ત્રીઓને પણ ત્યાં લઇ જવા લાગ્યા હતા. અને ઍસ્પેશીઆ એમની સાથે સ્ત્રીઓના ધર્મ સંબંધી વિવાદ કરતી. તેમાં એનો મુખ્ય ઉપદેશ એ હતો કે—સ્ત્રી અને પુરૂષ બંને એક બીજાથી છૂટાં પડીને જીવનનું સાર્થક્ય કરી શકે જ નહિ; અને તેથી સ્ત્રીઓનું

કર્તવ્ય એ છે, કે માત્ર માતા કે પત્ની થઇને બેશી ન રહેતાં, ઊંચી માનસિક કેળવણી પ્રાપ્ત કરી પતિની સાથે વિવિધ વિદ્યા વિનોદમાં ભાગ લેતાં થવું.

૨

ગ્રીસની ખામી આપણે રોમના ઇતિહાસમાં કેટલેક અંશે દૂર થએલી જોઇએ છીએ. આરંભકાળમાં તો રોમમાં પણ 'સ્ત્રીઓ અને છોકરાં' એની એક કોટિમાં જ ગણતરી થતી; અને મ્હોં ઉપર બુરખો નાંખીને લાજ કાઢયા વગર બહાર નીકળ્યા માટે, કે વગર રજાએ જાહેર તમાશા જોવા ગયા માટે સ્ત્રીને છેડો છૂટકો આપ્યાની વાત આપણે સાંભળીએ છીએ. અને સ્ત્રી અનીતિ કરતાં પકડાય તો એને મારી નાંખવાની પણ ધણીને રજા છે. પરવશતામાંથી છૂટવાના રોમન સ્ત્રીઓએ પોતે ઘણા—જેમાંના કેટલાક દુષ્ટ પણ—યત્નો કરેલા જણાય છે. ઇ. સ. પૂ. ૩૩૧ માં રોમના અમીર વર્ગમાં ભારે મરકી ચાલી હતી. અને એનું કારણ એવું મનાય છે કે સ્ત્રીઓએ પુરૂષોને ઝેર દીધું હતું. ગૉલ સાથેની લઢાઈમાં હારવાથી રોમના લોકોને જ્યારે ભારે દંડ ભરવો પડેલો, તે વખતે સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં અને સ્ત્રીધન સમર્પી દીધેલાં; પણ રોમ જ્યારે પાછું જાહોજલાલીમાં આવી ગયું, ત્યારે પણ અમુક હદ ઉપરાંત સ્ત્રીઓએ વધારે સ્ત્રીધન રાખવું નહિ, એવો કાયદો પસાર થવા જતો હતો તે સ્હામે રોમન સ્ત્રીઓએ ભારે ટક્કર લીધી, અને હાલમાં ઈંગ્લંડમાં સ્ત્રીઓના રાજકીય હક બાબત જેવી હિલચાલ ચાલે છે, તેવીજ હિલચાલ ઉઠાવી.

પણ રોમનો સમગ્ર ઇતિહાસ લેતાં-સામાન્ય રીતે એમ કહી શકાય, કે ગ્રીસ કરતાં રોમમાં સ્ત્રીની પદવી ઘણી ઊંચી હતી. રોમમાં પત્ની તે ઘરની રાણી હતી; લગ્ન તે ન્હાનાં મ્હોટાં સર્વ

અને વાંચે તો રેનોલ્ડસનાં નોવેલોની પંક્તિએ શાસ્ત્રો ચઢે. જેવો હોય તેવા મનુષ્યને શાસ્ત્રો કંઇક સુધારે છે કે બગાડે છે? વળી, યમાદિ એટલે શું? યમ, નિયમ, પ્રાણાયામ, પ્રત્યાહાર ધ્યાન, ધારણા, સમાધિ એ? અને એ બધું થઇ જાય પછી શાસ્ત્રનું પ્રયોજન શું, અને શાસ્ત્ર વાંચતાં પહેલાં તે બધાં કરી લેવાનાં હોય તો કયાંથી તેની પ્રક્રિયાઓ જાણી લેવી?

મી૦ ગાંધી અસ્પર્શ્યતાની રૂઢીને નિંદ્ય કહી તેને બે હજાર વર્ષનું પાપ બતાવે છે. આ વર્ષોની ગણના શાસ્ત્રાધારે કે મેકસ-મુલરને આધારે કે અનુભવના આધારે કરી છે, એમ એક પ્રશ્ન થાય છે. એ ગણત્રીએ પણ એક "દુષ્ટ રૂઢિ" બે હજાર વર્ષ સુધી ધર્મ તરીકે ચાલી એ એક આશ્ચર્યકારક બીના છે. જો બે હજાર વર્ષથી આ રૂઢિ ચાલતી આવી હોય તો તે "પાળી શકાય તેવી નથી," એમ શી રીતે કહેવાય? વસ્તુતઃ આ રૂઢિ પળાય છે, અને દૃઢતાથી પળાય છે, માટેજ શ્રીયુત્ ગાંધીજીને તેને તોડવા સારૂ આટલી દૃઢતા દેખાડવી પડી છે.

મારે ફરી કહેવું પડે છે કે, અંત્યજો, શુદ્ધ સનાતન ધર્માનુયાયીઓ અસ્પર્શ્ય છે. હિન્દીવાનોની ભાષામાં તે અસ્પર્શ્ય નહિં! મુસલમાનો, ક્રીશ્ચિયનોને અને એકબીજાની દૃષ્ટિએ તેઓ સ્પર્શ્ય ગણાય છે. વૈદિક સનાતન ધર્માનુયાયીઓ પોતાની આચાર શુદ્ધિને અર્થે તેમનો સ્પર્શ કરતા નથી, છતાં સ્પર્શ થાય તો સ્નાન કરી પવિત્ર થવાની તેમની સ્વતંત્રતા છીનવી લેવાની શી જરૂર છે? અને તેઓ પોતાની વિશુદ્ધિને અર્થે એટલો શ્રમ સહેવા હોય તો તે જાણી, જે સમજુ અંત્યજો તેમને તે શ્રમમાં નાખતા નથી તેમનું તો ડહાપણ છે. ક્રિશ્ચન, મુસલમાન અને પારસી સજ્જનો પણ બીજાએ પોતે માનેલી પવિત્રતાને હરકત ન

કરવાની માનસિક ઉદારતા દેખાડે છે, એ આપણે અનેક સંજોગોમાં પ્રત્યક્ષ કરીએ છીએ. સનાતન ધર્માનુયાયીઓ જેને અડકીને પવિત્ર થવાની આવશ્યકતા શાસ્ત્રાનુસાર માને છે તે આવશ્યકતા માનવી ન માનવી, એ તેમનો પોતાનો પ્રશ્ન છે. શ્રીયુત્ ગાંધી તે ધર્મના યથાર્થ અનુયાયી ન હોવાથી અને તે ધર્મના ગ્રન્થોને પણ યથાર્થ રીતે સ્વીકારતા ન હોવાથી તેમની તે સંબંધે વચમાં પડવાની યોગ્યતા શિથિલ થઇ જાય છે. અને તેજ હકીકત સર નારાયણ ચંદાવરકર જેવા જે ગૃહસ્થો તે વિષયમાં અગ્રણી થયા છે, તેમના પરત્વે પણ લાગુ પડે છે. આપણા ધર્મશાસ્ત્રોનાજ સિદ્ધાંત અથવા તેને બદલવા પડે, એવા કોઇ ખરા સંજોગો ઉભા થયેલા હોવાનું આપણો ધાર્મિક જનસમાજ સ્વીકારતો નથી. આપણા ધર્મશાસ્ત્રોના ' અચલિત સિદ્ધાંતો ' તે ધર્મ શાસ્ત્રોમાં છે. દુનિયાના મોટા મોટા પંથોનો લઘુતમ સાધારણ ભાજ્ય એટલે તે અચલિત સિદ્ધાંતો–એ માન્યતા ભ્રમભૂલક છે.

" છ કરોડ"ની ગણનામાં એવાજ પ્રકારની ગડબડ જણાય છે. ઢેડ ઇત્યાદિ જ્ઞાતિઓની સંખ્યા તેટલી હોવાની વાત શક ભરેલી છે. કારણ કે વીસ કરોડ હિન્દુઓમાં એક અસ્પર્શ્ય જ્ઞાતિનો દેખાવો જોઇએ, જે વાત માની શકાય એવી નથી.

શ્રીયુત ગાંધીજી એમના પ્રત્યુત્તરમાં ગુંચવાઇ ગયેલા પ્રતીત થાય છે. તેઓ કહે છે કે, આગગાડીમાં એઓનો સ્પર્શ થાય છે અને પછી કહે છે કે, જો જાણ્યે અજાણ્યે આપણા ડબ્બામાં ઢેડ આવે છે તો તેની ઉપર ગાળોનો વરસાદ વરસે છે. ત્યારે ગાડીમાં તે આપણે તેમને અડકીએ છીએ કે અડકવાની ના પાડીએ છીએ, કે અડે છે તે બીજા અને ના પાડે છે તે બીજા, એમ સમજવું ?

મી૦ ગાંધી દીલગીર થાય છે કે, દુકાનદારો તેને માલ ન આપે,

ને મરતા હોય તો પણ આપણે તેને ન અડકીએ અને આપણું ઉચ્છિષ્ટ તેને ખાવા આપવામાં આવે છે. ઢેડોની ખાસ દુકાનો હોતી નથી, છતાં તેઓનો અદ્યાપિ વ્યવહાર ચાલે છે; એટલે દુકાનદારો તેમને માલ તો આપતા હશે; મરતા હોય ને તેને બચાવવાની આપણી શકિત હોય તો અડવાની કંઇ હરકત નથી; માત્ર શુદ્ધિને અર્થે સ્નાનનોજ શ્રમ છે, તેટલો એવા મહત્કાર્યને સારૂ વધું નથી તેમને સારૂં અન્ન આપવાની કંઇ શાસ્ત્રમાં કે ધર્મમાં મના નથી. ઉલટું જમ્યા પહેલાં વૈશ્વદેવમાં ધાર્મિક બ્રાહ્મણો શ્વપચનો ભાગ કહાડે છે. મનુષ્યોના મનુષ્યો પ્રત્યેના પ્રેમમાં સ્ખલન એ, તો આ જમાનાનું પશ્ચિમાવિદ્યાના ફલરૂપ ચિહ્ન છે. તે અમૈત્રી કુટુંબોને વિભકત કરવામાં, જ્ઞાતિકલહોમાં અને માનસિક અનુદારતામાં ફલિત થતી આપણે જોઇએ છીએ. અંત્યજોનો તિરસ્કાર, ધિક્કાર જે કરતા હોય તેને ઉદાત્ત ભાવનાઓથી પ્રેરિત કરવામાં સ્પર્શ કરવાના બોધની અવશ્યકતા નથી. અસ્પર્શ્યત્વને અંગે ફલિત થતો વ્યવવાર તિરસ્કાર વિના થઇ શકે છે.

મી૦ ગાંધી જે ધર્મ પ્રચારકોને પૂછયાનું જણાવે છે તે હિન્દુ ધર્મના હતા કે પરધર્મી હતા, અને તેમણે તિરસ્કારાદિ બાબત બચાવ નથી કરેલો ! જો આમ હોય, અને તેમનાં નામ ખાનગી રાખવા જેવાં ન હોય તો તે પ્રસિદ્ધ કરવાથી મી૦ ગાંધીની માન્યતાને પુષ્ટિ મળત અને હિન્દુ જનસમાજ પણ તે ધર્મોપદેશકોના વિચારો વિષે માહિતગાર રહેત.

મી૦ ગાંધી કદાચ ધારતા હશે કે કોંગ્રેસ જેવાં મંડળોમાં વાત તો અમારીજ મનાય છે. પણ આ માન્યતાથી કંઇ નથી. કોંગ્રેસના ઘણા અનુયાયીઓ પશ્ચિમા વિદ્યાના કવલભૂત થયા છે અને મી૦ ગાંધી પણ તેમની સાથે છે એમ જાણી લોકો દીલગીરજ થશે.

કોંગ્રેસ જો અંત્યજોને અસ્પર્શ્ય વર્ગ ગણશે તો હિન્દીવાનોની ભાષા ભુલી જઈ હિન્દુઓના આંતર વ્યવહારની ભાષાને અવલંબતી ગણાશે, અને તેટલે અંશે તે માત્ર હિન્દુઓની પ્રતિનિધિ હોવાનો આક્ષેપ ખરો પડતા જેવું થશે, અને તે પ્રશ્નનો હિન્દુ ધર્મશાસ્ત્રો અને શિષ્ટમતથી વિરૂદ્ધ નિર્ણય કરવામાં તેનું હિન્દ વિચારોનું પ્રતિનિધિત્વ પણ ઓછું થશે.

અંગ્રેજી પત્રો, પારસી લેખકોનાં પત્રો અથવાં કહેવાતા 'સુધારા' નાં પત્રોની પ્રશંસાથી પણ મી૦ ગાંધીએ ભોળવવાનું નથી. આપણા અંગ્રેજ અને પારસી ભાઈઓ તે વિષયને યોગ્ય રીતે ભાગ્યેજ ચર્ચી શકે, અને ઉચ્છેદક વિચારોને પોષનારાં પત્રો તો પોતાનામાં હા મેળવનારને પ્રશંસે તેમાં નવાઈ નથી. એ બધાને તો મી૦ ગાંધી પ્રમાણરૂપ છે, મી૦ ગાંધીને એ પ્રમાણરૂપ ભાગ્યેજ હશે.

આપણા ધર્મશાસ્ત્રના 'પાપ' અને 'પ્રાયશ્ચિત' એ શબ્દોનો ગમે તેમ ઉપયોગ કરવાથી કંઈ અર્થ નથી; અસ્પર્શ્યત્વમાં પાપ નથી અને હોઈ ન શકે; કારણ કે દોષિત ક્રિયામાં પાપ છે, અસ્પર્શ્યત્વએ તો એક પ્રકારનો નિષેધ છે. અડકવાની ક્રિયા ન કરવામાં પાપ શી રીતે બને ? અને પાપ ન હોય તો પ્રાયશ્ચિત શાનું ? મી૦ ગાંધી પ્રાયશ્ચિત્તને પાપના અથવા પાપફળ ભોગના અર્થમાં જાણે વાપરતાં કહે છે કે, " તેનું પ્રાયશ્ચિત આપણે કર્યા જ કરીએ છીએ." તથાપિ એમના શબ્દ પ્રયોગોની ચાળવણી કરવી એ એમના પ્રત્યેના પ્રેમને અનુરૂપ ન હોવાથી તેમના મુખ્ય મુદ્દાઓ લઈ તેની શિથિલતા દર્શાવીએ છીએ.

' ધંધામાં તો નીચતા નથીજ ' એમ કહેવું એ સર્વ મનુષ્યોને સરખા માનવાની ભૂલના જેવીજ ભૂલ છે. પ્રયોજન, અધિકારી, આચારો અને ક્રિયામાં સર્વ ધંધાઓ સરખા નથી. તેને સરખા

માનવા એના જેવો ભ્રમ પરંપરામાં દૃઢ થવાનો કીયો માર્ગ હોઇ શકે ? ઉચ્ચનીચ શબ્દોનું જો પ્રયોજન હોય તો ધંધાને પણ તે વિવેક લાગુ પડે. ઉચ નીચ કંઇ નથી એ ઉત્સાહીનની ભાષા છે, ઉપનીતની નથી. બાળકને બધા સાહેબ લોક સરખા દેખાય છે.

પ્રિતિભોજનની સાથે આ હિલચાલનો સંબંધ નથી એમ કહેવાય છે, તે વાસ્તવિક નથી. આ હીલચાલ તેનું પહેલું પગથીઉં છે, એ સ્પષ્ટ છે. મી૦ ગાંધી અંત્યજોની સાથેના સહભોજનને પણ માનતા હોવાનું ખરૂં હોય તો તેમણે તે વાત ગુપ્ત રાખવાની નથી. એ વકીલને શોભે પણ સત્યાગ્રહીને શોભે નહી. અર્ધ સત્ય બતાવી અર્ધને ગુપ્ત શા માટે રાખવું ?

મી૦ ગાંધી લખે છે કે, હું ધર્મગુરૂની શોધમાં છું. તેઓ વિલાયત, આફ્રિકા, હિન્દુસ્તાન ઇત્યાદિ દેશમાં ફર્યા છે અને તેમણે કદાચ તે સંબંધી સમ્યગ્ પુરૂષાર્થ કર્યો હોત તો તેમને ગુરૂ મળી શકતે. જેવી ભાવના તેવી સિદ્ધિ થાય છે, તો આ વિષયમાં તેમણે પોતાનું મનોબળ વાપર્યું નહી હોય ? જ્ઞાનની પ્રાપ્તિ કરીને કાર્ય કરવું યોગ્ય છે. વૈષ્ણવોને પરમપ્રિય એવા એકાદશ સ્કંધમાં ભગવાન કહે છે એ પ્રમાણે અનાદિ અવિદ્યયુક્ત પુરૂષને જ્ઞાન સ્વતઃ સંભવતું નથી, એટલા સારૂ તેને માટે અન્ય તત્ત્વજ્ઞ જ્ઞાનદાતા થવો જોઈએ. તો પછી પહેલું તો એ છે કે, ગુરૂ આ દુનિયામાં મળી શકે તેમ હોય તો તેની પાસેથી જ્ઞાનની પ્રાપ્તિ કરવી. યોગ્યગુરૂ કદાચ રસ્તામાં નજરે ન ચઢી આવે તો થોડો પ્રયત્ન પણ તેને સારૂ વધારે નથી. જે અખાનો મી૦ ગાંધી આધાર આપે છે તેનાજ શબ્દો એમને વિચારવાને અત્રે ઉદ્ધૃત કરીશું.

'કર્મ જડને કર્મ વ્હાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
'ફરી ફરી તે આચરે, પણ ટળે નહી દેહ ચર્મનો.'

'જેમ બધિર ન જાણે નાદ સુખને સ્વાદ નહોય રસના વિના,
'તેમ ગુરૂ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના.'
'કહે અખો વસ્તુજ્ઞાન વિના, કુશળ ન હોયે જંતને.'
'નિજ ધામ હીંડો જાણવા તો સેવો હરિ ગુરૂ સંતને.'

મી. ગાંધી યમાદિ વિનાના શાસ્ત્રાભ્યાસથી આડે રસ્તે ચઢી જવાવાનું કહે છે અને "શાસ્ત્રાભ્યાસ માત્રથી ધર્મનું સ્વરૂપ મળતું નથી," "ઘણા શ્લોકો ક્ષેપક છે." અને "ઘણામાં અર્થ રહ્યો નથી," એમ જણાવે છે. આ પ્રકારની તેમની શાસ્ત્ર શ્રદ્ધા છે અને "ગુરૂ હજી મળ્યો નથી." જો તેમના લેખોથી છાનું રહેતું હોત તોપણ આ બધામાંથી એ વ્યંજનો નિકળે છે કે, શાસ્ત્રનો યથાવિધિ અભ્યાસ એઓ કરી શકયા નથી, અને કદાચ તેટલાજ સારૂં તેઓ શાસ્ત્રાભ્યાસને તિરસ્કૃત કરી, અસ્પર્શ્ય માની પોતાના ૩૫ વર્ષના અનુભવને હઠક આગ્રહથી આગળ ધરે છે. ધર્મના વિષયમાં મનમાં ઊહાપોહ થાય અથવા કોઇ કોઇવાર તે સંબધી વાંચવા, ચર્ચવા, સાંભળવાનું મળે તે અનુભવ કહેવાય પણ તે શાસ્ત્રભ્યાસની નથી, અને ધીમંતોને આવશ્યકતા શાસ્ત્રભ્યાસની છે અને ત્યારેજ વિધિનિષેધની યથાર્થ વ્યવસ્થા સમજાય છે. શાસ્ત્રાભ્યાસ ન કરેલો હોવામાં કંઇ આ સમયમાં ન્હાનમ નથી. યુનિવર્સિટીના હજારો પદવીધારીઓ શાસ્ત્રના સંપર્કથી મોકળા હોય છે.

જેઓ શાસ્ત્રને માનતા નથી અને પોતાની બુદ્ધિને પ્રમાણરૂપ ગણે છે તે કયે દિવસે કઇ વાતને પ્રમાણરૂપ માનશે તે કહી શકાતું નથી, કારણ કે બુદ્ધિવાદમાં અનવસ્થા છે ( બ. શાં. ભા. ૨-૧-૧૧) એ પ્રસિદ્ધ છે. શાસ્ત્રો, બુદ્ધિને વિવિધ રૂપવાળી, ચંચળ, સ્વૈરિણી રૂપે વર્ણવે છે. ( ભા. ૬-૫-૧૪ )

પોતાના વિચારોમાં જે દૃઢતા સંબંધે મી૦ ગાંધી લખે છે તે

તેમની તે વિચારો પરત્વેની અત્યારની શ્રદ્ધાને દર્શાવે છે. જ્યારે અસ્પર્શ્યતાના સિદ્ધાંતની યોગ્યતા તેમને જણાય, ત્યારે તેમણે ધર્મનો ત્યાગ કરેલો હોવો જોઇએ એમ આવશ્યક નથી; નહિ તો તે સિદ્ધાન્તના માનનારા બધાને ધર્મથી રહિત ગણવા પડે. વૈષ્ણવ ધર્મસંબંધેની તેમની મમતાને પણ તેમની ભાવનાની સૂચક તરીકે અર્થવતી કરવાની છે. વૈષ્ણવ થવું તો કઠિન છે. વૈષ્ણવ થવાની ઉદાત્ત ભાવના અભિવંદ્ય છે. મુંબઇના વૈષ્ણવ જૈનસમાજે તેમને જાગૃત કર્યા છે, તેથી એમનો વૈષ્ણવ પ્રત્યેનો ભાવ ઓછો મા થાઓ. સાચાં કટુવચન કહેનાર અને સાંભળનાર બન્ને દુર્લભ છે. મેલું ઉપાડવાનો ધંધો વૈષ્ણવે કરવા જેવો નથી. તેણે તો મેલાથી દૂરજ રહેવું, એણે તો શ્રી હરિની અનન્ય ભક્તિજ કરવાની છે. અંત્યજોમાં પણ હરિજનો વ્યવહારને ત્યાગી હરિને ઉપાસે છે.

અમને શોક સાથે દર્શન થાય છે કે અમારા આ દેશ બંધુની ધર્મ પ્રત્યેની અને તેનાં વાંચક શાસ્ત્રો પ્રત્યેની શ્રદ્ધા અમારા અનેક પાશ્ચાત્ય સંસ્કારી બંધુઓની પેઠે લુંટાઇ ગઇ છે. એટલેજ એમને શાસ્ત્રોનાં ઘણાં વાકયો ક્ષેપક લાગે છે અને ઘણાંનો કાંઇ અર્થ એમને સારૂ રહ્યો નથી. એમના વિચારને માફક ન આવે તે ક્ષેપક અને અર્થ વિનાનું એમ એમને થઇ ગયું છે. મનુસ્મૃતિનાં બધાં શાસ્રને પાળે તો ભ્રષ્ટ સિદ્ધ થાય, એ માન્યતામાં પણ વિધિ-વાકયોની વ્યવસ્થાનું અજ્ઞાનજ કારણભૂત છે. આ વિષયમાં ફરી અખાનેજ તેની પ્રૌઢ વાણિમાં સંભારીએ છીએ. આભડછેટ દેહાભિમાનીને તો હતુંજ, છેજ. અને રહેશેજ.

દેહ તેને સર્વ સાચું પાપ પુણ્ય અવતાર.
કહે અખો શાસ્ત્ર સઘળાં સત્ય થાયે જંતને,

નિર્વાણુ પદ તો તોજ પ્રગટે જો સેવે હરિ ગુરૂસંતને.

અંત્યજોના વિષયમાં વળી એક જુની દલીલ મી૦ ગાંધી આગળ કરે છે, અને તે એ કે અંત્યજો ને હિંદુ ધર્મમાંથી ખ્રિસ્તી થઇ જાય છે તે બચાવવાની તેમની ધારણા છે. જો આમજ હોય તો હવે આર્યસમાજે તેમની સામટી ઉન્નતિ કરવાની ગોઠવણુ કર્યા પછી પણુ કેમ અંત્યજો પરધર્મમાં જાય છે? વાસ્તવિક વાત તો એ છે કે, ક્રિશ્ચિયન મીશનરીઓ બહુ બહુ મહેનત, મન અને ધન તેઓને પોતાના ધર્મમાં ખેંચવા પાછળ આપે છે તેથી થોડાંઘણાં ભોળાં ગરીબગરબાં તેમાં અનેક કારણોથી ખેંચાઇ દાખલ થાય છે અને તેમને પણુ શુદ્ધ કરી લેવા આર્યસમાજ તૈયાર છે અને બ્રહ્મોસમાજ તો પહેલાંથીજ મોજુદ છે.

ખ્રીસ્તી થયા પછી અંત્યજો જુદા ધંધામાં અને જુદા સામાજિક વાતાવરણમાં દાખલ થાય છે અને તેટલે અંશે વાજબી રીતેજ જનસમાજ તેમની અસ્પર્શ્યતા ઓછી ગણે છે. બીજ, સંસ્કાર, કર્મ, વૃત્તિ (ધંધો) અને સમાજ સંબંધ એ પાંચે મનુષ્યના સ્વભાવનાં પ્રધાન નિયામક હોઇ, ઉચ્ચનીયતાનાં પણુ યોગ્ય રીતેજ નિયામક છે. સર્વ મનુષ્યો અનેક બાબતમાં અસમાન છે અને તેમને સમાન માનવાં મનાવવાં એ તો પારિસનું ઉચ્છિષ્ટ પાખંડ છે.

મી૦ ગાંધીને અમારે કહેવું જોઇએ કે કહેવાતા સુધારાની કુદાકુદીનો જમાનો હવે ગયો છે, જેમ યુરોપના વિષેનો ભ્રમ હવે ઘણાના મનમાંથી ખસી ગયો છે તેમ તે સુધારાના ધોરણુ ઉપર રચાયલું આપણા દેશનું સુધારાતંત્ર પણુ કયારનુંએ ગુંચવાઇ ગયું છે. બાકી તો આ જમાનામાં એક વાત પકડી તેનું પુનરાવર્તન ન કરાય તો પરાજીત થયા કહેવાવાના ભયથી તેનું વાર્ષિક આવર્તન થયે જાય છે. હિન્દ જનસમાજ નાસ્તિક વાદવાળા સુધારાના જીર્ણ

થઇ ગયેલા સિદ્ધાંતોને માનતો નથી. દેશનો રંગ બદલાયો છે. સોને જંગમાં ચડાવનાર નર્મદ આપણે ભુલ્યા પાછા હટો એમ કહી ગયો છે; મણિલાલ નભુભાઇ સુધારાની ધુળ ઝાટકતાં પોતાનો "સિદ્ધાંત સાર" સમાપ્ત કરે છે; "હાય હાય રે હિન્દુપણું જાય હાલ્યું" એમ કવનાર કવિની લોકપ્રિયતાની શાખ તેના ગ્રન્થનો રવિસ્તા પૂરે છે. શ્રીયુત ગોવર્ધનરામ પોતાની પુત્રીના અનુરોધથી કમુદને વિધવા વિવાહ કરાવતાં અટકે છે. "ધીમે ધીમે સુધારાનો સાર" સમજાવવાની ભલામણ કરનાર કવિના સાક્ષરપુત્ર શ્રીમદ્ભગવદ્ગીતાનું ભાષાંતર કરે છે. વિલાયત જવાની પહેલ કરનાર નાગરના વિદ્વાન પુત્ર દેશમાં રહી સ્થાનિક સ્વરાજ્યને પોતાનું પ્રધાન લક્ષ્ય કરે છે! પ્રાર્થના સમાજના નેતાના અગ્રિમ વંશજો શ્રી રણછોડરાયની મૂર્તિને પ્રણમે છે. કરસનદાસ મૂળજીના પુત્રે હમણાંજ સપ્તાહ બેસાડી હતી. ત્રીસ ચાલીસ વર્ષના આર્યસમાજના નેતાઓમાં ભંગાણ પડી તેના પાંચ છ ભિન્ન વિભાગ પડી જાય છે. આર્ય સનાતન ધર્મના મહામંડળો અને સંમેલનોનો આરંભ થઇ ગયો છે અને ભૂતપ્રેતને માનનારી સભાની અધ્યક્ષ બાનું કાંગ્રેસને પ્રમુખપદે વિરાજે છે.

અત્યારનો શિથિલ હિન્દુ જનસમાજ પણ આચારભ્રષ્ટતાના આ શાસ્ત્રોચ્છેદક પંથને માનતો નથી, તો નરસિંહ મહેતામાં તેવા વિચારોને કલ્પવા એને દૃષ્ટિભેદના પરિણામ વિના બીજું શું કહેવું?

એ નાગરકુળભૂષણ કવિના વિચારો પણ જોઇએ. નરસિંહ મહેતા સુતકને બાહ્ય અસ્પર્શ્યતાના સિદ્ધ પ્રમાણરૂપ ગણી આંતરા શૌચની વળી બીજી અશુદ્ધતા પ્રકાશતાં કહે છેઃ—

કૃષ્ણ કીર્તન વિના નર સુતકી,
વિમળ કીધે વધુ, શુદ્ધ ન થાયે.

અને વળી અંત્યજોનું માહાત્મ્ય ગાયા વિના જે વિશિષ્ટ કારણથી પોતે તેમના સ્થાનમાં ગયા હતા તેની કુંચી બતાવતા કહે છે :—

સકળ તીરથ શ્રીકૃષ્ણ કીર્તન કથા,
હરિતણા દાસ જ્યાં ત્યાં હેતે ગાયે.

અને તે સ્થાનમાં પોને સુધારક તરીકે નહી, રાજકીય ઉદ્દેશોથી જર્મનોની માફક કોઇપણ રીત્યા હિન્દુઓની સંખ્યા વધારનારા તરીકે નહી–પણ હરિભક્ત તરીકે ગયા હતા તે સમયની તેમની શુદ્ધિની અપ્રતિહત ભાવનાને પ્રકાશતાં કહેલું લખી મૂકે છે કે :—

ગોમુત્રે તુળસી સ્થળ લીપજો,
એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન.

નરસિંહ મહેતા તો ચક્ષુના વિષયોમાં પણ સ્પર્શ્યાસ્પર્શ્યત્વને સ્વિકારે છે. રાજા મંડલિકના ધર્મદ્રોહનું કારણ પ્રકાશતાં લખે છે.

વળતી માતા એણીપેર બોલી
કહું છું સાચું હું યરે
મ્લેચ્છ સેવકનું મુખ મ્હેં જોયું
પેટ રહ્યો જવ તું યરે

મહેતાજીના જીવનમાં હરિના નામનું, હરિના ભક્તનું અને એકાંતિક ભક્તિ ધર્મનું માહાત્મ્ય વિકસે છે. જે વૈષ્ણવ તેમને વ્હાલા હતા તેને આ પ્રમાણે તેઓ બાહ્ય ચિન્હ સમેત વર્ણે છે.

ધન્ય ધન્ય રે જીવતર વૈષ્ણવનું
જ્યાં જોઇએ ત્યાં હરિગુણ ગાય,...
વૈષ્ણવ કેરાં ગુણ લક્ષણ
તિલક છાપ ને તુળસી માળ.

વળી બાહ્ય ચિન્હોથી પૂર્ણતા નથી એમ બતાવતાં કહે છે :—

અહ્યા નામ પામ્યા પણ રામને નવ લહ્યો
વૈષ્ણવ પદ કેરાં બિરદ ઝાલે...
વ્યાધિની વેદના વિશ્વથી ના ટળે
ઠાલો ગગનમાં મેઘ ગાજે

નરસિંહ મહેતાની સંસાર પ્રત્યેની જ્ઞાનદૃષ્ટિનું સૂચન કર્યાં પછી તેમની સંસારવૈરાગ્યની ભાવનાને પ્રકાશીએ છીએ. આપણો એ વૈષ્ણવ કવિ વ્યાવહારિક હિલચાલોના પેગામનું મર્દન કરતાં લખે છે :—

જે ગમે જગત ગુરૂ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો.
આપણો ચીંતવ્યો અર્થ કાંઇ નવ સરે
ઉગરે એક ઉદ્વેગ સરવો.
સકળ કલ્યાણ શ્રી હરિતણા ચરણમાં
શરણ આવ્યે સુખ પાર ન્હોયે.

આવા સ્પષ્ટ શબ્દોમાં જેણે પોતાનો માર્ગ દર્શાવ્યો છે તેને અંત્યજો જોડનો શંભુમેળો કરવાની હિલચાલમાં ખેંચવા એ પાપ તો હોય કે ન હોય પણ એટલું તો સૂચવે છે કે જેમ ધર્મના વિષયમાં સામાન્ય માહિતી ઉપરથી ધર્મ જાણ્યો ગણાતો નથી તેમ નરસિંહ મહેતાનાં કાવ્યોનું તત્ત્વ અને તેની ચોટ બરોબર અભ્યાસ વડે સમજ્યા વિના નરસિંહ મહેતાને આગળ ધરવા, એ પણ ભૂલ છે.

મી૦ ગાંધીને અમારે કહેવાનું છે કે યુરોપની સરખામણી ઉપરથી હિન્દ વિષે વિચારો બાંધવા એ મોટી ભૂલ છે. યુરોપનો ઇતિહાસ અત્યારે અપૂર્વ ક્રૂરતાભર્યાં રણસંગ્રામમાં પરાકાષ્ટા (?) ને પામ્યો છે. હિન્દનો ઇતિહાસ ૩૦ કરોડની પ્રજાની પોતાના રાજ્યકર્તાઓ તરફ અણીને વખતે વફાદારીના અપૂર્વ

દૃષ્ટાંતમાં ફલિત થયો છે. ગુલામી તો ત્યાં હતી, અહીં તો થોડો થોડો પણ ધર્મ છે.

શ્રીયુત્ ગાંધીજી સંબંધેના અમારા લેખથી અમારા કોઈક દેશબન્ધુઓ દેશોના કાર્યમાં ખલેલ થવાનો ભય બતાવે છે તે યોગ્ય નથી. સત્યના પ્રકાશથી દેશને લાભજ છે અને ભૂલ કરનાર દેશનો નેતા હોય તો તે સ્પષ્ટ કરવાની કર્તવ્યતા નષ્ટ થતી નથી.

અમે ફરીવાર મી૦ ગાંધીને શાસ્ત્રોનો સમ્યગ્ વિધિએ અભ્યાસ કરવાનું સૂચવીએ છીએ; એટલા સારૂ કે નેતા તરીકે એમનાં કાર્યોની જનસમાજ ઉપર અસર થયા વિના રહે નહિ. શાસ્ત્રોનો અભ્યાસ તેમનામાં નવાં દૃષ્ટિ બિન્દુઓ, નવી ભાવનાઓ અને નવા આદર્શોમાં પ્રેરશે. આપણા શાસ્ત્રોનો અભ્યાસ કહેવાથી સાબીત થતો નથી, પણ તેના ફળવડે પ્રસિદ્ધ થાય છે. આપણો ધર્મ તો અતિ ઉદાર છે. સર્વજનોનું કલ્યાણ થાઓ એ આપણા બ્રાહ્મણોની ભાવના છે. ક્યાં આપણા દેશના આદર્શો અને ક્યાં યુરોપના આદર્શો? આ પ્રમાણે શાસ્ત્ર વિરૂદ્ધ માર્ગોમાં દેશહાનિનું ભયચિન્હ શ્રીયુત ગાંધીજીને દર્શાવી તેમના પ્રત્યેક આશિર્વચન સમેત વિરમીએ છીએ.

માણસનો એક એવો સ્વભાવ છે કે તે પોતાના આધુનિક અનુભવપરથી ભૂતકાળમાં ઠરાવેલા નિયમો કે બનાવોપર નિર્ણય કરે છે. આજે જો કોઇ નિયમ વ્યવહારમાં આપણને અન્યાયયુકત જણાયો એટલે તત્કાળ ભૂતકાળમાં તે નિયમનો ઘડનારો અન્યાયી હોવોજ જોઇએ એમ માની ટીકા કરવામાં આવે છે. આવીજ વૃત્તિનું અવલંબન હિન્દુઓના અરસપરસના વ્યવહારમાં જે સ્પૃશ્યાસ્પૃશ્યત્વ જણાય છે તેના સંબંધમાં શાણામાં શાણા ગણાતા વિચારશીલ પુરૂષોએ કરેલું જણાય છે. એ વૃત્તિને લીધેજ બ્રાહ્મ-

ણુની નિંદા કરવામાં આવે છે, ખ્રીસ્તી મીશનરીઓ હિન્દુ ધર્મમાં અન્યાય છે એવો આરોપ મૂકે છે તે સ્વીકારવામાં આવે છે, હિન્દુ ધર્મમાં સુખ નથી એવું કહેવામાં આવે છે, અને હિન્દુ ધર્મમાં પણ વગોવવામાં આવે છે. હિન્દુઓનો સંસાર અને સમાજ આલોક અને પરલોકની દૃષ્ટિએ ઘડાયો છે એટલે તેમાં ડગલે ડગલે ધર્મની આજ્ઞાઓ છે. પણ એ સંસાર કે સમાજમાં જો કોઇપણ દોષ આધુનિક દૃષ્ટિએ જણાય તો તેમાં ધર્મ વગોવાય છે. હિન્દીઓ સ્વરાજ્ય માટે નાલાયક છે, કારણ કે હિન્દુઓમાં ન્યાતિબંધારણ છે, કારણ કે હિન્દુઓમાં પરદેશગમનનો નિષેધ છે, કારણ કે હિન્દુઓમાં વિધવાલગ્ન નથી, કારણ કે હિન્દુઓમાં સ્પૃશ્યાસ્પૃશ્યત્વ છે. વિરોધીઓ આવી તકરારો કરે છે, એટલે કેટલાક હિન્દુઓ કહે છે કે બસ ન્યાતિબંધન તોડો, વિધવાલગ્ન કરવાનો ઉપદેશ કરો, અસ્પૃશ્યત્વ કહાડો. સર એડવર્ડ ગેટે કહ્યું કે અસ્પૃશ્ય જાતિઓ હિન્દુ નથી, માટે હિન્દુઓએ માનવું કે તે હિન્દુ નથી. જો કોઇ સત્તાધારી કાલે એમ કહે કે હિન્દમાં હિન્દુઓજ નથી, અથવા હિન્દુઓનાં કોઇ માબાપજ નથી તો તેમ સ્વીકારનારા હિન્દુઓમાં આ પ્રમાણે જણાય તો અમને તેથી જરાપણ આશ્ચર્ય થશે નહીં. અંગ્રેજોએ કહ્યું કે હિન્દુઓ અસ્પૃશ્યત્વને માને છે, માટે તેઓથી સ્વરાજ્ય ચલાવાય નહિં, એટલે હિન્દુઓના આગેવાનોએ પણ કહ્યું કે અસ્પૃશ્યત્વ એ અન્યાય છે, પાપ છે અને તેનું પ્રાયશ્ચિત કરવુંજ જોઇએ! હિન્દુઓના ધર્મમાં અસ્પૃશ્યત્વ કેમ આવ્યું છે, તેનો જો વિચાર કરવામાં આવે, તો અમારી ખાત્રી છે કે આવી ભ્રમમૂલક વાતો કરવામાંજ આવે નહિં. શ્રીમાન ગાયકવાડ કહે છે કે, "અસ્પૃશ્યત્વનો વિચાર હિન્દુઓના જુદા જુદા ભાગોમાં પ્રવર્તેલો છે. અતિશૂદ્રોમાં પણ તે છે, અને જીવ-

નના નિત્યના વ્યવહારમાં તેના હાસ્યજનક ફાંટાઓ જે કોઇ હિન્દુ નથી તેવાથી ભાગ્યેજ યથાર્થ સમજી શકાય તેમ છે. બ્રાહ્મણો મુસલમાનો અને ખ્રિસ્તીઓ જેઓને અન્યશ્રમી ગણે છે તેઓને અડકતા નથી. એક બ્રાહ્મણ સ્નાન કર્યા પછી બીજો બ્રાહ્મણ જેને સ્નાન કર્યું નથી, તેને અડકતો નથી; અને એકજ જાતિના બ્રાહ્મણો પણ ભોજન કરતી વેળા એકબીજાનો સ્પર્શ કરતા નથી. હિન્દુઓની સમાજ વ્યવસ્થામાં આ ક્રમથી કંઇપણ વિરોધ કે ગુસ્સો થતો નથી." અને આમ છતાં આપણા અંત્યજોદ્ધારકો અસ્પૃશ્યત્વથી અંત્યજોનો તિરસ્કાર થાય છે એવો ભ્રમ અજ્ઞાની-ઓમાં ઉપજાવી શાંત સમાજમાં તોફાન જગાવે છે. તેથી પ્રશ્ન થાય છે કે શ્રીમાન ગાયકવાડ અસ્પૃશ્યત્વનું સ્વરૂપ સમજાવે છે તે ખરૂં કે મી૦ ગાંધી અને અમૃતલાલ ઠક્કર કહે છે તે ખરૂં? મી૦ ગાંધી અને મી૦ ઠક્કર તો કહે છે કે અસ્પૃશ્યત્વ જતું રહેશે એટલે અંત્યજોની ઉન્નતિ થઇ જશે, પરંતુ અમે તેમ માનતા નથી. તેઓ તો પાણી પીને ઘર પૂછવાની નીતિએ કહે છે કે પહેલું અસ્પૃશ્યત્વનું પ્રાયશ્ચિત કરવું અને પછી અંત્યજોના ઉદ્ધા-રના પ્રયત્નો આદરવા, અમે તેથી ઉલટું કહીએ છીએ. પેઢી દર પેઢીના સંસ્કારેથી શુદ્ધ થતાં અસ્પૃશ્યત્વ જતું રહેશે. હિન્દુ-ધર્મમાં પંચ મહાભૂત માનેલા છે તેમાંનો એક મહાભૂત વાયુ છે અને તેનો ગુણ સ્પર્શ છે. જ્યાં સુધી એ વાયુ રહેશે ત્યાં સુધી સ્પૃશ્યત્વ અને અસ્પૃશ્યત્વ રહેશે નિઃસંશય છે. સત સ્પર્શ અને અસત્ સ્પર્શ એ દ્વંદ્વનો નાશ, સુધારકો ગમે તેટલા મથશે તો પણ થાય તેમ નથી. હિન્દુધર્મમાં જે અસ્પૃશ્યત્વ છે તે કંઇ માત્ર તનથીજ શુદ્ધિને માટે છે એમ નથી, મનની અને આત્માની શુદ્ધિને માટે પણ છે. તનની શુદ્ધિને માટે પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય

ઉભય વૈદકશા એ પણ વાતાવરણ શુદ્ધ રાખવાને માટે, ચોખવટને માટે અસ્પૃશ્યત્વનો ભેદ માન્યો છે. જો તેમ ન હોય તો અંત્યજોદ્ધારકોએ સૌથી પ્રથમ સરકારને અને મ્યુનીસીપાલીટીઓને સેગ્રીગેશન છાવણીઓ કાઢી નાંખવાની અને ગામ બાહાર મેલાંના ડેપો ન બાંધવાની અરજીઓ કરવી જરૂરની છે. શરીરમાં પૃથ્વીનો જે અંશ છે તે ગંધગ્રાહી છે અને તે નિત્યના મેલાં ઉપાડવાં, સાફ કરવાં, ધોવાં વગેરેનાં કાર્યોથી તેનો અસત્ ગંધ ગ્રહણ કરે છે એ શાસ્ત્રસિદ્ધ વાત છે. એમાં એક જાતિનો બીજી જાતિપર જુલમ કે તિરસ્કાર કરવાનું છેજ નહિં. જો દુનિયામાં બધાજ માણસો એક સરખી ઉંચી સમજવાળા, આચરણવાળા હોય તો પછી સ્વર્ગની નવી કલ્પના કરવાની આવશ્યકતા શી છે? વાયુ અસત્ ગંધને ફેલાવે છે માટે અસત્ ગંધવાળા પદાર્થો મનની અને તનની નિર્મળાતા સાચવવાને જેમ દૂર રાખવામાં આવે છે તેમ તે અસત્ ગંધવાળા પદાર્થો સાથે નિત્ય વ્યવહાર રાખનારને પણ દૂર રાખવામાં આવે છે. એમાં પણ તિરસ્કાર કે જુલ્મ કરવાની બુદ્ધિને સ્થાનજ નથી. લાંબા અનુભવ અને સહવાસથી જેમ જડ અને ચેતનવાળા પદાર્થોના સ્વભાવ સિદ્ધ ગુણાનુસાર વર્ગીકરણો થતાં ગયાં તેમ મનુષ્ય સ્વભાવના અભ્યાસીઓ, માનસ શાસ્ત્રીઓએ માણસોનાં પણ વર્ગો પાડયા અને જાતિના વિચારનું મૂળ આજ સંભવે છે. પણ તે દૃષ્ટાઓએ એ વર્ગોમાં બીલકુલ ફેરફાર ન થઇ શકે એવું ઠરાવ્યું નહતું. તેઓએ પેઢી દર પેઢીના, સંસ્કારથી અથવા વિશ્વામિત્રના સંબંધમાં બન્યું તેમ હજારો વર્ષોના તપાચરણથી ફેરફાર થઇ શકે તેમ માનેલું છે. એક વિદ્વાન લખે છે કે, "હિંદુઓમાં જાતિ, હિંદુઓ પોતાનામાં જાતિનું અસ્તિત્વ છે તે જાણ્યા સિવાય જીવતી રહી છે. ભૂતકાળની સ્થિતિ પુનઃ

સ્થાપી શકાય તેમ નથી. પણ જાતિ એ અભિમાન કે જુલમનું પરિણામ છે એવો વિચાર તો દૂર કરી શકાય તેમ છે. સ્નાત બ્રાહ્મણ અસ્નાત બ્રાહ્મણનો સ્પર્શ કરતો નથી, રૂતુમતી માતાથી પુત્ર દૂર રહે છે તેજ બતાવે છે કે જીવનના કેટલાક આચાર-વિચારને જાતિ સાથે કોઇ સંબંધ છેજ નહિં, જો કે કેટલીક જાતિઓમાં કેટલા આચારવિચારો વધારે પ્રબળતાથી પળાતા જણાય છે. જો અસ્પૃશ્યત્વ જાતિઓના જુલમ અને અભિમાનનુંજ પરિણામ હોય તો દખણ હિંદમાં નન્દ, અયોધ્યામાં રવિદાસ, મહારાષ્ટ્રમાં ચોખામેલા, અને બંગાળામાં હરિદાસ ઠકુર જેના મહાત્માઓને બ્રાહ્મણો પૂજ્ય અને માન્ય શું કરવા માને?" ના૦ ગાયકવાડ રણક્ષેત્રમાં બ્રાહ્મણો અસ્પૃશ્ય જાતિ સાથે ઉભા રહીને લડે છે તેપરથી પણ સિદ્ધ ઠરે છે કે અસ્પૃશ્યત્વને જાતિ સાથે સંબંધ નથી. હારોજી પાટણકરના શબ્દો તેઓ ટાંકે છે કે, "આપણે અહિંયાં જમવાને નહિં, પણ લડવાને ભેગા થયા છીએ, તેટલા માટે માહારો મધ્યમાં રહે તે માટે કોઇ વાંધો નથી. તરવાર પકડનારી યોદ્ધાઓની આ હાર છે; તેમાં જાતિનો સવાલ નથી. જે હાથમાં તરવાર પકડે છે તેજ ખરો યોદ્ધો છે." અર્થાત્ જે બ્રાહ્મણોની નિંદા કરવામાં આવે છે અને જે ધર્મને વગોવવામાં આવે છે તેમાં ગુણની પૂજા યોગ્ય સ્થાને કરવાનુંજ મત છે. બીજું આ વચન એ પણ સિદ્ધ કરે છે કે દેશના સામાન્ય લાભ માટેની લડતમાં જાતિઓ હરકત કરનારી હતી નહિં, માત્ર જેવા પશ્ચિમની સંસ્થાઓનું કોપી ટુ કોપી અને માખી ટુ માખી અનુકરણ કરવાના હિમાયતીઓ છે તેઓનેજ તેમના ગમે તેવા લગ્ન, સહભોજન, સ્પૃશ્યત્વાદિની અગત્ય જણાય છે. પણ જ્યાં તેવી છૂટ છે ત્યાંની સ્થિતિનો વિચાર કોણ કરે છે? જાપાનની વાતો કરવામાં આવે છે, પણ

ત્યાંના લોકો અને ત્યાંના વહીવટદારો એકજ ધર્મના માનનારા અને એકજ જાતિના હતા એટલે તેઓ એ વિષમતા કાહાડી નાંખવામાં ફાવ્યા. અત્રે તો લોકો, વહીવટદારો અને ધર્મ ત્રણ જુદાં જુદાં છે તેથી દાખલો દોષિત છે તેને કોઇ વિચાર કરતું નથી. સોનું ગમે તેટલું કિંમતી હશે પણ તેથી લોઢું નકામું થતું તેથી સોનાને ઘાટ ઘડવાને લોઢાની એરણ અને હથોડીની જરૂર પડે છે સોનું કીંમતી હશે, પણ લોઢાંને પણ સંસ્કાર આપીને તેના એક તોલાની કીમત સોનાથી સહસ્ત્ર ગણી બનાવવામાં આવે છે. પણ સોનાને લોઢાંમાં કે લોઢાંને સોનામાં ફેરવીને સામાનતાના ધોરણે લાભ મેળવી શકાતો નથી. એજ નિયમે અમે એટલુંજ ઇચ્છિયે છીએ કે અત્યંજોદ્ધારના કાર્યમાં જાતિ અને ધર્મની જે નિંદા થાય છે જાતિવિરૂદ્ધ ઉશ્કેરવામાં આવે છે તે બંધ થવું જોઇએ અને અંત્યજોને ઉંચા સંસ્કારો આપી પ્રજામાં તેમની કીંમત વધારવાના માર્ગો શોધાવા જોઇએ. અમે વિશેષ કહીએ છીએ કે અસ્પૃશ્ય જાતિના હૃદયમાં બીજી જાતિઓ તેમની દુશ્મન છે એવો વિચાર ઘર કરી દેવા જેવું વર્તન અને ઉપદેશ દેશના લાભમાં નથી અને તેવો ઉપદેશ કરવા પૂર્વે સર્વ દૃષ્ટિએ વિચાર કરવો આવશ્યક છે. સંસ્કાર નહીં પામેલો કાચાં લોઢાંનો ખીલો પગ નીચે રગદોળાય છે, પણ સંસ્કાર પામેલા તેજ લોઢાંના તારની વીણા સરસ્વતી વગાડે છે, તેજ લોઢાંના માથાના એક વાળ જેવા તાર વિના ઘડીયાળ ચાલી શકતાં નથી અને તેની કિંમત સોનાથી વધે છે વિષ્ણુનાં જે ચરણોની સેવા લક્ષ્મી કરે છે, જે ચરણોમાં દેવો અને રૂષિઓ અને જગત મસ્તક નમાવે છે તે ચરણોમાંથી શૂદ્ર અને અંત્યજોનો જન્મ થવો એવી કલ્પના કરવા માટે શૂદ્રોને દ્વિજાતિ વિરૂદ્ધ ઉશ્કેરવામાં આવે એથી પણ અંત્યજોદ્ધારકોના વિવેક બુદ્ધિને ધન્યવાદ ઘટે છે. જે

ચરણોમાં બ્રાહ્મણો સ્વયં નમે છે તે ચરણોમાં શૂદ્રોનું જન્મસ્થાન કલ્પવા માટે ધર્મ, બ્રાહ્મણો અને જાતિ નિંદા અને વગોણાંને પાત્ર! !!

વિદ્વાનોનું કહેવું છે, કે "લોક વિરૂદ્ધના કરણીય ના ચરણીય" પરન્તુ મિ૦ ગાંધીનો અનુવાદ કાંટાના સમતોલપણાંથી વેગળો એટલા માટે દેખાય છે કે ભારતના લોકનાયકો અને ભારતવાસીની ઐકયતા સંબંધી ડામાડોળ વાતાવરણનો પ્રભાવ જણાય છે. જ્યાં દ્રઢતા અને સત્યાગ્રહતાનું એકત્ર સ્વરૂપ હોય, ત્યાં સફળતા અને વિજય પ્રાપ્તિમાં સંશય ન રહે, પણ જ્યાં વિશ્વાસની ખામી ત્યાં પ્રયત્નની સફળતા અનિશ્ચીત! અલબત વાતાવરણમાં સાહસ કરવું, એ હિત કરતાં અહિતના માર્ગ વચ્ચે કાંટા વેરાવાનો સંભવ છે, પછી ભલે તે પ્રયત્ન દૈવી પણ હોય. મુગલાઇ શહેનશાહતના અન્યાયપણાં તરફ જોઇને ન્યાયવૃત્તિ સરખાવતાં, બ્રિટીશ છાંયાનો અહોકાળ સત્કાર, નિર્ભયરૂપ ગણાશે! ઉભયની ઐકયતા, શત્રુના પરાજય માટે પુરતા છે, ને તેથી ભારતને ઉત્કૃષ્ટભોમી બનાવવાં, એ પણ વડીલરૂપ રાજ્યાધિપતી સમ્રાટનું મુખ્ય કર્તવ્ય છે, કેમકે તેમાંજ શાંન્તિ ને સુખી છે.

હું તો તમને સ્પષ્ટ કહીશ, કે તે બધા હિંદીઓના પાછળ વિચારોનું સમતોલપણું છે! સુધારાના આગેવાનોએ શું શું કહ્યું છે, તે જાણવા જેવું છે " માત્ર અંતીમ પ્રજાને સુધારવાનું સાહસ! જુઓ. સુધારકોના વિચારો હવે કેવા મંદ પડયા છે! સમાજ સુધારાની* સ્થિતી કેવી છે, તે? પ્રથમ આપણી હીન્દી બાનુ કવિ

---

*" તમે સર્વ આર્ય સ્ત્રીત્વની વાતો કરો છો, ખુદ કૃતાંતના રાજ્યમાં પોતાના પતિનો આત્મા પાછો મેળવવા સાવિત્રીએ દર્શાવેલી ભકિત અને તેના ધૈર્યની છૂટે મ્હોંએ પ્રસંશા કરો છો. પરંતુ મૃત્યુના ઉંડાણમાંથી રાષ્ટ્ર જીવનના આત્માને

સરોજિની નાઇડુનો વિચાર જુઓ—ને તે પછી ડો. રોયનો વિચાર વાંચો !

સુધારો વ્યક્તિનો કુટુંબનો, સમાજનો અને પ્રજાનો થતો આવ્યો છે અને થાય છે. એક બીજાની સાથે તે સંકડાયેલા છે, અને એક બીજાપર તેની અસર થાય છે. સુધારક એટલે કે જે જ્ઞાતિબંધન તોડવાની વાત કરે તે, વિધવાલગ્નની હિમાયત કરે તે, વિલાયતગમનની હિમાયત કરે તે, યથેચ્છ ખાવાપીવાનો વ્યવહાર કરવાનો ઉપદેશ કરે છે તે સુધારક કહેવડાવાને માટે આ ગુણો આવશ્યક છે. કેટલાકોનો એવો મત છે કે આ ગુણો જેઓમાં ન હોય તે સુધારક નહિં, પણ કુધારક, ઓર્થોડાક્ષ, જૂનો, જરી-પુરાણા. સુધારો એટલે શું ? સમતા હોય ત્યાં વિષમતા કરવી, અને વિષમતા હોય ત્યાં સમતા કરવી. પ્રાચીન કાળથી આ વિરોધી દ્વંદ્વભાવમાં મનુષ્યની બુદ્ધિ સુધારો અથવા પ્રગતિને નામે ચક્કરમાં ફર્યાંજ કરે છે, અને તેનો ક્યારે અંત આવશે તે કહી શકાય તેમ

---

પાછો મેળવાની શકિત આજની સાવિત્રીઓને અર્પતાં તમો અચકાઓ છો ! આજ કાલની છોકરીઓ એમ જાણે છે કે તેમની દાદીમાઓ પુરાણી પદ્ધતિની હતી; પરંતુ તેમ નથી. તેમની ભાવનાઓ બહુ ઉંચા પ્રકારની હતી; તેમનું જીવન આદર્શરૂપ હતું. આજની છોકરીઓમાં પશ્ચિમની સ્ત્રીઓનું ચાંચલ્ય પણ નથી, તેમજ પૂર્વની સ્ત્રીઓની ભવ્યતા પણ નથી. છોકરીઓને માતૃભાષામાંજ એવી પદ્ધતિથી કેળવવી કે જેથી તેઓ સ્વગૃહમાં ગુરૂની પદવી પામે. ધાર્મિક વિચારો તેમના જીવનના પ્રત્યેક વ્યવહારમાં સંકળાયેલા રહેવા જોઇએ.

સરોજિની નાઇડુ—

સુધારકોની સંઙ્ગમાં બેસવું ઘણું સહેલું છે. પરંતુ સુધારો કોને કહેવો અને ક્યારે તેનો ઉપદેશ કરવો તે વિચારવું તેટલું સહેલું નથી. કેટલાકો પહેરવેશમાં આધુનિકતા આણવી, સ્ત્રીઓને ભણાવી પુરૂષોમાં ફરતી કરવી, આ દેશના ધર્મ

નથી. જે કોઇ વસ્તુને મનુષ્યની બુદ્ધિ દોષરૂપ માની તેમાં ફેરફાર કે વધઘટ કરવાનું સૂચવે તે સમય અને પ્રસંગની અપેક્ષાએ સુધારો છે, જેને વળગી રહેવાનું કહે તે કુધારો છે. એક બળવાન મનુષ્યની બીજાપર હકુમત એ અન્યાય છે, જુલ્મ છે, અને તેમાં ફેરફાર કરવાને મથવું તે સુધારો છે. આ બળવાન મનુષ્ય બુદ્ધિથી બીજાપર સત્તા જમાવે છે તો કોઇ હાથના બળથી જમાવે છે. આપણે એમ માનીએ છીએ કે સ્ત્રી નિર્બળ છે અને પુરૂષ સબળ છે અને પુરૂષ સ્ત્રી પાસેથી સર્વ લાભો મેળવે છે માટે તે જુલ્મી અને અન્યાયી છે, સ્ત્રીપુરૂષના વ્યવહારમાં આપણે સ્ત્રીનો પક્ષપાત પુરૂષની સામા આજ નીતિએ કરીએ છીએ. બુદ્ધિથી, નીતિરીતિથી, આચાર-વિચારથી જે શ્રેષ્ટ હોય તેની સામા પણ આજ નીતિએ સુધારાનો ઉપદેશ થાય છે. અર્થાત્ સુધારા કે કુધારાનો પક્ષપાત એ મનુષ્યના મનની અમુક પ્રકારની સ્થિતિનું પરિણામ છે. સુધારો કે કુધારો એ સાપેક્ષ મનોવૃત્તિ છે. કોઇ દયાની દૃષ્ટિએ

---

અને આચારવિચારનો તિરસ્કાર કરવો, જ્ઞાતિમર્યાદાનો નાશ કરી સર્વને સમાન પંક્તિએ મૂકવા, વિધવાવિવાહની વાતો કરવી, પાશ્ચાત્યોના જીવનના અનુભવ વિના તેનું અનુકરણ કરવું, ટુંકમાં કોઇપણ જુનું ચાલી આવતું તોડવું તેને સુધારો કહે છે. પોતાને એકલાને પ્રતિકૂળ જણાય માટે ઘણાની સામે થવું તેનું નામ સુધારો. આ લક્ષણો સાથે ઘણાઓને મતભેદ છે. ઘરમાં ધુડ ભેગી થઇ હોય, જાળાં લાગ્યાં હોય, ભીંતપરથી પોપડા કે કાંકરા ખરતા હોય, લુણો લાગ્યો હોય, રંગ ઝાંખો પડી ગયો હોય તેને યથાસ્થિત કરવાને કોઈ ના કહેતું નથી. પણ સુવેઝની નેહેરને સામે પારથી આવે તે સર્વ સારૂં અને તેજ સુધારો એ તો હાસ્યાસ્પદ છે. પરંતુ આવા મતભેદના પ્રસંગમાં એક અંગ્રેજ, ઇલાકાના ગવર્નરના પદપરથી જે કંઇ કહે તેપર ધ્યાન આપવું ખોટું થઇ પડશે નહિં. કલકત્તા યુનીવર્સીટી ઇન્સ્ટીટયુટના વાર્ષિક મેળાવડામાં લોર્ડ રોનાલ્ડશેએ વિદ્યાર્થીઓને શિખામણ આપી છે કેઃ—

તો કોઇ ન્યાયની દૃષ્ટિએ, કોઇ સમાનતાની દૃષ્ટિએ, કોઇ પોતાની ઉદારતા બતાવવાના વિચારે બળવાનની સામા નિર્બળનો પક્ષ કરે છે. આ પ્રપંચમાં પોતાની, તનની કે મનની ઉન્નતિ કરવાનો સુધારો નથી, ઇશ્વરને કે પ્રકૃતિને ઓળખવાને સુધરવાનું નથી. પરંતુ ચાલુ સ્થિતિમાં ફેરફાર કરવાની વૃત્તિ, સુધારાની વૃત્તિ અન્યાય દૂર કરવાને ખાતર નહિં, પરોપકાર કરવાને ખાતર નહીં, પણ પોતાની સગવડ વધારવાને ખાતર, અંકુશમાંથી મુકત થવાની ઇચ્છાથી, અનેક પ્રકારના લોકો સાથે સમાગમમાં આવ્યાથી તે મેળાપની સ્થિતિને અનુકૂળ થવાની ઇચ્છાથી જન્મે છે. પોતાની સગવડ, પોતાના સ્વાર્થને સરળતા કરી આપવાને ખાતર સુધારાનું નામ સગવડવાળું છે. અનેક પ્રકારના લોકો સાથે સમાગમ થાય, સ્વાર્થને ખાતર રેલ્વેમાં યાત્રાઓ કરવી પડે, દૂર જવું પડે, તેમાં જુના જમાનાને અનુકૂળ વિચારોને ધર.વવાની માથાફોડ થાય છે અને તેમાં જાતિનાં બંધનોને તોડવાં પડે છે. કહેવાતા ભાષણો અને ઉપદેશોથી

---

" તમે કલકત્તાના વિદ્યાર્થીઓ ? તમારાવંશજોના ટ્રસ્ટીઓ જેવા છો. તમે આજના વિદ્યાર્થીઓ કાલે નગરજનો બનશો. તમને, પૂર્વના સુધારાના વારસોને, પાશ્ચાત્ય બોલીદ્વારા એક એવું શિક્ષણ આપવામાં આવે છે કે જે શિક્ષણ પશ્ચિમના સુધારાનું પરિણામ છે. આ જાતના વિષયોને સામાન્ય બનાવવા એ જરા વધારે ઉદ્ધત પડતું છે, પણ હું નથી ધારતો કે જો હું એમ કહું કે જ્યારે પશ્ચિમનું શિક્ષણ પ્રથમ બંગાળામાં દાખલ કરવામાં આવ્યું ત્યારે જેઓ તેની તત્કાલીન અસર નીચે આવ્યા ! તેઓનું વલણ, કંઇપણ વિવેક વિના તેનો ઉપદેશજ માત્ર નહિં પણ, યુરોપી જીવનની નીતિરીતિ અને આચારોનું અનુકરણ કરવાનું હતું તો હું ઘણો ખોટો ગણાઉં પૂર્વને પશ્ચિમરૂપ બનાવવાની આ અતિ ઘણી વલણ વિરૂદ્ધ, કેટલાક સમય પછી વિરોધ જાગ્યો, અને હું માનું છું કે આ બંગાળામાં એવા કેટલાક હિન્દી ગૃહસ્થો છે કે જેઓએ પોતે પશ્ચિમના શિક્ષણના લાભનો

જ્ઞાતિના અંકુશો છુટ્ટાં થયા નથી, તે ઉપદેશોથી જ્ઞાતિરિવાજ પાળનારાને કોઈ શિક્ષા કરવા દોડતું નથી. પરિસ્થિતિ એવી થઇ છે કેજેમાં સગવડનેખાતર પ્રથમ ખાનગીમાં બંધનો તૂટવા માંડે છે અને પછી પોતાના મતાનુયાયીની સંખ્યા વધતાં જાહેરમાં જુના અંકુશોની અવગણના થવા માંડે છે. અર્થાત્ કે વિચારના પરિવર્તનથી નહિં, પણ સ્વાર્થી મનોભાવના બદલાવાથી, પરિસ્થિતિ બદલાવાથી ફેરફારી થાય છે. જેને અન્યાય કહેવામાં આવે છે તે અન્યાય દૂર કરવાને ખાતર કોઇ પોતાના બંધનો તોડતું નથી, પણ પોતાના સ્વાર્થ ને સગવડને ખાતર તે તોડવામાં આવે છે; બાળલગ્નોનો ઘટાડો, અધરણી, ગોરવ આદિના અગવડ પડતા રિવાજો, કૂટવાના રિવાજોમાં ફેરફાર આજ ધોરણે થતો આવ્યો છે, સ્ત્રીશિક્ષણની સામેનો વિરોધ એજ રીતે ઘટતો ગયો છે. માણસનો એક એવો સ્વભાવ છે કે કંઇ ને કંઇ ભાંગતોડ કરવી, તોડવું અને બાંધવું. તેટલા માટે બુદ્ધિને વ્યવસાયાત્મિકા કહી છે. તેને જ્યાં સગવડ

---

સ્વાદ ચાખ્યો છે, છતાં જેઓ તેના તરફ ભયથી જુવે છે—નિઃસંશય હું નથી ધારતો કે જોહું એમ કહું તો હું મુદ્દા બહારજાઉં કે બંગાળાને વિશેષ પશ્ચિમરૂપ બનાવવાના ભવિષ્યપર જેઓ ભયથી જુએ છે. કેટલાકોને વિચારે બંગાળાને પશ્ચિમમય બનાવવું એટલે કે બંગાળાની પ્રતિભાનો નાશ કરવો, અને બંગાળાની પ્રતિભા એક ખરેખર બાથી અને ઘણી કીમતી વસ્તુ છે. તે એવી મોટી શકિતવાળી ધાર્મિક શકિત છે કે જેનું સ્વરૂપ દેવના હસ્તે જ્વાળાથી પ્રકાશિત કાળરૂપ કુલ્લીમાં ઘડાયું છે. બંગાળાના સંસ્કારો એવી શકિતથી ઘડાયા છે કે જે શકિતઓ પશ્ચિમના મુલકોના સંસ્કારો ઘડનારી શક્તિઓથી ભિન્ન છે, અને મારા વિચારે જે કોઈ હિન્દીવાન પશ્ચિમનું સાહિત્ય, વિચાર, નીતિરીતિ અને આચારનું સંપૂર્ણ અનુકરણ કરે છે તે કંઇક કૃત્રિમ જેવો છે તે એક એવા માણસની વાંદર નકલ જેવો છે કે જેનો આત્મા ક્ષયરોગી બન્યો છે. હવે ગૃહસ્થો! મેં જેમ કહ્યું છે તેમ હું ધારૂં

મળતી હોય, ઓછી મેહનતે સુખ થતું હોય, આર્થિક લાભ થતો હોય ત્યાં તે બંધનો તોડવાની હિમાયત કરવાનોજ મનનાં તનનાં, બુદ્ધિનાં, વાણીનાં બંધનો હંમેશાં માણસને અકળાવે છે. એમાંનાં કેટલાંક બંધનો રાજદ્વારી કહેવાય છે, કેટલાકને ધાર્મિક, કેટલાકને સામાજિક, કેટલાકને નીતિવિષયક, કેટલાકને બુદ્ધિવિષયક, કેટલાકને અર્થવિષયક, કેટલાકને શારીરિક એમ કહેવામાં આવે છે. આ બંધનોનું સ્વરૂપ વિષયથી બંધાય છે અને પ્રસંગથી એક કક્ષામાંથી બીજી કક્ષામાં તે જાય છે. આર્થિક બંધનો કાઢવાને રાજ્યના વહીવટદારો સાથે પ્રસંગ પડતાં તે રાજદ્વારી સ્વરૂપ ધારણ કરે છે. તેમ સામાજિક બંધનો કાઢવાને પ્રકૃતિની સાથે વિચારતાં તે દૈવી બને છે, ધાર્મિક બને છે, એમાં કયાં બંધનો કાઢવાને કયા ક્ષેત્રમાં પ્રથમ જવું એ કહેવું સાહસ છે. દાખલા તરિકે હિન્દમાં જોખમદાર રાજ્યતંત્ર આરંભવાની માંગણીની સામા લોર્ડ સીડનહામ જેવા કે જે પોતાના વહીવટ દરમ્યાન સર્વ સુધારણાના દુશ્મન જેવા હતા તેઓ એમ કહે છે કે હિન્દમાં જાતિઓ ઘણી છે અને તે અન્યાયકર્તા છે, માટે તે જાતિ સુધારણા અથવા સમાજ સુધારણા પ્રથમ થવી જોઇએ. વળી એજ સ્વાર્થીઓએ કહે છે કે જો સુધારણા કર્યા પૂર્વે રાજદ્વારી સુધારણા થશે તો ધારાસભામાં જૂના વિચારના લોકોનું જોર વધશે અને તે સમાજ સુધારણા કરવા દેશે નહિં. બીજાઓ એમજ કહે છે કે રાજદ્વારી સુધારણા થશે તો અન્ય સર્વ

---

છું કે આ વિચાર ઘણો વિચાર છે. પણ તેમાંથી એક સાર લેવાનો છે જે હું તમને ધ્યાનથી વિચાર કરવાને સૂચવું છું અને તે આ છે કે, પશ્ચિમનું જે શિક્ષણ તમને મળે તેનાપર વિવેકથી પૃથક્કરણ કરતાં શિખો. પશ્ચિમની કળાઓ અને વિજ્ઞાનથી તમને ઘણો લાભ થશે, પણ તમને તેવો લાભ મળે તે માટે તમારા પોતાના માર્ગોથી સંપૂર્ણ દૂર ઘસડાવાનું આવશ્યક છે એમ મારૂં કહેવું માનતા નહિં."

સુધારણા થઇ શકશે અને ત્રીજા કહે છે કે આર્થિક અવસ્થા સુધારી હશે તો સર્વત્ર ફાવીશું. દરેકના મનમાં એકેક દૃષ્ટિબિન્દુ ઘર કરીને બેઠેલું હોવાથી આ પ્રકારની મતની મારામારી છે હરેક જણ એ રીતે મતની અહમહમિકા કરી રહ્યું છે. વસ્તુતઃ અમારૂં તો એમ માનવું છે કે એ હરેક સુધારણા આવશ્યક છે અને તે પ્રસંગોચિત એકબીજાની આગળ ચાલી આવે છે. એમાં કોઇનું પ્રાધાન્ય નથી તેમ કોઇનું ગૌણુપણું નથી. મી૦ નટરાજને મુંબઇ ઇલાકાની છેલ્લી સમાજ સુધારણા પરિષદમાં જો કે નવું કંઇ કહ્યું નથી, પણ જુના મુદ્દાઓની ચર્ચા ઠીક કરી છે. તેણે રાજદ્વારી સુધારણા પહેલી કે સમાજ સુધારણા પેહલી એ મુદ્દાની સારી ચર્ચા કરી છે અને અંતે એજ સૂચવ્યું છે કે એ સર્વે એકબીજાને આશ્રયે રહેલા મુદ્દાઓ છે. અત્રે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ સુધારાની ચર્ચા તે માત્ર હિન્દુઓની છે. તેમાં પારસી, ખ્રીસ્તી કે મુસલમાન કે જૈન જેમની વસ્તી મોટી છે તેઓને કંઇ સંબંધ તથી. જે સુધારણા કરવામાં કાયદાની અવશ્યકતા છે ત્યાં રાજદ્વારી સુધારણા આવશ્યક છે. પણ જ્યાં વિચારો ફેરવીને વર્તન ફેરવવાનું છે, ત્યાં તો શિક્ષણજ આવશ્યક છે, અને કેટલેક પ્રસંગે ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિ સુધારવાની આવશ્યકતાની અપેક્ષા વધે છે. અંત્યજોની અસ્પર્શ્યતા દૂર કરવાનો વિષય શિક્ષણ, આર્થિક પરિસ્થિતિની સુધારણા, અને ઉચ્ચ સંસ્કારોની આવશ્યકતાની અપેક્ષા રાખે છે, એમાં કંઇ કાયદાથી લાભ થાય તેમ નથી, જ્ઞાતોમાં અરસપરસ રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર કરાવવાને માટે કાયદાની અપેક્ષા નથી, બાસુ બીલની જરૂર નથી, પણ પરિસ્થિતિપરિવર્તનની, શિક્ષણની જરૂર છે. ફરજિયાત શિક્ષણ આપી માનસિક સુધારણા કરવાનો વિષય એવો છે કે જ્યાં કાયદાની અપેક્ષા રહે છે. જકાતની

બંધનથી ઔદ્યોગિક સ્થિતિ સુધારવાને કાયદાની જરૂર છે. કેટલાક એવા પણ પ્રસંગો છે કે જ્યાં માત્ર શિક્ષણ કાર્ય કરતું નથી પણ ઉચ્ચ સંસ્કારોજ કાર્ય કરે છે. એટલે કે અમુકને આગળ રાખી અમુકને પડતું મૂકવું એમ કહેવું તે વસ્તુસ્થિતિની અજ્ઞાનતાજ સૂચવે છે. હિન્દુ સુધારકો અધીરા પડી જઇને સરકારને માથે એવો દોષ મૂકે છે કે સુધારકોને તે સહાય કરતી નથી. અત્રે આવું કહેનારા પોતાના દેશની સ્થિતિ ભૂલી જાય છે. હિન્દમાં માત્ર હિન્દુઓજ વસ્તા નથી, બીજા ધર્માનુયાયીઓ અને કોમો વસે છે અને સરકારે માત્ર હિન્દુ સમાજની બાબતમાં શા માટે માથું મારવું તે અમે સમજી શકતા નથી. જેઓ રાજદ્વારી સુધારણા થયા પછી નવી ધારાસભામાં એકદમ સુધારાનો વિષય ચર્ચવાની આશા રાખે છે તેઓ ભુલે છે. સુધારો કરાવ્યા પૂર્વે તેની જમીન ખેડીને તૈયાર કરવી જોઇએ છે. પાંચ પચાશ માણસો એમ માને કે અમુક નઠારૂં છે કે અમુક સારૂં છે માટે સર્વેએ તે સ્વીકારી લેવું, એ કંઇ ન્યાય નથી. તેઓએ જનસમાજના મોટા જથ્થાને પોતાના મતના કરી કાર્ય કરવાને મથવું જોઇએ છે. જેમ જેમ વિચારો ફેલાતા જશે, તેમ આશાઓ વધતી જશે. કેટલાક સુધારાઓ દેખાદેખીથી થશે, કેટલાક પોતાની જાતિ બચાવવાને, કેટલાક ધર્મ બચાવવાને થશે, પણ તે સર્વનો હેતુ ન્યાય, સત્યશીલ હોવો જોઇએ. સુધારો એ કંઇ વ્યકિતનું, કુટુંબનું, સમાજનું કે પ્રજાનું લક્ષ્ય નથી, પણ શારીરિક અને માનસિક ઉન્નતિ કરવાનું, પ્રભુને ઓળખવાનું સાધન છે. જો એ એ સૂત્ર ભૂલી જવામાં આવશે તો કહેવાતો સુધારો સ્વતંત્રતાનું સુખ આપશે નહિં, પણ સ્વચ્છંદતાને જન્મ આપશે.

વિજ્ઞાની તરીકે બંગાળ નિવાસી ડા. પી. સી. રોય અને ડા. સર જગદીશચંદ્ર બોસનાં નામો જગતમાં ઘણાં પ્રસિદ્ધ છે. તેમાંના

ડા. પી. સી. રાયને હિંદુ સમાજ સુધારા પરિષદ્‌ના પ્રમુખનું સ્થાન આ વર્ષે આપવામાં આવ્યું હતું. એ ગૃહસ્થનો હિન્દુસ્થાનના હિન્દુ સમાજનો અનુભવ થોડો છે. તે બંગાળાનોજ અનુભવ ધરાવે છે. વિજ્ઞાની તરીકે હિન્દુ સમાજનો જન્મ કેમ થયો અને તેની અભિવૃદ્ધિ કેમ થઇ અને હાલની સ્થિતિએ તે કેમ પરિણામ્યો, તેના પૃથક્કરણની તેના ભાષણમાંથી આશા રાખી શકાય. સામાન્ય રીતે હિન્દુ સમાજનો જેઓને અનુભવ છે તેઓ એટલું તો જોઇ શકયા છે કે હિન્દુ સમાજનું બંધારણ માત્ર આ લોકના લાભાલાભની દૃષ્ટિએ થયું નથી. પરંતુ શ્રી કૃષ્ણે જે ઉપદેશ યુદ્ધ કરવાને માટે અર્જુનને આપ્યો તે એજ સૂચવે છે કે આલોકમાં મનુષ્યનાં કર્મો પરલોક સાથે સંબંધ ધરાવનાર છે અને જેઓ આલોકમાં પોતાના ધર્મો બજાવી શકતા નથી તેઓ આ લોકમાં અને પરલોકમાં ઉભય ત્રભ્રષ્ટ થાય છે. આ ઉપદેશની અસર અર્જુનના હૃદયપર થઇ અને અર્જુન મન દઇને લઢયો અને જીત્યો. આ દૃષ્ટિએ હિંદુ સમાજનું બંધારણ બંધાયાની સામાન્ય માન્યતા છે. પરંતુ હાલમાં કેટલાકો હિંદુ સમાજના ઉત્પત્તિની કલ્પના પરલોક સાથના સંબંધ વિના, માત્ર આલોકના એટલે કે આ જન્મનાજ લાભાલાભની દૃષ્ટિએ કરે છે, અને કારણો શોધે છે. એટલું તો નિશ્ચિત છે કે મનુષ્ય જે કંઇ કરે છેતે પોતાના બાહ્ય એટલે કે શારીરિક અને આંતરિક એટલે આત્માના સુખ માટે કરે છે. આજે પરિણામ લાભકારી હોય અથવા લાભકારી ન હોય, પરંતુ જેઓએ આ દેશમાં વસનારાઓ માટે સમાજબંધારણ બાંધ્યું. તેના આલોકન વ્યવહાર માટેધર્મો બાંધ્યા તેઓએ સમાજ લાંબો સમય ટકી રહે અને સુખમાં જીંદગી ગાળે તે શુભ હેતુગીજ બાંધ્યા હતા. આજે જે મહત્વનો પ્રશ્ન હિન્દુઓએ વિચારવાનો છે તે એકજ છે કે, એ જુના ઘરને હાલની

નવી પરિસ્થિતિને અનુકુળ કરી શકાય તેમ છે કે નહિં? અને તેવી અનુકૂળતા કરી લેવા માટે તેઓને પોતાના હિન્દુત્વનો ત્યાગ કરવો પડશે કે જુના ઘરમાં માત્ર નવું સમાર કામ કરવું પડશે? હિન્દુ સંસાર કે સમાજ સુધારો એ શબ્દોમાં હિન્દુત્વ સાચવવાનો, જુના બંધારણ કે ઘરને પણ સાચવવાનો ભાવ છે તેમ નવી પરિસ્થિતિને અનુકૂળ કરવા પૂરતો સુધારો કરવો, એવો પણ ભાવ છે. એક સમય એવો હતો કે જ્યારે હિન્દુઓ પોતાના ધર્મ, સમાજબંધારણ, જાતિ—ટુંકમાં હિન્દુત્વ એ સર્વનો ત્યાગ કરવાને તત્પર બન્યા હતા. પરંતુ હિન્દુઓએ જેમ જેમ પોતાની જુની વિચાર કરવાની શકિત, અન્તર્લોકન કરી તુલના કરવાની શકિત, પૃથક્કરણ કરવાની શકિત પાછી મેળવી, અને માણસ જાતિના સુખને માટે હિન્દુ ધર્મને આવશ્યક માન્યો ત્યારે પશ્ચિમે હિન્દુત્વની જે મહત્તા સ્વીકારી હતી તેનું મૂળ હિન્દુઓ શોધવા લાગ્યા. આ શોધકદૃષ્ટિને અનુસરીને છેલ્લી હિંદ સંસારસુધારા પરિષદના પ્રમુખપદેથી કરેલા ભાષણમાં ડા૦ પી. સી. રૉયે હિન્દુ સમાજ બંધારણનું અવલોકન ઉપર ચોટિયું કર્યું છે અને તેમને જણાયલી હાલની હિન્દુ સમાજની અવનતિ માટે વર્ણાશ્રમધર્મથી આપણી હાલની રાજદ્વારી ચળવળમાં બેસુરો રાગ નીકળે છે અને આપણી અધોગતિ થઇ છે! તેથી ડા૦ રૉય કહે છે કે જાપાને જેમ પોતાની જાતિ પદ્ધતિ કહાડી નાંખી તેમ આપણે આપણું સમાજબંધારણ એટલે કે વર્ણાશ્રમ ધર્મ કહાડી નાંખવો અને એક પ્રજાત્વનો પાયો નાંખવો. એક વસ્તુ સારી છે કે નઠારી તેનો સત્ય નિશ્ચય તો જ્યારે તે વસ્તુનો આદિ, મધ્ય અને અંત પૂર્ણ થાય છે ત્યારેજ થઇ શકે છે જાપાનીઓનો ઇતિહાસ પૂર્ણ થયો નથી ત્યાં સુધી તેણે જે કંઇ ફેરફાર કર્યો તે લાભકારી છે કે નહિ,

તે આપણે કેમ કહી શકીએ ? જે જે પ્રાચીન પ્રજાઓમાં જાપાનની પેઠે જાતિ પદ્ધતિ ન હતી તે તે પ્રજાઓનો ઇતિહાસ શું કહે છે ? આરબ, તુર્ક, ઇરાની, રોમન, ગ્રીક, સ્પેનીશ, પોર્ટુગીઝ, મૂર, સારાસાન આદિ પ્રજાઓમાં હિન્દુઓના જેવો વર્ણાશ્રમ ધર્મ ન હતો અને તે પ્રજાઓ આજે નામશેષ થઇ છે ત્યારે વર્ણાશ્રમ ધર્મને લીધે હિન્દુઓમાં ડા૦ રૉયના કહેવા પ્રમાણે જે આ છ દોષો જન્મેલા છે તે દોષો છતાં હિન્દુઓ જાતીયત્વ ટકાવી રહ્યા, તેનું કારણ શું હશે ? ડા૦ રૉય કહે છે કે (૧) હિન્દુઓમાં સ્પર્શ્યાસ્પર્શ્ય જેવો એક અતિ નિંદ્ય ભેદ અને શરમાવનારો વેહેમ છે; (૨) ઘણાઓને ભોગે માત્ર જન્મને કારણે થોડાકોના લાભમાં જાતિબંધારણ કાર્ય કરે છે; (૩) અત્યંજોને બ્રાહ્મણોએ એટલા બધા અજ્ઞાન રાખ્યા છે કે તેથી બીજી જાતિઓ માંહોમાંહે લડે અને એકબીજાનો તિરસ્કાર કરે તેવી સ્થિતિ પ્રાપ્ત થઇ છે; (૪) એ વર્ણાશ્રમ ધર્મને લીધે અજ્ઞાન પણ નિન્દ્ય થયેલી જાતિઓના નવા ધર્મો બંધાયા છે કે જે મૂળ સમસ્ત હિંદુ જાતિની શક્તિ ઘટાડે છે અને હિંદુઓના વિરોધીઓને બળ આપે છે; અને (૫) જ્યાં સૂધી આ જાતિ પદ્ધતિ જીવતી રહેશે ત્યાં સૂધી સમાજનો મોટો ભાગ સ્વરાજ્યનાં ખરાં તત્ત્વોથી વિમુખ રહેશે ! ! ડા. રૉય કહે છે તેમ વર્ણાશ્રમધર્મ કૃત્રિમજ હોય, દોષોથી ભરેલો હોય તો તે હજારો વર્ષોનાં પરિવર્તનો સામે ટકી કેમ રહ્યો ? કૃત્રિમતાના પાયામાં આટલું બધું બળ કેમ ? વિધર્મીઓના સેંકડો હુમલાઓ સહન કેમ કરી શકાયા ? એ વર્ણાશ્રમધર્મમાં એવું શું છે કે તે આટલા વિરોધ છતાં સ્થિરતા મેળવી શક્યો છે ? જો વર્ણાશ્રમ વિનાની બીજી પ્રજાઓનો અંત લાવવાનું કુદરતે પસંદ કર્યું તો હિન્દમાં રહેનારાઓનું વર્ણાશ્રમધર્મથી રક્ષણ કરવાનું શા માટે

સ્વીકાર્યું ? શા માટે મુસલમાનોના હુમલાઓ થયા ત્યારે પણ વર્ણાશ્રમ ધર્મને ટેકો આપનારા સંપ્રદાયો વિસ્તારી શકાયા ? પશુઓમાં અને મનુષ્યોમાં કૌટુમ્બિક સ્નેહ જોવામાં આવે છે અને એ સ્નેહ કુટુંબબંધનને દૃઢ કરે છે; પણ મનુષ્યોમાં પશુઓ કરતાં કુટુંબબંધન વધારે ખીલેલું જણાય છે. પણ મનુષ્યનાં કુટુંબોને એકબીજા સાથે વધારે બંધનમાં રાખનારૂં બીજું સૂત્ર જાતિનું છે, અને એ જાતિ તરફથી મનુષ્યને હક્ક મળે છે તેમ જાતિ પ્રતિ તેને કર્મો કરવાનાં હોય છે. એ જાતિનું બંધન ત્રણ પ્રકારનું છે: વંશગત, દેશગત અને ધર્મગત. જન્મ અને મરણરૂપ રોગો એ ત્રણ પ્રકારનાં બંધનવાળાં જે મંડળને નિરંતરનાં વળગેલાં છે તે મંડળમાં હોવાનું અભિમાન માણસને હંમેશ રહે છે, અને એ મંડળોનો માણસપર હક્ક છે એમ માણસ માને છે અને તે ત્રણ બંધન માટે માણસ ખુશીથી પ્રાણ આપે છે. હિંદુઓમાં ઉપર્યુક્ત જાતિનાં ત્રણે બંધનો છે. ડા. રૉયે હિન્દુ જાતિની ઉત્પત્તિ તપાસી પણ તે જાતિ અસંખ્ય વિરોધો છતાં કેમ ટકી શકી તેનાં કારણો તપાસ્યાં નથી, અને તેના અંતનો ઉપદેશ કર્યો છે તો અમારો પ્રશ્ન એકજ છે કે જાતિ કે જ્ઞાતિબંધન તોડાયા પછી હિન્દુ તત્વનું શ્રેય ચિરંજીવ રહેશે કે યુનાની, ઇરાની, આરબીના જેવું થશે ? વિતંડવાદમાં જે સુધારાનાં સંગ્રામમાં છેવટ થાકી જવાથી રાત્રી પડી ગઇ, ને સર્વે નિદ્રાવશ થયાં !

પ્રવાસે જીવડો ચાલ્યો પ્રવાસી થઇ જગત માંહે;
ફતારૂ ગાડીનો જેવો, બન્યો તે કુદરતી રાહે.
ચડયો તે સ્વપ્ન વિમાને પછી ક્યાં જઇ પડયો તે તો—
હવે લઇએ ફરી શોધી—સંબંધી સંસ્કારે તો.

રાત્રીના બે વાગ્યા—સુમનરાયને ઉદયગઢ જવા માટે, ટ્રેન

બદલવાનું જંકશન આવ્યું. સ્વભાવિક રીતેજ સર્વને ઉઠવું પડયું ! સ્ટેશનપર, રાજનાં માણુસો હાજર હતાં સુમનરાયે ડાકીઉં બહાર કહાડયું, કે સર્વ હાજર થઇ ગયા–સામાન કહાડી લીધો, ને સર્વેને શેકહેન્ડ કરી–સુમન, મંદારની જાણે માફી માગતો હોય, તેમ હાથ, પકડીને ચુંબન કરી આંખ કને લગાડયો–સ્નેહી, છુટા પડયાં. ટ્રેન ચાલી. આશકની મનોભાવના ગમે તેવી તીવ્ર હોવા છતાં, અને તેવી રીતે પ્રાણુદાન અર્પવા તૈયાર છતાં, અને ન છાજે તેવી ને તેટલી સેવા ઉઠાવવા હાજર છતાં, હઠીલી, અકૂલીન માશુક, કદી પણ બાજ આવતી નથી! આકળા આશક તરફ અભાવ, તિરસ્કાર અને છુપાં–જાહેર અપમાનની લાગણી બતાવીને, તેને હેરાન કરે છે. આ તો માત્ર કામયોગશાસ્ત્રનું કથન; પણ પ્રેમી–પાત્રોમાં પણ જ્યારે કુદરતી કારણોથી કંઇ વાતે અભાવ થઇ જાય છે, ત્યારે એક પક્ષ ગમે તેવો આતુર અને સવળો છતાં, કદાપિયે પેલી સ્ત્રી તેની થઇને રહેતીજ નથી; પછી ભલે તે રવડી મરે, હાડમાર થાય, દુઃખ દેખે ને દેખાડે, તો પણુ તે પોતાની હઠીલાઇ તજતી નથી !

સુમનનું હૃદય અંતરથી, ગમે તેટલું મંદારને ચાહે છે. પણુ મંદારના મગજમાં મી. રૅાયનો પ્રેમ જાદુ એટલો સબળ છે, કે તે-બીજાને દેખતીજ નથી. પ્રભુ ઇચ્છા ! વૈરભાવે પણુ ભગવાન મળે છે; પણ જ્યાં શુદ્ધ વાસના છ, તેનુ અંતામ ફળ શુદ્ધજ છે. હાલ તો મંદાર નિદ્રામાં છે, ને તે રૅાય તરફ દૃષ્ટિ ફેંકી રહી છે. વાંચનાર ! પ્રથમ દર્શન પુર્ણ થયું; હવે બીજા ભાગ પ્રતિ દૃષ્ટિ દોડાવીએ, હૃદયને રિઝાવીયે, જગતના રંગ જાણીએ, ને વાર્ત્તા આગળ ચલાવીએ !

---

## પ્રથમ ભાગ.

(સમાપ્ત.)

# દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

( તા. ૧ લી જુન ૧૯૧૮ થી કિંમત વધેલી છે. )

| | | |
|---|---|---|
| ૧ | નીલમ અને માણેક (સચિત્ર) ભા. ૧ થી ૮ ( આખો સેટ ) | રૂ. ૯, |
| | ,, ,, ,, ભા. ૧-૨ (સાથે બાંધેલા દરેક | રૂ. ૨-૮ |
| ૨ | નીલમ માણેક અને સન્તતિ ( સચિત્ર) ભાગ. ૧ થી ૪ (છપાય છે) | રૂ. ૩-૮ |
| ૩ | ચન્દ્રકળા અથવા ચડતી-પડતીનો ચમકારો | રૂ. ૨-૪ |
| ૪ | નિરંજની અથવા વરઘેલી વનિતા ( નવી આવૃત્તિ ) | ૨-૮ |
| ૫ | મધુરી અથવા પ્રેમ-ઘેલી પ્રેમદા ,, | ૩-૮ |
| ૬ | મદારિકા અથવા મદ-ઘેલી મનોરમા (છપાય છે) | ૩-૦ |
| ૭ | બેરીસ્ટરની બૈરી (B-A) (સચિત્ર) | ૨-૦ |
| ૮ | ફ્રીફ્લેસ બેરીસ્ટર ,, | ૧-૮ |
| ૯ | શાન્તિ પ્રિયા-અથવા સુખ દુખની સાથી | ૨-૦ |
| ૧૦ | લાલન-વણઝારી-અથવા પ્રેમઘેલી રાજકુમારી | ૧-૮ |
| ૧૧ | બહાદૂર કલો-અથવા તારા ( સચિત્ર ઇ.ત વાર્તા ) | ૧-૪ |
| ૧૨ | બહાદૂર કલો-પ્રમોદસુંદરી ,, ,, ,, | ૧-૪ |
| ૧૩ | નંદકિશોરી ( પૂર્વાશ્રમની કુસુમાવતી ) છપાય છે. | ૨-૦ |
| ૧૪ | નવલ ગંગા ભાગ-૧-૨ (સાથે સચિત્ર) નવી આવૃત્તિ | ૩-૦ |
| ૧૫ | વિક્રમ રાજાનો સંભ્રમ અથવા સંસારમાં સુખી કોણ ? ભાગ ૧-૨ ( સાથે ) | ૧-૮ |
| ૧૬ | સ્ત્રીયોની મહત્તા ( નવી આવૃત્તિ-હવે પછી ) | ૧-૮ |

☞ ઉપલાં પુસ્તકોનો આખો સેટ લહેનારને ( ૧૦ ) ટકા કમીશન મળશે. બુકસેલરો માટે ઑર્ડરની રકમ ( ખરીદી ) ઉપર વધુ કમીશન મળશે.

☞ કિન્ડર ગાર્ટન સાહિત્ય અને શાળોપયોગી સામાન તેમજ બાલકોને ઘરશિક્ષણ આપવાનાં રમત ગમતના સાધનો તૈયાર છે.

ઠે. કિન્ડરગાર્ટન સ્ટોર્સ.
ગિરગામ બેક રોડ, મુંબઇ. } ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

# મંદારિકા

અથવા

## મદ-ઘેલી મનોરમા!

### ભાગ ૨ જો.

વસંત તિલકા.

જ્યાં એક મેર રવિનો દિન અસ્ત થાયે,
ઇન્દુ તણો ઉદય ભૂમિ પરે જણાયે;
બીડાય જ્યાં કમળ પાંખડીયો લગાર,
ખિલે સરોજિની તણું હૃદયાર્દ્ર દ્વાર.

**કાલિદાસ.**



## પ્રકરણ ૧ લું.

### સ્નેહ સંમીલન—સંયોગ અને વિયોગ.

રાત્રીના સવા અગ્યાર વાગ્યા હતા. સમુદ્ર કિનારાપરની ઝાંખી જ્યોતી, ભય-ધ્વજા બતાવતી હતી, જન-સમાજમાં શાન્ત નિદ્રા-

દેવી, સ્વપ્નમાં ભયંકર સુચન દર્શાવતી હતી ! રણાંગણમાં રણવી-રોની દીનતા યા દાનવીરતાને પડઘો પડને કલ્પના કરાવતો હતો, અને ભારતીય પ્રજા માનષી સ્વતંત્રતાનાં ભવિષ્ય–ગીતો ગાતી હોય, અને તેને રસિક જ્યોત્સિની ચન્દ્રિકા સન્દેશ દેતી હોય, સુચન કરતી હોય, ધૈર્ય આપતી હોય, એમ વાતાવરણ જાણે સુચવતું હતું ! પાશ્ચિમાત્ય યુદ્ધને ત્રણ વર્ષ પુરાં થઇ ગયાં હતાં. પૃથ્વીમાં કોળાહોળ થઇ રહ્યો હતો. ધૈર્યતાની હદ આવી રહી હતી. જળ ત્યાં સ્થળ, અને સ્થળ ત્યાં મેદાન થઇ રહ્યાં હતાં. રૂધિરની નીકો વહેતી હતી. જન લોક તો પશુ અવતારે પથારી કરી રહેલાં હતાં. પાતાળમાં પર્વતો પેસી ગયા હતા. અને સમુદ્રનૌકા, સપાટી-પરથી જળલોકમાં પ્રવાસ કરી રહેલાં હતાં ! ભારત કેવળ આ ભયંકરતાની દૃષ્ટિથી વેગળું હતું, તોપણ રાજ્યભકિતનો ભોગ આપવા તન મન ને ધનથી મખડે ચડેલું હતું. જગતમાં અશાન્તિ હતી, તે સાથે ભારત પણ શાન્તિ ગુમાવતી હતી, તે કંઇ નિર્ભય કે નચિંત ન્હોતી, તોપણ અદ્યાપિ પર્યંત તો બ્રિટીશ છાયા અને રક્ષણ તળે સુખવાસી હતી.

મધ્યરાત્રી થવા આવી છતાં, મુંબઇ જેવાં ઉદ્યોગી અને મોજીલા નગરનો ગણગણાટ, મોટોરના ભયંકર નાદ કંઇ તદન જ બંધ પડયા ન્હોતા !

આજે સન્ધ્યા સમયે, હીન્દના દાદાજી, મહાત્માશ્રી દાદાભા-ઇના અવશાન નિમિત્તે, ભારતીય પ્રજાના પર થયલા ઉપકારના યત્કિન્ચીત બદલામાં, તેમનાં ચીરાયુ સ્મરણ માટે એક જાહેર સમાજ મળી હતી; ને તેમાં પ્રજાજનો ઉપરાંત, મુંબઇના નામદાર ગવર્નર લૉર્ડ વીલીંગ્ડન પણ પ્રમુખપદ લ્હેવાને, પ્રજાકીય મહાલ-

યમાં પધાર્યા હતા. અને તેમણે પણ સુભાષિત વચનો કહ્યાં હતાં! *

આ સમારંભ પુરો થયા પછી, રૉયલ ઓપેરા હાઉસમાં, વૉરફંડ માટે, સુધરેલી સોસાઇટીનો એક કૉનસર્ટ થયો હતો, અને તેની સર્વ ઉપજ વૉર ખાતે આપવામાં આવનાર હતી. આ જલ-

---

* ડા૦ દાદાભાઇ સાથે માનવંત અને બેહદ ઉપયોગી રાજદ્વારીને ખોહયા છે કે જેમને ખોહવાનું હિંદને પાલવે તેમ નથી. મી૦ ગોખલે અને સર ફીરોજશાહ મેહેતાને માટે મેં કહ્યું હતું. તમો સઘળા જાણો છો કે લોકલ સેલ્ફ ગવરમેંટની બાબદમાં હમણાંજ હિંદના વજીર તરફનો ઢંઢેરો આપણને મળયો છે. (તાલીઓ) હિંદને સ્વરાજ્ય આપવાની શરૂઆત કરવાની બાબદમાં કેવી રીતે કામ લેવું અને કેમ હીલચાલ કરવી તેની તપાસ ચલાવવાને હિંદના વજીર પોતે હિંદુસ્તાનમાં આવનાર છે. હવે એવું કહેવું શું ખોટું ગણાશે કે આવા વખતમાં હિંદના વજીરને એ બાબતમાં સલાહ અને સુચના આપવાને સર્વથી લાયક થઇ પડે તેવા બે રાજદ્વારીને આપણે ખોહયા છે તે પાલવે તેવું નથી પણ જયારે તેઓ ગયા છે તયાર આપણને માથે શું એવી જોખમદારી નથી કે તેઓના કામો અને હીલચાલોનો લાગવગ આપણે ચલાવયે! મારા ભાઇબંધ પ્રજાના હિંદીઓને હું એટલીજ સલાહ આપું છું કે એક ગુણને ખીલવવો—તે ગુણ ખીલવવાનું જો કે મુશકેલ છે તોયે તે ખીલવવાની કોશેશ કરવી—અને તે ગુણ ધીરજનો છે. ડા૦ દાદાભાઇની માફક તમારે પણ બ્રિટીશ રાજઅમલપર, તેની ઇનસાફની લાગણીપર અને વાજબીથી કામ કરવાની રીતી ઉપર વીશ્વાસ રાખવો જોઇયે. તમારા દેશ માટે મારા સ્વદેશીઓએ બજાવેલી સેવા પણ તમારે ભુલવી જોઇતી નથી. અમો ઇંગ્રેજો ફકત એકજ નેમથી આવ્યા છીએ અને રહ્યા છીયે અને તે નેમ એજ છે કે તમારા દેશને ખીલવવો. તમારા દેશના વતનીઓને હું કહીશ કે અત્રેના દરેક ઇંગ્રેજને માથે એવી એક શહેનશાહી ફરજ બજાવવાની છે કે બંધારણથી, સભયતાથી, દીલસોજીથી અને નાંખતીની લાગણીથી હિંદ અને ઇંગ્લંડ વચેનો મીત્રાચારી વધુ જોરદાર બનાવવી. (તાલીઓ) તમો અને અમો સાથ મળીને આગળ વધીશું, તમારી નેમ આખરે પાર પડશે અને આપણે એકેકની જો ડાડોજમાં રહી, ખભેખભાં મેળવી તમારા દેશનું અને પ્રજાનું ભલું કરીશું. (ચાલુ તાલીઓ)

સામાં, મુંબઇની પચરંગી કુળવાન બાનુઓએ ભાગ લીધો હતો. દેશી અને અંગ્રેજી સંગીત ઉપરાંત ડાયલૉક્સ, રેસીટ્રેશન, અને વૉર શૉ વગેરે રજુ થયું હતું! નામદાર ગવર્નરનાં ધર્મપત્નિ લેડી વીલીંગ્ડનની હાજરી હતી, પછી વળી મ્હોટે ખાંચરેનાં બાનુઓની ધમાલમાં પુછવું શું! ફેન્સી નાઇટ ડ્રેસ અને મોટોરથી ઝળકતી વિજળીની બત્તીઓમાં આ સ્થળ ગાજી રહેલું હતું! કોન્સર્ટ પુરો થયો, અને સર્વ વિખરાઇ જવા લાગ્યાં! આ મેળાવડામાં હાજર રહેલી એક યુવાન હિંદુ બાનુ, બનારસી સાડીમાં હીંદુ ગુજરાતી પોશાક સજીને ટેક્સીકેબમાં રવાના થઇ; અને નેપીયન સી રોડના, પાંચ રસ્તા વચ્ચે આ મોટોર સાથે બીજી મોટોર અથડવાથી ગંભીર અકસ્માત થયો!

આ મોટોર ચર્નીરોડ તરફના નવા રસ્તા પરથી, પેડર રોડ તરફ જતી હતી. સામે પેડર રોડ પરથી બીજી આવતી મોટોર ચોપાટી જતી હતી. સહજ ધીમો વરસાદ હતો; ચડાણ પરથી આવતાં, અને હાંકનારની દૃષ્ટિ-મર્યાદાનો માર્ગ, અ ડો હોવાથી, હેન્ગીંગગાર્ડન, ગોવાલીયા ટેન્ક, ને નેપીયન સી રોડના અલગ માર્ગ મેળવનારી મ્હોટી બત્તી કને કેમ્પ કંપનીના દવાખાના સામે આ બનાવ બન્યો હતો. પેડર રોડવાળી મોટોરનો ડ્રાઇવર શૉર્ટ હોવાથી આ અકસ્માત થયો કેહવાયો હતો.

ચોપાટીપરથી આવનારી ટેકસીમાં જે બાનું બેઠેલાં હતાં તેમને કપાળ અને માથાપર સખત ઇજા થઇ હતી, તેમજ ડાબા હાથ ઉપર સખત વજન પડયું હોવાથી સહુજ હાથને ઇજા થઇ હતી. બન્ને મોટોરના અથડાવાથી બન્નેને નુંકસાન થયું હતું, પરંતુ ચોપાટીવાળી મોટોર આડી થઇ ગઇ હતી. દરવાજો ઉઘડી જવાથી અંદરની બાનું બહાર સરી પડી હતી. તરતજ સામી



નેપીયન સી રોડના સંગમપર મોટોર અકસ્માત. ભા. ૨ પ્ર. ૧ પૃ.૧૦૨.

મોટોરમાંથી અંદર બેઠેલો શખ્સ ઉતરી આવ્યો હતો, પણ તે બહાર જણાય, તે પહેલાં તો બાનુને નજીકના દવાખાનામાં સારવાર માટે લઇ જવામાં આવી હતી. પોલીસે આવીને સામેની મોટોરને અટકાવી હતી અને ચોકીપર લઇ જવાની ધમકી આપી હતી. કાયદો બતાવ્યો હતો. પેલા શખ્સે પોતાનું નામ ઠામ આપ્યું હતું. અને ટેકસીવાળાને આ અપરાધ માટે, સપડાવ્યો હતો. પણ સાક્ષી માટે, પેલા શખ્સને હાજર રહેવાનું હતુંજ ! અફસોસ ! એ ગૃહસ્થ તો આવતી કાલે વિલાયતના મેલમાં રવાના થનાર હતો.

આ શખ્સ કોણ હતો ? મિ. મનહરકુમાર રૉય, બેરીસ્ટર એટ લો ! તે મીસીસ બિઝંટનો લેટર* વાંચવામાં ગુલતાન

---

*" મનુષ્યોના આત્માને તાવનારા આ મમય છે," એમ કસોટીની અગ્નિમય ભઠ્ઠી તરફ અભિમુખ થનારો, અને પોતાની શ્રદ્ધામાં તેમજ મનોધૈર્યમાં નહી ડગનારો. એક પુરૂષ બોલ્યો છે. આજે આપણે, વિગ્રહ પછી સામ્રાજ્યની પુનર્ઘટનામાં 'હોમરૂલ' કિંવા સ્વરાજ્ય ( self-government ) પ્રાપ્ત કરવાં હિંદને અટકાવવું એવી ઇચ્છાવાળા અને પોતાની એ ઇચ્છાની આડે આવનારા સઘળા પ્રતિબંધને કચડી નાંખવાના નિશ્ચયવાળા, એક સમર્થ, સર્વસત્તાધારી અધિકારીવર્ગ ( autocracy ) ની સામે થવાનું છે.

સમસ્ત હિંદની મુસ્લીમની લીગ સાથે મળીને રાષ્ટ્રીય કોંગ્રેસે એમ જાહેર કર્યું છે કે હિંદને સામ્રાજ્યમાં તાબેદારની સ્થિતિમાંથી સમાન ભાગીદારની અવસ્થિતિએ ઉંચું ચઢાવવું જોઇએ. એ હેતુસર તેમણે સુધારાઓની યોજના એક આલેખી અને તેમાં જણાવ્યું કે ધારાસભાઓ ઘણીજ વિસ્તૃત કરવી તથા તે બને તેટલા

હતો. અને તે પોતાના એક મિત્રને ત્યાંથી જમીને પોતાના ઉતારા તરફ પાછો વળ્યો હતો. કર્મયોગે આ અકસ્માત બન્યો હતો,

---

બહોળા પાયા ઉપર, ચાર પંચમાશ ચુંટાયલા સભ્યોની બહુમતી સાથે, ચુંટાયલી હોવી જોઇએ અને ખર્ચ તથા કર આકારવાની સત્તા, નાણાંની માગણી મંજુર કરવાની કે નકારવાની સત્તા આ ધારાસભાના હાથમાં મૂકવી જોઇએ કે જેથી કારોબારીઓ આ સભાના તાબામાં રહે. યોજનાના આજ સ્વરૂપને ખાસ કરીને મદ્રાસના ના. ગવરનરે વખોડવાનું પસંદ કર્યું છે, અને જો કે સુધરેલી પ્રજાઓની રૂઢિને અનુસરીને દેશના સૌથી વિશેષ જોખમદાર લોકનાયકોએ આ યોજના આલેખી હતી અને ૧૯૧૬ માં મુસ્લીમ લીગના તથા લખનૌ રાષ્ટ્રીય કોંગ્રેસના ચુંટાયલા લોક પ્રતિનિધિઓના મોટા સમૂહે તે સ્વીકારી હતી, છતાં ના. ગવરનર એવી પ્રતિજ્ઞા કરે છે કે વસ્તુ સ્થિતિના જ્ઞાનવાળો કોઇ પણ હિંદી એ યોજનાને સંમતિ આપશે નહીં; અને તરતજ આ યોજનાને ત્રાવણકોર, મ્હૈસુર અને વડોદરાના માજી દિવાન મી૦ માધવરાવ સી. આઇ. ઇ. એ સંમતિ આપી.

મદ્રાસના ગવરનર અને કેળવાયલા હિંદીઓના મોટા ભાગના મત વચ્ચે ઘણો ઓછો મતભેદ છે; પરંતુ હોમરૂલને બલાત્કારે કચ્ચડવાનો ઠરાવ ઘણોજ ગંભીર છે. કોંગ્રેસે પોતાની કમીટીઓને, હોમરૂલ લીગોને તથા તેવાંજ મંડળોને લોકમત રાજ્યદ્વારી દૃષ્ટિથી કેળવવાની જે હિલચાલ ચલાવવાની આજ્ઞા કરી હતી. તે હિલચાલનેજ સખ્તાઇથી વ્યવહારૂ રીતિએ ગુંગળવાની સૂચના થાય છે. તેટલા માટે ગમે તો દેશની આજ્ઞાને ઉલ્લંઘવી કે મદ્રાસના ગવરનરની આજ્ઞાને ઉલ્લંઘવી, એવો એક વિકલ્પની

પણ તે અતી ધ્યાન ખેંચનારો હતો. અહીં અકસ્માત પામેલી બાનુ કોણ હતી ? કુમારીદેવી મન્દારિકા! જેનો જન્મ બંગાલમાં

---

સામા, સત્ર સત્તાધારી અધિકારી વર્ગોના અમલ હેઠળ આવેલા સઘળા દેશોને થવું પડેલું છે અને હવે 'ઓટોકસી'ના અમલ હેઠળ રહેલા છેલ્લા મહાન સુધરેલા દેશ હિંદ સામે એ વિકલ્પ ખડો થયો છે. હું પોતે તો સમસ્ત હિંદની કોંગ્રેસ કમીટીના સભ્ય તરીકે ગવરનરની આજ્ઞા કરતાં દેશની આજ્ઞાને પાળવાનું વધુ પશંદ કરૂં છું; કારણ ગવરનરની આજ્ઞાને નીતિના રાસ્તપણાનો કોઇ ટેકો નથી, તેમ તે બ્રિટીશ કાયદા અને રૂઢિનું ઉલ્લંઘન કરે છે, તેમજ હું માનું છું તેમ. મનુષ્યના નૈસર્ગિક મૂળભૂત હકકો ઉપર નિષ્કારણ અને ગેરકાયદેસર પ્રતિબંધ મૂકે છે. મને લાગે છે કે મારો આ નિશ્ચય, નિઃશસ્ત્ર અને દુબળી પ્રજાની મધ્યે દુનીયામાંની અત્યંત બલસંપન્ન 'ઓટોક્રસી' સામો વિરોધ જગાડવાનો મારો નિશ્ચય એ એક ગાંડપણનું કૃત્ય હોવાનું ઘણાને લાગશે, પરંતુ ગાંડપણનાં આવાં કૃત્યોવડે પ્રજાઓ દબાણની સામે થવાને પ્રેરાયલી છે. બીજાઓ મારા આ કૃત્યને જાણી બુઝીને સ્વીકારેલું અને સહેલાઇથી મળેલું 'માર્ટરડમ'–પ્રાણ સમર્પણ–ગણીને મારી હાંસી કરશે. પણ તેઓએ તો ક્યારનીયે મારા કૃત્યને ઉતારી પાડવાને એવી હાંસી કરે છે; તેઓ પોતાને સરકારી મહેલમાં જવાની બંધી થાય, એવું કાંઇ કામ કરશે નહીં, તો પછી મીલકતની જપ્તિ કે છૂટાપણાની હાનિને સહન કરવાને કે જાહેર જીવનમાંથી પરહેજ રહેવાને તત્પર થયા તેની તો વાતજ શી ? અને મારે મન તો સાર્વજનિક જીવન ત્રેતાળીસ વર્ષથી મારો કર્તવ્ય અને આનંદનો વિષય છે. હું ૨૫ વર્ષની

થયલો હતો. નિવાસ બનારસમાં હતો. અને સહવાસ ગુર્જર જ્ઞાતીમાં હતો!–તે શ્રીમતી બહેન અહીં પોતાના માનસિક ભરથાર, ભાવીના

---

હતી, ત્યારેજ મેં નામે મારૂં 'સ્વતંત્ર વિચાર'નું પહેલું ચોપાનીઉં પ્રકટ કીધું હતું અને તેના એક વર્ષમાં મેં પવિત્ર ક્રીયા–સેક્રેમેન્ટ વેળા હાજર થવાની, હું તે માનતી નહોતી તેથી ના કહી. એટલે પોતાના ઘરમાંથી મારા ધણીએ મને કાઢી મૂકી. તે વેળાએ તેમ હાલ પણ હું તેને દોષ દેતી નથી, કારણ નાસ્તિક વિચારની વહુ-વાળો એક પાદરી હોય એવી અવસ્થિતિ અશક્ય હતી. એટલે તે તેના મિત્રોએ તેને આ પગલું લેવાનો આગ્રહ કીધો; ૨૬ મે વર્ષે ૧૮૭૪ની આખરે હું 'નેશનલ સેક્યુલર સોસાઇટી'માં દાખલ થઇ અને પહેલીજવાર મેં તા૦ ૨ જી ઓગસ્ટે મી૦ બ્રેડલોનું ભાષણ સાંભળ્યું અને બે કે ત્રણ પછી તેના મંડળની સભ્ય થઇ, તેની મુલાકાત લીધી. તા૦ ૩૦ મી આગષ્ટે મેં "નેશનલ રીફોર્મર"માં મારો પહેલો લેખ લખ્યો, અને ૧૮૯૧ માં તે ગુજર્યો, તે પર્યંત નિયમસર તેમાં લેખ લખ્યાં જતી હતી. "સ્ત્રીઓની રાજ્ય-દ્વારી અવસ્થિતિ" એ વિષયનું પહેલું ભાષણ ૧૮૭૪ ના આગષ્ટમાં 'કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ'માં મેં કીધું, ત્યારથી મારા ખરા સાર્વ-જનિક જીવન શરૂઆત થાય છે.

મેં તે પછીથી મારૂં જીવન આખુંયે લોકની સેવાને અર્થે લોકને સમર્પ્યું છે, તેથી લોકસેવા કરવાની છૂટનું અપહરણ, એ મારે મન સૌથી વિશેષ મોટી હાનિ છે. હું જાણું છું કે સ્વાર્થી અને સ્વદેશાભિમાન રહિત માણસો આ રહસ્ય સમજી શકશે નહીં, પરંતુ જેઓ આવોજ ધર્મ પાળે છે તેઓ તે સમજશે. સેવાના આનંદ ઉપરાંત મારે હવે જીવનમાં બીજી કોઇ લાલચો રહી નથી, મને

શીરછત્ર બેરીસ્ટર મિ. મનહરકુમાર રૅાયને ભેટવા આવી હતી. બે દિવસ થયા છતાં તેમનો પત્તો મળી શકયો ન હતો—અને જ્યારે સંયોગ થયો, ત્યારે તે વિયોગના સ્વરૂપમાં બદલાઇ ગયો હતો!

---

માત્ર થોડા ઉંડા અને પ્રબળ અંગત સ્નેહના બંધનોમાં સુખ રહેલું છે. આથી છૂટ તેમજ જેમને હું ચહું છું તેમનો સંસર્ગ એ બેને જતાં કરવાં એ મારે મન મૃત્યું કરતાં પણ વધુ ખરાબ છે. પરંતુ મારે હિંદના અને ધર્મ-કર્તવ્યના એક દ્રોહી, એક ભીરૂ અને અવમાનિત વ્યકતિ તરીકે તેમની સાથે રહી પછી છૂટા રહેવું, એ નર્ક સમાન થાય. તેથી હું વધુ સહેલો માર્ગ પસંદ કરૂં છું.

જેઓ મારૂં છૂટાપણું હરી લે છે, તેઓ પોતાને શિરે આવતી લજ્જામાંથી ઉગારવાને મને દોષવાળી ઠરાવવા કોશિષ કરશે. શાંતિનો ભંગ કરવાની સઘળી ઉશ્કેરણી કે સૂચના વિનાનાં તેમજ કોઇપણ પ્રકારનો ખળભળાટ ન થાય, એવી વલણવાળાં જાહેર રાજ્યદ્વારી ભાષણ થતાં અટકાવવાની ધારણા હિંદ રક્ષણના કાયદા-દ્વારા કદી રખાઇ ન હતી. છાપાના અંકુશવાળા કાયદાથી કે જાગી-નગીરીની જપ્તીથી અથવા છાપખાનાના કબજાથી મારૂં પત્ર બંધ કરાવી શકાયું હત. પરંતુ હાઇ કોર્ટે તેના એક આગળના કામને ગેરકાયદેસર ઠરાવેલું હોવાથી સરકાર ફરીથી એ હાઇ કોર્ટની આગળ ખડી થતાં ડરે છે. અને તેથીજ મને ગોંધી રાખવાનું-એક ભીરૂ-પગલું સરકાર ભરે છે, અને તેની સામે થનારા સઘળાઓને હેઠા પાડીને લોકના કોઇપણ પ્રતિબંધને અટકાવવાની આશા રાખે છે, હિંદરક્ષણના કાયદાનો ઉપયોગ વ્યવસ્થિત સ્વરૂપવાળા સઘળાયે રાજકીય હિલચાલોને દાબવાને અર્થે થાય છે, જેથી ઇંગ્લાંડને તે એમ જણાવી શકે કે હિંદ મુગું અને બેદરકાર છે.

વાંચનાર! ત્હેં, મધુરી અથવા પ્રેમ-ઘેલી પ્રમદાની નવલકથા વાંચી હોય, તો સ્મરણ હશે, કે આ મદઘેલી મનોરમા, મન્દારિકા

---

સર સુબ્રહ્મણ્યનું શૂરવીર કાર્ય અને ઓન. મી૦ કે. વી. રંગાસ્વામી આયંગર, ઓન. મી૦ વી. કે. રામાનુજાચારીઅર, દિ. બ. એલ. એ. ગોવિંદ રાઘવ, રામ સ્વામી, રામચંદ્ર રાવ, આદિના ગવરનરની ટીકા સામેના વાંધાઓ અને તેમણે કોંગ્રેસ તથા લીગની યોજનાને આપેલા ટેકાઓ, એ સર્વ મદ્રાસનો લોક જુસ્સો બતાવે છે અને મારી ખાત્રી છે, કે દેશના બીજા લોકનાયકો જેઓ હાલમાં પ્રવાસની રજા પાળે છે અને જેમની અજાણમાં કારોબારીઓએ આટલી હુશીઆરીથી આ કામ કર્યું છે, તેઓ પણ પોતાના પ્રતિષેધો દર્શાવશે. તો શત્રુ સાથેના મારા પત્રવ્યવહારને નામે કે કોઇ કાવતરાને નામે મારી પરહેજગારીનો બચાવ કરવામાં આવે તો હું એ નિંદકના મુખ સામે એ અસત્યનો સામો પ્રહાર કરૂં છું. હું જાણું છું કે મારી છબીવાળાં જર્મનીથી આવેલાં કહેવાતાં અને ફીતુરી કહેવાતાં કાર્ડો મિત્રોને મોકલવામાં આવ્યાં છે. મને આવી વાત કહેવામાં આવેલી છે, પણ મેં તેની એક પણ નકલ જોયેલી નથી. તે જર્મનીમાં કે ગુન્હા શોધક ખાતા તરફથી બનાવાયો હશે, પણ મ્હારે તે સાથે કંઇ લેવાદેવા નથી.

જો એમ કહેવાય કે મેં “ નિંદાની લડત ”—Campaign of calumny—કે જેનો હું તદ્દન નકાર કરૂં છું, તે મેં ચલાવી, તો તેના દોષ લોર્ડ પેન્ટલેન્ડને શિરે છે, કારણ તે ફરીથી એક વાર મારી જામીનગીરી અને છાપખાનાને જપ્ત કરી શકયો હત. પરંતુ તે માટે તેના એડવોકેટ જનરલને કોર્ટ સમક્ષ તેમજ પ્રીવી કાઉન્સીલ આગળ તેનો પુરાવો સાબીત કરવો પડત, અને તે એમ

નામ નવલગ્રહપર રમણ કરતી મિ. સુમનરાયની મૃત ધર્મપત્નિ વીરમતીનો બીજો જન્મ-દેહ હતો! અને તે, મિ. રૉય બેરીસ્ટરના સમાગમમાં આવ્યા પછી, પ્રેમલગ્ન કરવાની તૈયારીમાં હતી–

---

કહી શકે તેમ નહતું. જો પોતાનું અંતઃકરણ દુખતું ન હોય તો, ઉટીની ધારાસભાના સહીસલામત જગોએથી એક ગવરનર સહેલાઇથી બીજા માણસની નિંદા કરે, અને પછી અપરાધીને પરહેજ કરે. બીનજોખમદાર સર્વ સત્તાધારી અધિકારી (irresponsible autocrat)ને માટે આ એક કુદરતી માર્ગ છે.

આવા માણસો પોતાના કામનાં બચાવને અર્થે, પોતાના ભોગ બનેલાઓને, રેજીનોલ્ડ ક્રેડોકે મુંગા કર્યા તેમ, દુનીયા આગળ કાળા ચીતરે અને કલંકિત કરે, તે વિના તેઓ પોતાના કામને શી રીતે વ્યાજબી ઠરાવી શકે? દરિદ્રતા, ભુખમરો, હદથી જયાદા કર, અજ્ઞાનતા આદિ સંબંધી ચોખ્ખી હકીગતો રજુ થાય, ત્યારે તે 'નિંદા' calumny ગણાય છે. મારૂં નાનું પુસ્તક "*India a Nation*–હિંદ–એક પ્રજા" બંધ કરાયું. હિંદમાં જીંદગીની સરેરાશ મુદત ૨૩ાા વર્ષની છે, ઇંગ્લાંડમાં ૪૦ ની અને ન્યુઝીલાંડમાં ૬૦ ની છે, એમ કહેવામાં આવે તો તે 'નિંદા છે. ઇંગ્લાંડ, જાપાન, રૂશિયા, વડોદરા અને બ્રિટીશ હિંદમાં થયલા જ્ઞાનપ્રસારનો કોઠો પ્રકટ કરવો, એ 'નિંદા' છે. એક જીલ્લામાં વધારેલી જમીનની મહેસુલ ત્યાંના ખેડુતોએ શાહુકારો પાસેથી ઉધારે લીધેલાં નાણાંના જેટલી છે એમ કહેવું એ 'નિંદા' છે. આવી અને તેમજ બીજી હકીગતોથી બતાવવું કે હિંદમાં 'ઓટોક્રસી' કાર્યસાધક પણ નથી, એ 'નિંદા' છે. બ્રિટીશ રાજ્ય અમલ પહેલાંની દેશની આબાદી અને ધનસંપન્ન સ્થિતિ બતાવવા પ્રાચીન પુસ્તકોના ઉતારા ટાંકવા,

અલ્હાબાદ–પ્રયાગથી બન્નેજણાં બનારસ જઈને ત્યાં લગ્ન કરવાની ઉમેદમાં હતાં. પણ તેઓ રેલ્વે ટ્રેનના અકસ્માતમાં વિખુટાં પડી

---

એ નિંદા છે, અને વિગ્રહો તથા લુંટફાટોના દાખલા ટાંકવા, એ ઇતિહાસ છે.

ભલે જેમને જેમ રૂચે તે વાત કરે. તે આવે, અને જાય, તે કાયમ નથી. પરંતુ લોર્ડ પેન્ટલેન્ડ–ભલો અને નબળો માણસ–અમારા ખરા શાસક મેશર્સ ગીલમેન અને ડેવીડસન જેવા પ્રબળ માણસોથી આવા કૃત્ય માટે પ્રેર યલો છે. તેમને હિંદી પ્રજા સમક્ષ બ્રિટીશ લોકતંત્ર સમક્ષ, છૂટાપણાની લડતો આલેખનારા ઇતિહાસ સમક્ષ, અને પ્રભુ સમક્ષ આનો જવાબ આપવો પડશે. શું તેનું અંતઃકરણ મારા જેવું નિર્મળ હશે ?

હું એક ન માનવા જેવી ઉડતી વાત સાંભળું છું, કે મ્હારી પરહેજગારી થતી અટકાવવાને મને કાં તો ઇંગ્લાંડ જવાને કે રાજદ્વારી લેખો લખતાં અને ભાષણો કરતાં અટકવાનું વચન આપવાને કહેવામાં આવશે. હું આ બેમાંનું એક પણ નહીં કરૂં. જે ચળવળમાં બીજાઓને મેં જોડ્યા છે, તેમને રણ મધ્યે રહેવા દઇને હું ભાગી નહીં જાઉં. અમારૂં કાર્ય બધું યે રાજ્યબંધારણને અનુસરતું છે; તેમાં ધમકી કે શાંતિના ભંગનું કોઇ કાર્ય નથી, કે ઇમાં પણ કે હજુ ઉશ્કેરણી કરવાનું નથી. અમે બ્રિટનના રાજ્યમુકુટના છાયામાં ઊભા, અમારા વહીવટી પદ્ધતિમાં સુધારાઓને માટે કાયદેસર ચળવળનો અને ભાષણનો હક્ક છે એમ માનતા. છતાં, અમે એવા વાકેફ હતા કે પહેલાં શિક્ષા ફરમાવી, શિક્ષાપાત્ર કાર્યની મના કરનારાં ફરમાનો કાઢનારી 'ઓટોક્રસી' અમારે શિરે છે; અને અમે જોખમ ઉઠાવ્યું; કારણ જોખમ અંગત હતું, જ્યારે

ગયાં હતાં. મન્હારિકા ઉગરી ગઈ હતી, પણ મિ. રૉયે જળવાસ કર્યો હતો. તેનો પત્તો ન હતો! આ પ્રસંગ, એ કથામાં એટલીજ

છૂટથી થતા ભાષણને દાબવાં, એ જેમાં ઘણાંને સહેવું પડે એવી ક્રાન્તિ આણનારા ગુપ્ત તરકટને જન્મ આપવા જેવું છે મેં એ વારંવાર બતાવ્યું છે કે હિંદમાં છુટાપણાને અને ગંલકતને કારોબારી હુકમ જપ્ત કરી શકે એમ છે. એવા હુકમે મારા રૂ. દશ હજાર જપ્ત કીધા. હવે તે મારૂં છૂટાપણું છીનવી લે છે. ભલે દુનીયા જાણશે કે હિંદમાં કેમ વહીવટ ચાલે છે? અને જ્યારે ઈંગ્લાંડ યુરોપના એક સર્વસત્તાધારી રાજ્ય સામે લઢવાને અને વિગ્રહ ચલાવવા પોતાનાં માણસો અને સંપત્તિ ખર્ચવા હિંદને કહે છે, ત્યારે ઈંગ્લાંડના એજન્ટો હિંદ સંતોષી છે, તેનો વહીવટ સારો છે, એવા ખ્યાલ દુનીયાને આપવાને મથે છે.

મારો ગુન્હો એવો તે શો છે કે જાહેર તેમજ ખાનગી રીતે દીર્ઘ જીવન ગાળ્યા પછી મને પરહેજગાર કરવામાં આવનાર છે? મારો ખરો ગુન્હો એ છે કે મેં હિંદમાં રાષ્ટ્રીય સ્વમાન, જે સૂતું હતું, તે જાગૃત કીધું છે, અને હજારો કેળવાયલાઓના મનમાં એવી લાગણી જગાવી છે કે તાબેદાર-subject-race તરીકે રહેવું, એ એક અપમાન છે. મી. લોઈડ જ્યોર્જે એ ખરૂં કહ્યું છે, કે આયર્લાંડનો અસંતોષ તેનું રાષ્ટ્રીય સ્વમાન દુઃખાયું, તેને લીધે હતો; અને તેથી તે આબાદીથી પણ સુધારાય તેમ નહોતો. મેં લોકના મનમાં એવી લાગણી ઉભી કરી છે, કે ગવરનરો અને કલેકટરોની મોરલીએ નાચવું, પોતાની સંમતિ વિના કર અંકાય, પ્રતિક ખાતાંમાં દેશીઓ ઓછા પગારે કામ કરે અને શાહી સનદી નોકરીમાં યુવાન યુરોપીઓ ભારે પગાર કમાય એ જોવું, સર્વ સ્થિતિનો અંત

સ્થિતીમાં અધુરો રહેલો છે. હવે તે અકસ્માતમાંથી મિ. રૉય કેમ બચી ગયા ? તે જાણવુંજ જોઇએ; પણ તે તો કથા પ્રસંગના ચાલુ

---

આણવો જોઇએ. છૂટાપણું, સ્વમાન, ન્યાય અભિલાષા, સ્વદેશા ભિમાન, ઉમદા જીવન એ ખરૂં જીવન છે. જયાં આનો અભાવ છે, ત્યાં જીવન જીવવાને પાત્ર નથી. તે પ્રભુની પ્રતિમારૂપ મનુષ્યનું જીવન નથી, પણ પોતાના માલિકથી સુપુષ્ટ થયલા આરણ્યકનું જીવન છે.

સર સુબ્રાહ્મણ્ય આયરની ભવ્ય હિંમતને ધન્ય છે. છૂટાપણા માટે તે અને હું આ લડતમાં સંયુક્ત છીએ. અમારી બહાદુર નાની ટોળીના સભ્યોએ સંકટના સમયે નાયકો બનાવાનો પોતાનો હક્ક સિદ્ધ કર્યો છે. તેમને જે લાભ નથી, તે લાભ અમને છે. સર સુબ્રહ્મણ્ય હાઇકોર્ટ જડજ તરીકે ઇંગ્લાંડમાં જાણીતા છે, પ્રીવી-કાઉન્સીલે તેની પ્રશંસા કરી છે અને શ્રીમાન સમ્રાટ પોતે તેમને ઓળખે છે, આવો પુરૂષ અવિચારી કે ઉછાંછળો ચળવળીયો છે, એમ કોઇ માનશે નહીં. જો તેને પકડવામાં આવશે, તો અહીંની પરિસ્થિતિ તરફ ઇંગ્લીશ પ્રજાનું ધ્યાન દોરાશે. વળી મને પણ બ્રિટનમાં, ફ્રાન્સ, બેલ્જીયમ, ઓસ્ટ્રેલીયા, ઇટલી, કેનેડા, ન્યુઝીલાંડ, અમેરિકા, ડેન્માર્ક, નોર્વે અને સ્વીડનમાં બધા રાજ્ય-દ્વારી અને સાંસારિક સુધારાના વિષયમાં ભાષણના છૂટાપણા માટે મથનારા લડવૈયા તરીકે, 'ટ્રેઇડ યુનીઅનીસ્ટ,' 'રેડીકલ' અને સોસ્યાલિસ્ટ સમાજવાદી તરીકે તેમજ ધાર્મિક ઉપદેશક તરીકે પણ ઓળખે છે. આથી હિંદમાં હું છૂટાપણાની જુની લડત ચલાવું છું, એ જાણી કોઇને નવાઇ લાગશે નહીં. સરકાર સઘળાં હિંદી વર્તમાનપત્રોને તેમજ રૂટરને મોંઢે ડુચા ન મારી

પ્રકરણમાં વાંચી શું–હાલ. મન્દારિકાની સારવાર થતાંજ, તેમને તેના મુકામ ઉપર રવાના કરવામાં આવી, પણ આ અકસ્માતનો રિપોર્ટ;

---

શકે ત્યાં સુધી મારી પરહેજગારીના સમાચાર દુનીયા ઉપર ફરી વળશે અને તે એમ જાહેર કરશે કે યુરોપમાં છૂટાપણાં માટે લડનારૂં અને તેના પ્રતિપાદક તરીકે ખડું રહેનારૂં ઈંગ્લાંડ આયર્લાંડમાં છૂટાપણાંને વળગી ન રહેનારૂં જેવું નીવડયું છે તે કરતાં પણ હિંદમાં એ સિદ્ધાંન્તને વિશેષે વળગી રહ્યું નથી અને હિંદમાં ભાષણની છૂટ કે મીલકતનો ભોગવટો કારોબારી ફરમાનોની દયા ઉપર હોવાથી કેવો અસહીસલામત છે, અને આ ફરમાનો અમુકને છોડી દે છે અને અમુકને મારે છે; અને ઈંગ્લાંડ જે ધોરણો માટે યુરોપ કટિબદ્ધ થઇને લડે છે, તે ધોરણોને અમે દૃઢતાથી વળગી રહીએ છીએ, તથા શાંતિથી અને સનદસરપણે, કાયદેસર ધોરણે કામ કરી લોકને જવાબદાર સ્વરાજ્ય માગીએ છીએ, માટે અમને શિક્ષા થવાની છે.

મેં પોતે તો હિંદ માટે અને હિંદમાં ૨૪ વર્ષ કામ કર્યું છે, અને તે અગાઉ ૧૪ વર્ષ ઈંગ્લાંડમાં આવું કામ ઉઠાવ્યું છે. મારી 'ઈંગ્લાંડ–અફગાનીસ્તાન અને હિંદ'–ની ચોપડીમાં મારા ખુલ્લા ઉદ્‌ગારો છે. હિંદમાં મેં પ્રાચીન ધર્મો માટે મથન કીધું છે, મેં કેળવણીનાં કામ કરી, હાલ હિંદુ યુનીવર્સીટીના કેન્દ્રરૂપ સેંટ્રલ હિંદુ કોલેજ કાઢી, અને થીઓસોફીકલ કેળવણી ફંડ સ્થાપ્યું. મેં ધાર્મિક ધોરણે સામાજિક સુધારા માટે પ્રયાસ કર્યો છે. આ બધા માટે હજી હું કામ કરૂં છું, અને વધારામાં આ સર્વને સહીસલામત બનાવી શકે એવા, હિંદ માટે 'હોમરૂલ' સારૂ, સામ્રાજ્યની ઘટનામાં સ્વરાજ્ય સારૂ મથન કરૂં છું.

જેમ પોલીસ સ્ટેશનમાં, તેમજ વર્તમાનપત્રના કોલમમાંયે પ્રકટ થવા ગયો!

---

હોમરૂલ મેળવવાથીજ હિંદ પોતાની વાસ્તવિક આબાદી જાળવી શકશે. પોતાનો વ્યાપાર, પોતાની ખેતી, પોતાના ઉદ્યોગો આદિ જે રહ્યું છે, તેનું તે ત્યારેજ રક્ષણ કરી શકશે, સુધારી શકશે, અને પોતાની મજુરીથી તેનાં પરિણામો અનુભવી શકશે. સાબુનું કારખાનું લેવર બ્રધર્સને સોંપવાથી મુંબઇ, મદ્રાસ અને સંયુક્ત પ્રાંતનાં ઉછરતા કારખાનાં કચડાશે, અને વિગ્રહ પછી શેહેનશાહતના વિભાગોના માલને પહેલી પસંદગી આપવાના ધોરણથી બ્રિટીશ થાપણદારોની, હિંદ ભૂમિ ઉપરની હરિફાઇ આવું પરિણામ આણશે, એવી આગાહી થાય છે. એમ કહેવાય છે કે હિંદને પૈસે ઉભું કરેલું પોતાનું સોડાનું કારખાનું સરકાર લેવર બ્રધર્સને વેંચવા ધારે છે, અને એમ તેને એક બ્રિટીશ ઉદ્યોગ બનાવે છે. પરંતુ હું તે માની શકતી નથી. સરકારી મદદ સિવાય હિંદી કારખાનાંવાળાઓને કચડવાને લેવર બ્રધર્સ પ્રમાણ છે.

પરદેશી પેઢીઓને હિંદી મજુરીની અપેક્ષા છે. હિંદી થાપણ વોર લોનમાં ઘસડાઇ ગઇ છે, અને જો 'એટ્રોકસી'નું ચાલશે તો તે પૈસાથી હિંદને કોઇ છૂટાપણું મળશે નહીં, હિંદના કરમાંથી વોર લોનનું વ્યાજ અપાશે અને તે ભારે પડશે, તે ખાતે કર જ્યારે હિંદને આપવાનો આવશે ત્યારે હિંદ સમજશે કે વિગ્રહ પછી 'હોમરૂલ'ને માટે મેં શા માટે પ્રયાસ આદર્યો છે? બીજાઓને સમૃદ્ધ કરવાને મહેનત કરનારી મજુરી પ્રજા થતાં હોમરૂલ વડેજ હિંદને બચાવી શકાશે.

આ મારો છેલ્લો બોલ હોવાથી હું સ્પષ્ટતાથી લખું છું. હું

વાંચનાર? હવે આપણે મન્દારિકા અને મિ. રૅયની પૂર્વ-કથાપર આવીએ. પ્રથમ મિ. રૅયનું મંગળાચરણ જાણી લઇએ, કે તેઓ આ અકસ્માતની નડતરમાં, વિલાયતના પ્રયાણને મુલતવી તો રાખી શકયા નથી?—

---

☞ વર-ઘેલી વનિતા, અને પ્રેમ-ઘેલી પ્રમદા બન્ને નવલ-કથાની ત્રીજી સહચરી આ મદ-ઘેલી મનોરમા છે. વાંચનારે, પ્રથમની બે નવલકથા વાંચવી અવશ્યની છે.

---

પરાણે માન ધારણ કરૂં છું, અને કેદમાં જાઉં છું, કારણ હું હિંદને ચાહું છું, અને બહુ અસુરૂં થઇ ન જાય, તેવે સમયે હિંદને જાગૃત કરવાને મેં પ્રયત્ન કીધો છે. અન્યાયને સંમતિ આપવી તે કરતાં સહન કરવું, એ વધુ સારૂં છે. માન ખોવા કરતાં છૂટાપણું ખોવું, એ વધુ સારૂં છે. હું વૃદ્ધ છું. પણ એમ માનું છું કે મારા મરવા અગાઉ હિંદ હોમરૂલ-સ્વરાજ્ય મેળવશે. જો એવી કાંતિવંત આશાની સિદ્ધિમાં મેં આટલીયે થોડી મદદ આપી છે, તો તેથી મને વધુ સંતોષ થશે.

પ્રભુ હિંદનું કલ્યાણ કરો. વંદેમાતરમ્,

જુન ૧૨-૧૯૧૭. એની બેસંટ.

## પ્રકરણ ૨ જું.



### પ્રેમ અને ધર્મનું રણયુદ્ધ.

દુનિયામાં નથી કોઇએ દીઠો
પ્રેમ કિનારો ! —

*　　　*　　　*

નથી પ્રેમ મળતો વાટે કે ઘાટે.

*　　　*　　　*

કરૂણા કરો શ્રી કૃષ્ણ; વિનવે ગોપીયો પ્રેમે;
શુદ્ધ પવિત્ર દર્શન, ભક્તિને આપજો નેમે.

પ્રેમ વિનાનું લગ્ન કરીને-જડ રૂપે જય રહેવું,
લગ્ન કુસુમની માળ પહેરી સુગંધ સુખ ના લ્હેવું.
સંસારી લ્હાવા ત્યાગીને બલિદાન શું દેવું?
કુંવારા ગૃહ ઉતારવાને "પરણું છું" આ કહેવું?

---

એ કરતાં જીવનના ભોગે, રહી કુંવારા જેવું,
અરાં સમ ગિરધરવર ભેટી, સદા સુખમાં રે'વું;
જગ ખાતર માનવ જીવનને પાપ કુંડમાં બોળું!
જન્મ કૃતારથ સ્વાશ્રયથી લ્હેવા સારો રસ્તો ખોળું.

બીજે દિવસે પ્રાતઃકાળ થઇ ગયું. મિ. રાયને આખી રાત્રી અળખામણી થઇ પડી ! ઉજાગરો, ભય અને ચિન્તા એ મહાશત્રુઓએ, શૈય્યામાં તરફડીયાં ખવરાવ્યાં ! અંતે ઉઠતાંજ વર્તમાન પત્રના વેચનારનો શબ્દ સંભળાયો ! ડેલ્હી ટાઇમ્સ ! કૉરનીકલ !

( ક્રૉનીકલ ) તરતજ એક નકલ વેચાતી મંગાવી લીધી, અને નવા સમાચારમાં એક હૃદયભેદક ખબર સાંભળવામાં આવી.

**મોટોર અકસ્માત!** બનારસના એક જાગીરદારની પુત્રી કુમારીદેવી મન્દારિકાની ટેકસીકેબ, પેડર રોડ તરફ ગઇ રાત્રીના અગ્યાર વાગ્યા પછી જતી હતી; તે વેળા સામેથી ઉદયગઢના દિવાન મી. મનહરકુમાર રૅાય B. A. બૅરી–એટ–લૉ. ની મોટોર આવતાં, બન્ને મોટોર અથડી; અને ટેકસીકેબમાં બેઠેલી બાનું, મોટોરનો દરવાજો ઉઘડી જતાં સરી પડી હતી. તરતજ તેમને પાસેના દવાખાનામાં સારવાર માટે લઇ જવામાં આવી હતી, સહજ ડાબા હાથપર અને કપાળપર જખમ થયો હતો. સારે નસીબે મોટોરે આડી વળણ લઇ લીધી હતી, નીકર મ્હોટો પ્રાણઘાતક અકસ્માત બની જતે! મીસ મન્દારિકાને એક કલાકમાં સારી રીતે શુદ્ધી આવ્યાથી, તેમની ઇચ્છા મુજબ, પેડર રોડપર મી. કનકરોય પંડિતના નવા બંગલામાં જ્યાં તેઓ ઉતર્યાં હતાં, ત્યાં મોકલી આપવામાં આવ્યાં છે! મિ. રૅાય બેરીસ્ટર. તાજમહાલ હૉટેલમાં ઉતર્યા છે. તેઓ કેટલીક દેશી રાજદ્વારી બાબતસર આજના મેલમાં વિલાયત રવાના થવાના છે.”

મિ. રૅાયે, આ ખબર વાંચી, ને તરતજ મુર્છિત થઇ ગયા! મીસ મન્દારિકા, મ્હારે હાથે જખમી થઇ છે! જો હું તેમની કને ક્ષમા નહિ માગું, તો મ્હારા જેવો કોઇ નગુણો નહિ કહેવાય! જો કે મીસ મન્દારિકાએ તો ઉદયગઢથી તાર મારફતે, મને અપમાનભરેલો પત્ર લખ્યો છે, તોપણ મ્હારી એટલી ફરજ છે, કે આ અકસ્માત માટે મ્હારે બે નમ્ર શબ્દથી શાન્તવન કરવું!–” આ માનસિક વિચાર, સમુદ્રના તરંગ પેઠેમ ઉછાળવા, લાગ્યો પણ

મળવા જતાં મન સંકોચાયું! રૂબરૂ મળવા કરતાં પત્ર લખીને દીલગીરી જાહેર કરવી; એમ સમજીને પત્ર લખવા બેઠો!—

વિલાયતનો મેલ બે વાગે ઉપડી જવાનો હતો. બાર વાગે ડૉકપર જવાનું હતું. પોતાનો સામાન કેટલોક લગેજ કરવાને તો ગયો હતો, પણ કેટલોક અગત્યનો સામાન લઇ લેવાનો-ખરીદવાનો હતો. ને કેટલાક લેટરો ડીસ્પેચ સ્વહસ્તેજ કરવાના હતા-કુકસ કંપની મારફત પેસેજ તો લીધી હતીજ, પરંતુ છ કલાકમાં ઘણું કામ આટોપી લેવાનું હતું; વળી કદાચ પોલીસ રંજાડે, ને રાત્રીના અકસ્માત્ માટે, જુબાની આપવાની સખ્તાઇ કરે, એ પણ ભય હતો! બીજી તરફથી એમ પણ શંકા થવા લાગી હતી, કે કદાચ મન્દારિકાની મનોભાવના બદલાયલી છે, તેમાં મનસ્વી ખુલાસો ન થવાથી, મેળાપ ન થવાથી, અને અકસ્માત વેળા હાજરી ન આપવાથી, ગુસ્સાને અંતે રોકાણ કરાવી હોય, તો રચાયલી યોજનાનો ભંગ થાય, એ હેતું પણ દૃષ્ટિ આગળ રમણ કરતો હતો. આખરે પત્રથીજ પોતાની ઇચ્છા, આશા અને દીલગીરી બતાવી હતી! એક તરફ પ્રેમ અને બીજી તરફ ધર્મ, બન્નેના રણયુદ્ધમાં વિજય મેળવવાની યોજના અમલમાં મૂકી હતી, પછી જે પરિણામ આવે તે જોવાનું રહેલું હતું! આ પત્રમાં શું લખ્યું હશે?—

પ્રિય મન્દારિકા!—

ગઇ રાત્રિએ બનેલો અકસ્માત્ એક સંયોગરૂપ છતાં, વિયોગમાં બદલાઇ ગયો છે! જો કે વિલાયતના મેલમાં રવાના થવાને માત્ર હવે થોડાજ કલાક બાકી છે, અને કામ અતી છે, તેથી વખત રૂબરૂ આવવાનો મને મળ્યો નથી-બહુ દીનાથી વાતો, અને ખુલાસો કરવાનો છે, પણ તે ટુંકી મુદતમાં, ને થોડા કલાકમાં થઇ શકે, તેમ નથી. હું છેલ્લા અકસ્માત્ માટે દીલગીર છું; જો કે તોપણ હું

મળી જતે, પણ ઉદયગઢથી મળેલા તમારા તારમાં, મને જે અપમાન કરવામાં આવ્યું છે, અને એક બીનપિછાણુહાર માણસ પણ એવી છુટથી ના કહે, તેવું કહેવામાં આવ્યું છે, એ તીવ્ર ઘા ના દુઃખથી હું આવતાં અટકી પડયો છું! બાર વાગે, યાને આ પત્ર મળતાં તો હું વિલાયતના મેલમાં બેઠો હઈશ, તેથી હવે ક્ષમા!—પ્રભુ ઇચ્છા હશે, તો પ્રવાસ પછી—

લી૰ હૃદયાકાંક્ષી રૅાય!

આ પત્ર મન્દારિકાને પહોંચે. તે દરમ્યાન, મંદારે વર્તમાનપત્રદ્વારા સાંભળેલી અકસ્માતની ખબર પછી તરતજ તાજમહાલ હોટેલમાં ટેલીફોન કરાવ્યો, પણ તે વખતે મિ૰ રૅાય, પોતાના ખાનગી કામ માટે બહાર નીકળી ગયા હતા! મન્દારિકાની તબીયત એવી ન હતી, કે તે તરત બિછાનામાંથી ઉઠીને, તાજમહાલ હોટેલમાં, યા બેલાર્ડ પીયરપર વિદાયગીરીનું માન આપવાને જઇ શકે!—વર્તમાનપત્રની ખબરથી તો તેના દુઃખમાં વધારો થયો! બેચેન તબયતે ઘણાં વલખાં માર્યાં. મળવાની આતુર ચાતકીએ ઘણી તજવીજ કરી, પણ ન ડૅાકટરે સલાહ આપી, કે ન મધુરીએ જવા દીધી! જેમને મળવા માટે, છેક બનારસથી હોડી આવી; અને કિનારે આવેલી હોડી અંતે પાછી ઓટમાંજ ઘસડાઇ ગઇ, તોપણ મન્દારે મધુરીને વિનંતી કરી, કે ફૂલ–તોરો ને હાર આપવાને કનકરાયને ડૅાકપર મોકલવા; આ વિનંતીનો સ્વિકાર થયો–પણ તેઓ રવાના થયા, તેટલાંજ મિ. રૅાયનો પત્ર મળ્યો–તેમાં તો કેવળ ભૂલ આપનારૂં, અજાણ અને નહિ બનેલા બનાવની હકીકત નીકળી! મન્દાર તદન મુર્છિત થઇ ગઇ! તેને બે કલાકે શુદ્ધિમાં આવી! શુદ્ધિ છતાં બેશુદ્ધિ જણાતી હતી; મગજમાં વિભ્રમ થયો હતો; અને "મારો કુમાર કયાં!

ગયો? ચાલ્યો ગયો?"—આ જંખનામાં તે ટળવળતી હતી-રડતી હતી-અશ્રુપાત કરતી હતી! બાર વાગ્યા હતા. રૅાય રવાના થઇ ગયો હતો.

વાંચનાર ? આ રસિક જોડાંની નિર્દોષ સ્થિતી વિષે આપણે બહુ અજાણ છીયે! મિ રૅાયના પત્ર ઉપરથી, કંઇક ગર્ભિત ઘોટાળો થયલો જણાય છે. મિ. રૅાયે જ્યારે જળપાત કર્યો હતો, તો પછી તે કેમ ઉગરી ગયા? વળી તેઓ તો ઉત્તર હિન્દમાં પ્રખ્યાત બેરીસ્ટર તરીકે પંકાયલા હતા, તેમણે ઉદય-ગઢની દિવાનગીરી શી રીતે સ્વિકારી? વળી મંદારનો મનમેલાપ તો સુમનરાય સાથે થયો હતો તેનું શું? આ સર્વ ભેદભરેલા બનાવોનું પ્રથમ અવલોકન કરીએ, ને તે પછી મૂળસ્થિતીપર આવીએ!

નિલગીરીની શિતળ ટેકરી પરથી રવાના થયલાં આ મહે-માનોની મૂળકથા તરફ લક્ષ દઇએ! જળપ્રવાસ કરનારા મિ. રૅાયની તરફ નજર કરીએ; અને જમુનાપાન કરતા કેમ બચી ગયા, તે જોઇએ. તથા ઉદયગઢની દિવાનગીરી કેમ મળી, તે પણ તપાસીયે!

---

## પ્રકરણ ૩ જું.



### મી૦ રૅાયની સારવારમાં સંતજનો.

"માયામાં મન મુંઝાણું, ગુમાવ્યું રોકડ નાણું!"

શ્રી જગન્નાથપુરીની જાત્રાનો ઉત્સવ આજે પર્વણી તરીકેજ પુજન પામ્યો હતો. દેશ-પરદેશી ભારતીયજનો "જગન્નાથકી જય!" બોલી રહેલા હતા. કુંભમેળામાં હરદ્વાર ગાજી રહે, તે

કરતાં શ્રી જગન્નાથના મહા મેળામાં સર્વત્ર બંગાળ પણ ગાજી રહેલું હતું. ખાસ કરીને આ મેળામાં સાધુ-સંતજનોની હાજરી બહુ હોય છે, ને અહીં હતી !—ઉત્તરમાં બદ્રીકેદારનાથ, દક્ષિણમાં શ્વેતબીંદુ રામેશ્વર, પશ્ચિમમાં દ્વારિકાપુરી અને પૂર્વમાં શ્રી જગન્નાથપુરીનાં ધામ, ભારતનાં રક્ષણીયદેવ તરીકે પ્રાચીનકાળથી આધુનિક સમય સુધી હજી ભારતવાસીની આરામાં-મગજની નસોનસમાં, આશા, માયા અને મુક્તિના આવ્હાહનમાં પણ ગર્જી રહેલ છે— આ શંભુ મેળામાં નવીન કૌતુક બન્યું હતું.

એક સાધુનું ટોળું, સમુદ્ર-સરિતા સંગમમાં પ્રાતઃસ્નાન કરવા ગયું. રાત્રીનો થોડો ભાગ બાકી હતો. સ્હેજ અમાવાસ્યાની અંધારી રજની હતી, પણ પ્રભાતનો કલ્લોલ કર્ણધ્વની કરતો હોવાથી ને આકાશ સ્વચ્છ હોવાથી પ્રકાશ પડતો હતો. સંતજનો માંહેના એકાદ બે જળમાં પ્રવેશ કરતાંજ, તેના પગપર કંઇ બોજારૂપ કાષ્ટપ્રહાર થયેલો લાગ્યો. ભયથી નાઠા. કિનારા તરફ દોડવા લાગ્યા. અગર મગર મચ્છ મ્હોટો હશે, એવી કલ્પના કરી, પણ તરતજ દેખાયું કે કોઇ માણસ તણાતું આવતું હતું તેજ વેળા સંતો, જળમાં કૂદી પડયા ને તેને બહાર કહાડી લાવ્યા:—

આ જળગમન કરનાર પ્રાણી કોણ હતું ? વાંચનારને યાદ હશે, કે પ્રેમઘેલી પુતળીનો એક મહાવીર ધારાશાસ્ત્રી, અને મદઘેલી મનોરમાં મંદારિકાનો સ્નેહી મિ. રૉય બેરીસ્ટર હતો—

રેલ્વેના અકસ્માતમાં સપડાઇને જળવાસ કરી આ સ્થિતીએ પહોચેલો રોય, અહીં ઘસડાઇ આવ્યો. સાધુજનોએ બહાર કહાડીને, ધૂની સળગાવી અને ઉંધે મસ્તક રાખી નાસિકાદ્વારા જળ કહાડી, તેને ગરમી આપવા માંડી-થોડા કલાકે, જયાં સૂર્યદેવનું દર્શન થયું, અને તેનો કુદરતી પ્રતાપ, મદદ કરવા લાગ્યો,

એટલે મિ. રૅાયનો દમ ચાલવા માંડયો. આયુષ્યનો ઉપાય છે. તરત સાધુઓ, તેને ઉંચકીને ધર્મશાળાના નિર્ભય આશ્રમમાં લઇ ગયા—ને ત્યાં તેની સારવાર થવા માંડી.

પ્રભુ બચાવે છે, ત્યારે કાળ કદી ખાઇ શકતો નથી. જ્યાં આયુ. ર્બલ મોટું છે, ત્યાં કાચી આંચ પણ લાગી શકતી નથી.

મિ. રૅાય જ્યાં ગયો તેજ સ્થળમાં ઉદયગઢના મહારાજાએ નિવાસ કર્યો હતો. આ ધર્મશાળા બહુ સગવડવાળી, અને કૂલીનો માટેજ હતી. રૅાયને પણ એવાજ દેખાવથી આશરો મળ્યો હતો—ઉદયગઢના યાત્રાળુ મહારાજા, જે રામેશ્વરથી પરભારા અહીં પધાર્યા હતા, ને તેમનો કુંવર તથા વાર્તાનો નાયક સુમન, અલીગઢ કૅાલેજ શ્ર.દ્ધા કરવા, બીજે રસ્તે ઉપડી ગયા હતા, તે વાંચનાર જાણે છે. હવે અહીં પણ નવો પ્રસંગ પડયો. રાજકીય ચળવળદ્વારા નવો સમાગમ ને સંગમ થઇ ગયો—ઉદયગઢ મહારજા અને મિ. રૅાયનો મેળાપ થઇ ગયો. પૂર્વસંબંધ જાગૃત થયો—જોઇએ કેમ થયો, ને શું પરિણામ પામ્યો!

---

## પ્રકરણ ૪ થું.

---

### પ્રાચીન રાજ્ય-પ્રકરણ.

ઉદયગઢના મહારાજાની ધાર્મિક મનોવૃત્તિ અને પ્રજા પ્રત્યેની તેમની લાલુલ્યતા બહુ ઉંચા પ્રકારની હતી. હાલમાં યાત્રાર્થે નીકળેલા છવાં, પ્રજા અને રાજની શાન્તિ માટે દરરોજ પોતાના મંત્રીવર તરફથી ખબર મેળવતા હતા "મ્હારી પ્રજા તજ મ્હારાં સંતાન" આ પ્રાતઃકાળનો જાપ છેક રાત્રીની શયન સુધી રહેતો: અને શય-

નમાં પણ પોતાની પ્રજાનું પોતે કયા પ્રકારે કલ્યાણ કરી શકે, રાજની ઉન્નતી અને બીજા દેશી રાજ્યમાં કીર્તિ કેમ ફેલાઇ શકે, એજ તેનો જપ-મંત્ર હતો.

રાજશાસ્ત્રી શર્મા પણ યાત્રામાં સાથેજ હતો. નિવૃત્તી સમયે કંઇ કંઇ ભગવદ્વાર્ત્તા થતી. આજે રાજ પ્રકરણનો પ્રસંગ નીકળ્યો હતો. મહાભારત શાન્તિપર્વમાંથી રાજકીય વ્યવસ્થા, વિસ્તાર, શાસન અને શાન્તિ પ્રકરણ ઉઘાડયું હતું. શાસ્ત્રીજી વાંચી સમજાવતા હતા. ઉદયગઢના મહારાજા શ્રવણ કરતા હતા-લક્ષપૂર્વક મનન કરતા હતા—

"હે પિતામહ! હે મોટી બુદ્ધિવાળા! હે રાજન! મને આ મોટો સંશય ઉત્પન્ન થયો છે, તે તમારે દૂર કરવો જોઇએ. કેમ કે, તમે અમારા કુળના ધારણ કરનારા છો. હે તાત! તમે દુરાત્મા અને દુરાચરણી પુરૂષોના વાક્યનો સંચાર કહ્યો, એટલા માટે હું, તમને વિજ્ઞાપના કરૂં છું કે, રાજ્યથી ત્રાસ પામેલાને જે હિતકર હોય, વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં કુળના સુખનો ઉદય કરનારૂં અને કુશળતા તથા વૃદ્ધિ કરનારૂં હોય, પુત્ર અને પૌત્ર આદિને સુખકર હોય, દેશની આબાદી કરનારૂં હોય તથા અન્નપાન અને શરીરને પણ હિતકર હોય, તે તમે મને કહો!! જે રાજાનો રાજ્યગાદીપર અભિષેક કર્યો હોય, દેશમાં રહેનારો હોય, મિત્રથી વિટાયલો હોય, તથા સુહૃદ્થી યુક્ત હોય, તેવો રાજા પોતાની પ્રજાને શી રીતે રંજન કરી શકે? જે રાજા, ઇંદ્રિયોને કબજામાં ન રાખી શકતો હોય તથા સ્નેહને પ્રીતિના બળથી પોતાના ઉપરથી પોતાની સ્વાધીનતા ઉઠી ગયેલી હોય, તથા તેથી અસત્ પુરૂષો સાથે પ્રીતિ કરનારો હોય, તેના જે ચાકર સેવકો વગેરે તેના કુળમાં રહેતા હોય છે, તે સર્વ ગુણરહિત થઇ જાય છે.

તથા સેવકોના બળ વડે પ્રાપ્ત થયેલા ધનાદિ ફળથી તે યુક્ત થતા નથી, અર્થાત્ તેને ધનાદિ મળતું નથી. હે રાજન ! તમે, બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન છો માટે જાણવાને અત્યંત કઠિન એવા આ રાજધર્મ સંબંધી મ્હારા સંશયનું નિવારણ કરો ! ! તમારે તે મને કહેવું યોગ્ય છે. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા પિતામહ ! તમે અમારા કુળના હિતમાં સદા પ્રીતિવાળા છો તેથી તમે અમારૂં હિત કહેનારા છો, તથા મોટી બુદ્ધિવાળા વિદુર અમારા હિતચિંતક છે કે, જે નિરંતર અમને હિતનું કથન કરે છે. હું તમારી પાસેથી રાજ્યના હિતનો ઉદય કરનારૂં તથા કુળનું હિત કરનારૂં વચન સાંભળીને અને તે નિર્વિકાર અમૃતથી તૃપ્ત થઇને સુખેથી શયન કરીશ; રાજાની પાસે રહેનારા સેવકો કેવા જોઇએ ? તથા કયા ગુણ વડે યુક્ત જોઇએ ? તેમજ કેવા કુળવાળા અને કેવા પ્રકારના પુરૂષો-સહિત ચઢાઇ કરવા નિકળવું ઘટે છે ?. સેવક વિનાનો એકલો રાજા રાજ્યનું રક્ષણ કરી શકતો નથી, એટલા માટે રાજ્યમાં સર્વ કોઇ કુળવાન પુરૂષોની અપેક્ષા કરે છે". ભીષ્મ કહે છે:—"હે તાત ! હે ભારત ! એક પુરૂષથી આખું રાજ્ય ચલાવવું બનતું નથી; તથા સહાય વિનાના પુરૂષને કોઇપણ અર્થ પ્રાપ્ત થઇ શકતો નથી. હે ભરતશ્રેષ્ઠ ! ( રાજાનો ) રાજ્ય અથવા અર્થ પ્રાપ્ત કરવાને માટે અને પ્રાપ્ત કર્યા પછી પણ સદા રક્ષણ કરવાને માટે જે રાજાના સર્વ સેવકજન જ્ઞાન અને વિજ્ઞાનમાં પ્રવીણ હોય છે, તથા હિત ઇચ્છનાર, કુળવાન અને સ્નેહવાળા હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવી શકે છે. જે રાજાના મંત્રીઓ, સત્કુળમાં ઉત્પન્ન થયેલા, લાંચ વગેરેથી ભેદ ન પામે એવા, સાથે રહેનારા રાજાને બુદ્ધિ આપનારા સંબંધના જ્ઞાનમાં પ્રવીણ, દીર્ઘદર્શી એટલે પાણી પહેલી પાળ બાંધનારા, સમયને ઓળખી તે પ્રમાણે

વર્તનારા અને જે વાત થઇ ગઇ હોય તેનો શોક નહિ કરનારા હોય છે, રાજાશરાજ્યનું પ્રિય કરનારા હોય છે, અર્થ કેમ પ્રાપ્ત કરવો? તેનું ચિંતન કરનાર હોય છે, તથા સત્યવાદી હોય છે, તે રાજા રાજ્યનું ફળ પ્રાપ્ત કરી શકે છે. જે રાજાનો દેશ, રાજધાનીની નજીકમાં હોય છે અને પીડાયુકત હોતો નથી તથા જે, ઉત્તમ આચરણવાળો તથા સન્માર્ગનું આલંબન કરનારો હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે. જે રાજાનો કોશ (દ્રવ્યનો ખજાનો,) કોશની વૃદ્ધિ કરનારા પુરૂષોથી તથા વિશ્વાસુ અને સંતુષ્ટ પુરૂષોથી નિરંતર ભરાતો જાય છે, તે રાજા ઉત્તમ સુખ પામે છે. જે રાજાના કોઠારનું પ્રમાણિક, લાંચ ન લેનાર, વિશ્વાસુ, સંચય કરવામાં તત્પર, સત્પાત્ર (લાયકીવાળા) અને લોભરહિત પુરૂષો રક્ષણ કરતા હોય છે. તે રાજાનો ભંડાર વૃદ્ધિ પામે છે. જે રાજાના નગરમાં કૃત્ય કરનારને તેનાં કૃત્યનું ફળ બરાબર મળે છે તથા શંખ-લિખિતના જેવો વ્યવહાર ચાલે છે, તે રાજાને પોતાના ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે. રાજધર્મને જાણનારો જે રાજા, યોગ્ય મનુષ્યની પરીક્ષા કરીને તેનો સંગ્રહ કરે છે તથા સંધિ-વિગ્રહાદિ ષડ્ વર્ગનું ગ્રહણ કરે છે, તે રાજા ધર્મનું ફળ ભોગવે છે.”

संगृहीतमनुष्यश्च यो राजा राजधर्मवित् ।
षड्वर्गं प्रतिगृह्णाति स धर्मफलमश्नुते ॥
अत्राप्युदाहरंतीमितिहासं पुरातम् ।
निदर्शनं परं लोके सज्जनाचरिते सदा ॥

આ વિષે પણ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. એટલે ઉત્તમ, અધમ અને મધ્યમ સ્થાનમાં અનુક્રમે ઉત્તમ, અધમ અને મધ્યમ પુરૂષોનીજ યોજના કરવી, પણ ઉચ્ચ સ્થાનમાં નીચ પુરૂષની યોજના કરવી નહિ, એ વિષે (લોકમાં) પરમ દૃષ્ટાંતરૂપ

ઇતિહાસનું ઉદાહરણ અપાય છે. ઉત્તમ ઋષિઓએ જમદગ્નિના પુત્ર પરશુરામને જે વાત કહી હતી તે મેં, તપોવનમાં સાંભળી હતી તેજ કહું છું. કોઇ એક મોટા વનમાં કે, જ્યાં મનુષ્ય-પ્રાણીનો નિવાસ હતો નહિ, ત્યાં એક ઋષિ રહેતા હતા. તે મૂળ અને ફળનો આહાર કરીને જીવતા હતા. તે ઋષિ નિયમમાં રહેનાર, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, દીક્ષાધારી, મન ઉપર કબજો રાખનાર, શાંત સ્વાધ્યાયનું પઠન કરનાર, પવિત્ર, ઉપવાસ વડે શુદ્ધ થયેલા અને નિરંતર સત્વવૃત્તિમાં રહેનારા હતા. જ્યારે તે, પોતાના સ્થાનમાં બેસતાં, ત્યારે તે બુદ્ધિમાન ઋષિનો સદ્ભાવ જોઇને વનમાં ફરનારાં સર્વ પ્રાણીઓ તેમની પાસે આવીને બેસતાં હતાં. સિંહ અને વાઘના સમૂહ કે, જેઓ ઘણા ક્રૂર હોય છે તે, મહોન્મત્ત મોટા હાથીઓ, દીપડા, ગેંડા, રીંછ અને બીજાં પણ ભયાનક દેખાવ-વાળાં પ્રાણીઓ તેમની પાસે આવીને બેસતાં હતાં. કુશળ પ્રશ્ન પૂછનારા અને શિષ્યની પેઠે દાસરૂપ થઇને તેમનું પ્રિય કરનારા તે સર્વ માંસભક્ષક પ્રાણીઓ, ઋષિને કુશળ સમાચાર પૂછીને, જ્યાંથી આવતા હતા ત્યાં, પાછા જતા હતા. પણ તેમાં એક પશુ ગામવાસી (કૂતરો) હતો. તે પેલા મહામુનીનો ત્યાગ કરતો ન હતો. તે ભકિતમાન, પ્રીતિવાળો, નિરંતર ઉપવાસ કરીને નિર્બળ થયેલો, ફળ, મૂળ અને ઉદકનો આહાર કરીને રહેનારો, શાંત અને શિષ્ટના જેવા લક્ષણવાળો હતો. મોટી બુદ્ધિવાળા ઋષિ, જ્યાં બેસતા હતા ત્યાં તેમના ચરણ આગળ તે બેસી રહેતો, અને મનુષ્યની પેઠે, મનમાં પ્રીતિ રાખીને અત્યંત સ્નેહવડે બંધાયલો હતો. પછી એક વખત, એક મોટો બળવાન દીપડો કે, જે રૂધિરનું ભોજન કરનારો, સ્વાર્થમાંજ અત્યંત સંતુષ્ટ, યમરાજાના જેવો ભયંકર, કાળના જેવો ક્રૂર, જીભ વડે પોતાનાં ગલોફાંને ચાટતો, તરશ્યો થયેલો,

પૂછડું પછાડતો, ભૂખ્યો થયેલો, પોતાના મુખને ફાડતો, અને પેલા કૂતરાના માંસને ખાવાની ઇચ્છા કરતો ત્યાં આવ્યો. હે રાજન! પૃથ્વીપતે! તે ક્રૂર દીપડાને આવતો જોઇને, બચવાને ઇચ્છતા તે કૂતરાએ, મુનીને જે કહ્યું તે સાંભળ! "હે ભગવાન! આ દીપડો કૂતરાંના શત્રુ છે તે મને હણવાને ઇચ્છે છે. હે મહામુને! તમારી કૃપાથી મને એના થકી ભય થવું ન જોઇએ. હે મહાબાહો! એનાથી મને ભય ન થાય તેમ કરો!! તમે સર્વજ્ઞ છો!! એમાં સંશય નથી." (ત્યારે ચિત્તને જાણનારા મુનિ, સર્વ પ્રાણીઓની વાણીનો અર્થ જાણતા હતા તથા ઐશ્વર્યવડે યુક્ત હતા, તેથી તે કૂતરાના ભયનું કારણ જાણીને બોલ્યા) મુનિ કહે છે:—"હે પુત્ર! ત્હારે એ દીપડાથી ભય પામવું નહિ તથા મૃત્યુથી પણ કોઇ પ્રકારે ભય પામવું નહિ, હવે તું પણ પોતાનું રૂપ તજીને દીપડારૂપે થયો છે" પછી મુનિએ, તે કૂતરાને સુવર્ણના સરખી આકૃતિવાળો, વિચિત્ર અંગવાળો અને ચળકતી દાઢોવાળો દીપડો બનાવી દીધો; ત્યારે તો તે, નિર્ભય થઇને વનમાં રહેવા લાગ્યો પછી તે દીપડો, પોતાની સામે તને પોતાના સરખો જોઇને, તેની સાથે વિરોધ ન કરતાં, એક ક્ષણમાં ત્યાંથી ચાલ્યો ગયો. પછી કોઇ સમયે મહા ક્રૂર ક્ષુધાથી યુક્ત, મોંઢું ફાડતો, ગલોફાં ચાટતો અને રૂધિર પીવાની પ્રીતિવાળો મોટો વાઘ, તે દીપડા પાસે આવ્યો. એટલે તે દીપડો (કૂતરાનો બનેલો દીપડો), ક્ષુધા થકી આવિષ્ટ, વનમાં ફરનારા અને મોટી દાઢોવાળા તે વાઘને જોઇને પોતાના જીવિતના રક્ષણના અર્થે ઋષિના શરણે ગયો. ઋષિએ, તે સમયે નિરંતરના સહવાસથી તેના ઉપર પરમ સ્નેહ આણીને દીપડાનો વાઘ બનાવ્યો, એટલે તે તેના શત્રુઓથી વિશેષ બળવાન થયો. હે રાજન! તને વાઘ થયેલો જોઇને, પેલા વાઘે તેને હણ્યો નહિ; એને તે કૂતરો, પણ

વાઘનું રૂપ પામીને બળવાન તથા માંસભક્ષક થયો. પછી મૂળ, ફળ વગેરે પ્રથમ જે ખાતો હતો, તેના ઉપર તે, ઇચ્છા કરવા લાગ્યો નહિ. (અને મૃગપતિની પેઠે, નિરંતર વનપશુની ઇચ્છા કરવા લાગ્યો. હે મહારાજ તે સમયે આ પ્રકારે તે વાઘ થયો)"

यथा मृगपतिर्नित्यं प्रकांक्षति वनौ:
तथैव स महाराज व्याघ्र: समभवत्तदा ॥
व्याघ्रश्चोटजमूल्थ: स्वस्थस्तृप्तो हतैर्मृगै: ।
नागश्चागात्तमुद्देशं मत्तो मेघ इवोत्थित: ॥

"પછી તે વાઘ થયેલા કૂતરો, હણેલા મૃગવડે તૃપ્ત થઇ ને ઋષિની ઝુંપડી પાસે સ્વસ્થપણે પડી રહેવા લાગ્યો. એવામાં એક મહોન્મત્ત હાથી, જાણે મેઘ ચઢી આવ્યો હોય તેવો, તે સ્થળમાં આવ્યો. તેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો તે, બહુ ઉચો હતો તથા પદ્મવાળો, વિશાળ કુંભસ્થળવાળો, મોટા દંતુશળવાળો, મોટા દેહવાળો અને મેઘના સરખી ગંભીર ગર્જના કરનારો હતો. એવા મહોન્મત્ત અને બળ વડે ગર્વિષ્ટ હાથીને જોઇને, તેના ભયથી પેલો વાઘ, તે ઋષિના શરણે ગયો. ત્યારે તે ઉત્તમ ઋષિએ, પેલા વાઘને હાથી બનાવ્યો. તેને મોટા મેઘસરખી કાયાવાળો જોઇને, આવેલો હોવાથી ભય પામીને ચાલતો થયો; પછી આ હાથી (કૂતરાનો બનેલો હાથી), આનંદ પામીને કમળવનમાં તથા શલ્લકીના વનમાં કમળના કેસરથી અલંકૃત થઇને ફરવા લાગ્યો. કોઇ વખતે તે, હાથીઓની સન્મુખ ભ્રમણ કરતો હતો અને એવી રીતે ફરતાં ફરતાં, તેણે ઋષિના આશ્રમની સમીપમાં બહુ રાત્રીઓ કાઢી. એવામાં એક વખતે કેસરના સરખા રાતા રંગવાળો, ગિરિની ગુફામાં ઉત્પન્ન થયેલો હાથીના કુળનું નિકંદન કરનારો અને ભયાનક એવો કેસરીસિંહ તે જગ્યાએ

આણ્યો. તે સિંહને આવતો જોઇ તેના ભયથી પીડાયલો તે હાથી, ધ્રૂજવા લાગ્યો અને ઋષિના શરણે ગયો. ત્યારે મુનિએ, તે હાથીને સિંહ બનાવ્યો. એટલે પોતાની જાતિના સંબંધથી આવેલા સિંહને તેણે હણ્યો નહિ. પેલા હાથીને સિંહ થયેલો જોઇને, વનમાંથી આવેલો સિંહ ભય પામી ચાલતો થયો અને આ ઋષિએ બનાવેલો સિંહ, તે મહા વનમાં ઋષિના આશ્રમમાં નિવાસ કરીને રહ્યો. તેના ભયથી તપોવનની પાસે જીવતરની આકાંક્ષા રાખનારાં બીજાં પ્રાણીઓ પછી દેખાવા લાગ્યાં નહિ. હવે કોઇ વખત કાળ બળથી સર્વ પ્રાણીનો નાશ કરનાર, બળવાન, રૂધિરનો આહાર કરનાર, વિવિધ પ્રકારનાં પ્રાણીઓને ભય આપનાર, આઠ પગવાળો, ઉંચાં નેત્રવાળો અને વનમાં ફરનાર, શરભ (એ નામનો પ્રાણી) ત્યાં આવ્યો અને તે, પેલા સિંહને મારવાના અર્થે મુનિના આશ્રમ તરફ ચાલ્યો. હે શત્રુને દમન કરનાર રાજા! શરભને જોઇને મુનિએ, પોતાના સિંહને પણ મહા બળવાન શરભ બનાવ્યો. તે વખતે મુનિના અત્યંત ઉગ્ર અને બળવાન શરભને જોઈને વનમાંથી આવેલો શરભ, ભય પામીને તપોવનમાંથી ઉતાવળે નાસી ગયો. એ પ્રમાણે તે કૂતરાને મુનિએ શરભના સ્થાનમાં આણી મૂકયો. પછી તે શરભ, મુનિની પાસે નિવાસ કરીને સુખ પામવા લાગ્યો. હે રાજન! પછી તે શરભથી ત્રાસ પામીને સર્વ પશુઓ જીવ બચાવવાની આશાથી ચારે બાજુ નાસી ગયાં. શરભ પણ અતિશય આનંદ પામીને નિરંતર પ્રાણીઓનો વધ કરવામાં પ્રાતિવાળો થતો ગયો અને પછી તેણે માંસભક્ષણ કે, ફળ મૂળ ખાવાની ઇચ્છા કરી નહિ. પણ રૂધિર પીવાની બળવાન ઇચ્છાથી યુક્ત થઇને કૂતરાની યોનિથકી ઉત્પન્ન થયેલો તે કૃતઘ્ની શરભ, મુનિને હણવાને તૈયાર થયો. પછી તે મોટા મુનિએ પોતાની તપરૂપ શક્તિવડે અને જ્ઞાનચક્ષુવડે

તેના મનનો મનસુબો જાણીને તે કૂતરાને કહ્યું કે : “ હે કૂતરા ! મેં તને કૂતરાની જાતમાંથી દીપડો બનાવ્યો; દીપડાનો વાઘ બનાવ્યો; વાઘનો મદઝર હાથી બનાવ્યો; હાથીનો સિંહ બન્યો; સિંહ થયા પછી બળ પામીને પુનઃ પણ તું શરભ થયો. એ પ્રમાણે સ્નેહથી યુક્ત થઇને મે, તને એક એક કરતાં ચઢતી પદ્વિ આપી, પણ-તું; પણ નીચ એવા કૂતરાના કુળમાં ઉત્પન્ન થયેલો છે; તેને કુળમાં ઉત્પન્ન થએલો નથી, એટલા માટે પાપરહિત મને તું મારી ખાવાને ઇચ્છે છે, તેવી પોતાની જાતિને પામીને તું કૂતરોજ થશે ! પછી મુનિજનનો દ્વેષ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો અને પ્રકૃતિને અનુસરનાર તે મૂર્ખ, શરભ, ઋષિથી શાપ પામીને પુનઃ પોતાના અસલ રૂપને ( કૂતરાપણાંને ) પામ્યો. ”

ततो मुनिजनद्वेष्टा दुष्टात्मा प्राकृतोऽबुधः ।
ऋषिणा शरभःशप्तस्तद्रुपं पुनरासवान् ॥
स श्वा प्रकृतिमापन्नः परं देन्यमुपागत ॥
ऋषिणा हुंकृतः पापस्तपोवनबहिष्कृत ॥१॥

“ પછી કૂતરાની પ્રકૃતિને પામેલા અને પરમ દીનતાને પ્રાપ્ત થયેલા તે કૂતરાને હોંકારો કરીને, ઋષિએ તપોવનમાંથી બહાર કાઢી મૂકયો ! એ પ્રમાણેજ બુદ્ધિમાન રાજાએ, પવિત્રતા, સરળતા, સ્વભાવ, સત્ય, વિદ્વત્તા, આચરણ, કુળ, દમ ( ઇંદ્રિય નિગ્રહ કરવાનો ગુણ ) દયા, બળ, વીર્ય, સામર્થ્ય, નમ્રતા અને ક્ષમા, એ ગુણોને જોઇને જે સેવક જે સ્થાનમાં યોગ્ય હોય, તે સ્થાનમાં તેનું સ્થાપન કરવું; તથા દૂત આદિ મોકલીને તેઓનું રક્ષણ કરવું. રાજાએ, પરીક્ષા કર્યા સિવાય કોઇને પ્રધાન ઠરાવવો નહિ. કેમ કે, નીચ કુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોથી વિંટાયલો રાજા, સુખ પામતો નથી. સારા કુળમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃત મનુષ્ય, રાજાએ અપરાધ વિના દંડયો

હોય, તથાપિ પોતાના કુળવાનપણાથી તે, પાપ બુદ્ધિ કરતો નથી. પણ જે પુરૂષ નીચ કુળનો હોય છે તે પુરૂષ સાધારણ છતાં પણ સત્પુરૂષના આશ્રયવડે દુર્લભ એવા ઐશ્વર્યને પામે છે. પણ તેની લગાર નિંદા કરવામાં આવે છે એટલામાંજ તે શત્રુતા ધારણ કરે છે. (હવે રાજાએ, પ્રધાન વગેરે કેવા ગુણયુક્ત (પરીક્ષા કરીને) રાખવા; તે કહે છે) કુળવાન, શીક્ષણ પામેલો બુદ્ધિમાન, જ્ઞાન અને વિજ્ઞાનને જાણવાવાળો સર્વ શાસ્ત્રના અર્થતત્વને જાણનારો, સહનશીલ, પોતાના દેશમાં જન્મેલો. કૃતજ્ઞ, બળવાન, ક્ષમાવાળો, દમ ગુણયુક્ત, જીતેંદ્રિય, લોભરહિત, મળે તેટલા ઉપર સંતોષ પામનાર, પોતાના સ્વામીનો મિત્ર થવાની ઈચ્છા રાખનાર. દેશ-કાળને જાણનાર, પ્રાણીમાત્રનું રંજન કરનાર, નિરંતર ઉદ્યોગશીલ મનવાળો, હિત ઇચ્છનારો. આળસરહિત. ઘટે તેવા આચારવાળો, પોતાના કામમાં નિપુણ, સંધિ-વિગ્રહમાં કુશળ, શત્રુ, મિત્ર અને ઉદાસીન એવા, રાજાના ત્રિવર્ગને જાણનાર, નગરના લોકને અને દેશના લોકને પ્રિય, (શત્રુના સૈન્યનો નાશ કરનારી વ્યૂહ રચનાઓ (કવાયતો) ને જાણનાર, સેનાને ઉત્સાહ પમાડવામાં પ્રવીણ, ચેષ્ટિત અને આકારના તત્ત્વને જાણનાર, શત્રુ રાજા ઉપર ચઢાઇ કરવા સંબંધી જ્ઞાનમાં પ્રવીણ. હસ્તિ શીક્ષાના તત્વને સારી રીતે સમજનાર, અહંકારથી રહિત, ગંભીર બુદ્ધિવાળો, ચતુર, ડાહ્યો, બળવાન, ઘટે તેવું કાર્ય કરનાર. શુદ્ધ અંતઃકરણવાળો, શુદ્ધ મનુષ્યોથી વિંટાયલો, સુંદર મુખાકૃતિવાળો, જેને જોવાથી સુખ ઉપજે એવો, સેનાને લઇ જવામાંચતુર, નીતિમાં કુશળ, ગુણની ચેષ્ટાઓથી યુક્ત. સ્તબ્ધતા વિનાનો, ઝીણી બાબતને સમજનારો, કોમળ અંતઃકરણવાળો, મીઠું બોલનારો, ધીર, શૂર, ઘણી દોલતવાળો અને દેશ-

કાળને અનુસરીને કાર્ય કરનારો. જે રાજા એવા ગુણવાળા માણસને પ્રધાનપદ આપે છે અને તેનું અપમાન કરતો નથી તેનું રાજ્ય, જેમ સૂર્યનો પ્રકાશ પ્રસરે છે તેમ, વિસ્તાર પામે છે. (હવે રાજા કેવો જોઇએ? તે કહે છે.) રાજા, સર્વ શાસ્ત્રમાં કુશળ અને ઉપર કહ્યા તેવાજ ગુણવાળો ધર્મિષ્ઠ, પ્રજાનું પાલન કરવામાં પ્રીતિવાળો, ધીર, ક્ષમાવાળો, પવિત્ર, તીક્ષ્ણ, સમય આવ્યે પુરૂષને અને કાળને જાણનારો, સેવા કરી જાણે એવો, વિદ્યા સંપન્ન, શ્રવણ કરવામાં કુશળ (કાનનો કાચો નહિં), ત્યાગભાગ કરવામાં વિચક્ષણ બુદ્ધિવાળો, ધારણાયુક્ત, સર્વને ન્યાય આપનાર, ઉદાર, સદા પ્રિય વચન બોલનાર, અપકાર કરનારને ક્ષમા કરનાર, દાન આપનાર, શ્રદ્ધાવાળો, રમણીય આકૃતિવાળો, દુઃખિતને આશ્રય આપનાર, એવા ગુણવાળો રાજા જોઇએ. અમાત્ય પણ તેવોજ જોઇએ. તેમજ રાજાના હિતમાં આસક્ત જોઇએ, વળી રાજા, અહંકારરહિત, પરિગ્રહવાળો, પોતાની મરજીથી કાર્ય નહિ કરનારો, પ્રધાનોએ કોઇ કાર્ય કર્યું હોય તો, તેઓની યોગ્યતા જાણીને, તેઓપર ઉપકાર કરનારો પોતાનું સેવન કરનારા મનુષ્યોને પ્રિય, લાયક મનુષ્યોનો સંગ્રહ કરનારો સ્તબ્ધતા વિનાનો, નિરંતર પ્રસન્ન મુખવાળો, સદૈવ સેવકજનની અપેક્ષાવાળો ક્રોધરહિત, અત્યંત ઉદાર મનવાળો, દંડની યોજના કરનારો, પણ તેને છોડી દેનારો નહિ, ધર્મનાં કાર્ય કરાવનારો, છૂપા દૂતરૂપ નેત્રવાળો, પ્રજા ઉપર તજવીજ રાખનારો, નિરંતર ધર્મ અને અર્થમાં કુશળ, એ પ્રમાણે જે પુરૂષ, સોગુણીથી યુક્ત હોય તે રાજા થઇ શકે છે. હે નરપતિ! રાજાના યોદ્ધાઓ, પણ ગુણના સમૂહવડે યુક્ત જોઈએ. અને રાજ્યને ધારણ કરવામાં સહાય કરે એવા શોધી કાઢવા; તથા વૃદ્ધિ ઇચ્છનારા રાજાએ, તેઓનું અપમાન કરવું નહિ. યુદ્ધ કરવામાં શૂરા, કૃતજ્ઞ, યુદ્ધશાસ્ત્રને જાણનારા,

ધર્મશાસ્ત્રને જાણનારા. ધર્મશાસ્ત્રથી યુક્ત, પાયદળથી વિંટાયલા, નિર્ભય, હાથી ઉપર બેસી જાણનારા, રથ ફેરવવામાં કુશળ, બાણ અને અસ્ત્રના પ્રયોગમાં નિપુણ, એવા ગુણવાળા યોદ્ધાઓ જેની પાસે હોય, તે રાજાની આ પૃથ્વી જાણવી. જે રાજા, સર્વનો સંગ્રહ કરવામાં ઉદ્યોગી, ઉદ્યોગશીળ અને મિત્રથી સંપૂર્ણ હોય તેને ઉત્તમ રાજા જાણવો. હે ભારત! વીર પુરૂષો જેના ઉપર સ્વારી કરે છે એવા હજારો અશ્વયુક્ત સેનાવડે તથા સંગ્રહ કરેલા મનુષ્યો વડે સમગ્ર પૃથ્વી જીતી શકાય છે.)

शक्या चाश्वसहस्रेण वीरारोहेण भारत ।
संगृहीतमनुष्येण कृत्स्ना जेतु वसुंधरा ॥
एवं शुना समान् भृत्यान् स्वे स्वे स्थाने नराधिपः ।
नियोजयति कृत्येषु स राज्यफलमश्नुते ॥

એ પ્રમાણે પેલા કુતરાના સરખા (તે દૃષ્ટાંતને ધ્યાનમાં રાખીને) જે રાજા, સેવકોને પોતપોતાના યોગ્ય સ્થાનમાં તથા યોગ્ય કૃત્યમાં યોજે છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે, અર્થાત્ ઉદાહરણમાં કહેલા શ્વાન જેવી વૃત્તિવાળા પુરૂષને તેના સ્થાનથી ઉંચી પદ્વિએ ચઢાવવો ઘટતો નથી. કેમ કે, જો તેને ઉંચુ સ્થાન આપવામાં આવે તો તે, પોતાના સ્થાનમાં મદોન્મત્ત થઇ, પ્રમાદી થઇ જાય છે. એટલા માટે રાજાએ, પોતાની જાતિના ગુણથી સંપન્ન તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા અમાત્ય કરવા; પણ જે, કર્મ કરવાને યોગ્ય નથી તેને તે સ્થાનમાં યોજવો નહિ. જે રાજા, પોતાના સેવકોને અનુરૂપ કર્મ આપે છે, તે રાજા, સેવકથી થતા ગુણથી યુક્ત થઇને ફળ ભોગવે છે. શરભને શરભના સ્થાનમાં, સિંહને સિંહના સ્થાનમાં, વાઘને વાઘના સ્થાનમાં અને દીપડાને દીપડાના સ્થાનમાંજ યોજવો. (પોતાના સેવકોની અનુરૂપ કર્મમાંજ યોજના કરવી,

પણ કર્મનું ફળ ઇચ્છનારા તે સેવકોને પ્રતિલોમ એટલે, હલકાને ઉંચા હરજ્જામાં અને ઉંચા હરજ્જાના યોગ્ય પુરૂષને હલકા કામમાં યોજવો નહિ. જે મૂર્ખ રાજા, પ્રમાણનું ઉલ્લંઘન કરીને પોતાના સેવકોની પ્રતિલોમ યોજના કરે છે, તે રાજા પ્રજાને રંજન કરી શકતો નથી. ગુણના સમૂહને ઇચ્છનારા રાજાએ નાહાન, હલકા, અજ્ઞાન, અજીતેંદ્રિય અને નીચ કુળના પુરૂષોને મોટા હરજ્જામાં સ્થાપન કરવા નહિ. રાજાની પાસે રહીને તેની પરિચર્યા કરનારા (હજુરના નોકર) સારા આચારણવાળા, સારા કુળમાં જન્મ પામેલા, શૂર, જ્ઞાની, ઇર્ષ્યા વિનાના, મોટા માનવાળા, પવિત્ર અને ડાહ્યા જોઇએ. રાજાએ પોતાના રાજ્યમાં (પોતાથી દૂર) જે પુરૂષોની યોજના કરવી ઘટે છે, તે પુરૂષો રાજાની સાથે તાબેદારીથી વર્તનારા, આજ્ઞા પાળવામાં તત્પર, શાંત, ચોખવટવાળા, સ્વભાવમાં સારા તથા જે સ્થાનમાં તેઓની યોજના કરી હોય તે સ્થાનમાં અસંતોષ માનીને રાજાની નિંદા નહિ કરનારા જોઇએ. તે પુરૂષો, રાજાથી દુર બહાર ફરનારા, જાણે રાજાના બહિશ્ચર પ્રાણ હોય તેવા છે.) રાજાએ, પોતાની બાજૂપર સદૈવ સિંહ રાખવો તથા પોતાનો અનુચર પણ સિંહજ રાખવો; કેમ કે, પોતે સિંહ ન છતાં પણ જે સિંહની સાથે રહે છે, તે સિંહની પેઠે ફળ પામે છે. તાત્પર્ય કે, રાજાએ પોતાની પાસે શૂરા પુરૂષો રાખવા; તેથી રાજા પોતે કદાચિત શૂરો નહિ હોય, તોપણ શૂરાના જેવું ફળ પામશે. પણ જે સિંહ છતાં તેની આસપાસ શ્વાનનું મંડળ વીંટાયલું હોય, અને પછી તે સિંહ; સિંહના જેવું કર્મ કરીને તેનું ફળ ભોગવવાની આશા કરે, તો શ્વાન મંડળે ઉપાસન કરેલો તે સિંહ, સિંહનું ફળ ભોગવી શકતો નથી. હે રાજન! એ પ્રમાણે શૂર, બુદ્ધિશાળી, બહુશ્રુત અને કુળવાન પુરૂષોને પાસે રાખવાથી આખી પૃથ્વી જીતી શકાય

છે. સેવકવાળા રાજાઓમાં શ્રેષ્ઠ હે યુધિષ્ઠિર! રાજાઓએ અવિદ્વાન, અસત્યવાદી, અબુદ્ધ અને નિર્ધન સેવકને રાખવા નહિ. જે સેવકો, સ્વામીનું કાર્ય કરવાને, ધનુષ્યથી છૂટેલા બાણની પેઠે, જાય છે અને કાર્ય કર્યા વિના પાછા આવતા નથી તથા જેઓ પોતાના રાજાના હિતમાંજ ઉદ્યુકત છે; તેઓને બક્ષિસો આપવી ઘટે છે. રાજાએ, બહુ યત્ન કરીને નિરંતર ભંડારનું રક્ષણ કરવું; કેમકે, રાજાઓનું મૂળ કોશમાં છે, અને કોશજ વૃદ્ધિ કરનારો થાય છે. હે રાજન! મ્હારા અન્નાદિનો કોઠાર નિરંતર પુષ્કળ ધાન્યથી ભરેલો રાખજે!! તથા તેની સોંપણી સારા પુરૂષોને કરજે!! અને તેથી ધન તથા ધાન્યવાળો થજે!! મ્હારા સેવકો, નિરંતર ઉદ્યોગી અને સંગ્રામમાં કુશળ થાઓ!! તેમજ તેઓ, ઘોડાઓ ફેરવવામાં અને તે ઉપર સ્વારી કરવામાં પ્રવીણ થાઓ!! હે કૌરવનંદન! તું જ્ઞાતિજન અને બંધુજનની તપાસ રાખજે!! મિત્ર અને સંબંધીઓથી વીંટાયલો રહેજે!! તથા પુરવાસી પ્રજાના કાર્યમાં હિતની અપેક્ષા કરનારો થજે!! હે તાત! પ્રજા ઉપર સ્થિતિવાળી મ્હારી બુદ્ધિ એ પ્રમાણે જોઇએ, એ મે, તને કહ્યું તથા તે ઉપર શ્વાનનું દૃષ્ટાંત કહ્યું; હવે તું શું સાંભળવાને ઇચ્છે છે?

एषा ते नैष्ठिकी बुद्धिः प्रजास्वभिहिता मया ।
शुनो निदर्शनं तात किं भूयः श्रोतुमिच्छसि ॥
राजवृत्तान्यनेकानि त्वया प्रोक्तानि भारत ॥
पूर्वैः पूर्वनियुक्तानि राजधर्मार्थवेदिभिः ॥

"હે ભારત! તમે રાજધર્મના અર્થને જાણનારા પૂર્વજોએ પૂર્વ કાળમાં યોજેલી અનેક રાજનીતિઓ મને કહી. તમે જે રાજનીતિને પૂર્વે જોએલી છે અને સત્પુરૂષોએ જેને માન્ય કરેલી છે. તે તમોએ મને વિસ્તારીને કહી; હે ભારતશ્રેષ્ઠ! તે હવે સંક્ષેપથી

કહો ! ! કે, જેથી સુખપૂર્વક જાણી શકાય. ભીષ્મ કહે છેઃ—" હે રાજન ! સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું, એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે; માટે જે રીતે રક્ષણ થાય તેમ હું, તને કહું તે સાંભળ. ધર્મને જાણનારા રાજાએ, મોરની પેઠે, વિચિત્ર રૂપ રાખવું. એટલે જેમ મોર અનેક પ્રકારનાં પીછાં રાખી છે, તેમ રાજાએ પણ અનેક પ્રકારનો દેખાવ રાખવો જોઇએ. રાજાએ તીક્ષ્ણતા, વક્રતા, સત્યતા અને સરળતા રાખવી તથા મધ્યસ્થપણે રહીને તેણે, સત્વ ગુણ રાખવો; કેમ કે, એમ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે. જે અર્થમાં જેવી રીતે હિત થાય, તે રીતે પોતાનું રૂપ દેખાડવું. કેમ કે, બહુ રૂપવાળા રાજાનો અર્થ સૂક્ષ્મ પણ બગડતો નથી. જેમ શરદ ઋતુમાં મયૂર બોલતો નથી તેમ (શરદ ઋતુના મયૂરની પેઠે) હમ્મેશાં મંત્રનું રક્ષણ કરવું. વળી રાજાએ, રાજનીતિના શાસ્ત્રથી પ્રવીણ થઇને કોમળ ઉચ્ચારથી વાણી બોલવી તથા શોભાયમાન થવું. ( મંત્રભેદ આદિ આપત્તિઓનાં દ્વાર છે, તેમાં સદા સાવધાન રહેવું. જેમ મોટા પર્વતમાં ઢોળાવ હોવાથી વૃષ્ટિથી પડેલું નદીઓનું પાણી જલદી વહી જાય છે, તેમ મંત્ર પણ ત્વરાથી ભેદ પામે છે. માટે તે વિષે વધારે સાવધાન રહેવાની જરૂર છે. ) વળી જેમ પર્વતના પોલાણમાં વૃષ્ટિનાં જળ આશ્રય કરીને રહે છે, તથા તેમાંથી થોડો થોડો પ્રવાહ બહાર નીકળે છે, અને તેથી તે લાંબા સમય સુધી પહોંચે છે, તેમ રાજાએ પણ પર્વતના જેવા સહનશીલ અને સંચયશીલ સિદ્ધ બ્રાહ્મણોનો આશ્રય કરવો, જેઓ મંત્રાદિનો સંચય કરે તથા રાજાને સદ્બુદ્ધિ આપે તથા ધનાદિનો નિયમિત વ્યય કરાવે. વળી રાજાએ પોતાનો અર્થ સિદ્ધ કરવાને ધર્મધ્વજની પેઠે, યોગ્ય વખતે ક્રુરત્વાદિ ચિહ્ન પણ પ્રગટ કરવા. નિરંતર ઉદ્યતદંડવાળા થવું, તથા ઘણી સાવ-

ધાનીથી આચરણ કરવું. પ્રજાની ઉપજ તથા ખરચ જોઇને રાજાએ, તેઓના ઉપર કરનો બોજો નાંખવો. જેમ તાડનાં મોટાં વૃક્ષ પૃથ્વીમાંથી રસ ખેંચીને ટોચે લાવે છે અને તાડી કાઢનાર નિયમિત રીતે તેને દોહી લે છે, પણ શેરડીની પેઠે તેનું મૂળમાંથી છેદન કરીને, તેનો રસ લેવાની લાલસા રાખતા નથી, તેમ રાજાએ પણ નિયમિત રીતે પ્રજા પાસેથી દ્રવ્ય લેવું. રાજાએ પોતાના સમાજમાં નિરંતર શુદ્ધ રહેવું, તથા પોતાના અશ્વાદિવડે શત્રુ રાજાનાં ધાન્યાદિનો નાશ કરવો; પક્ષી જેમ પાંખો આવવાથી ઉડવા લાગે છે, તેમ પાંખો આવવાથી એટલે પક્ષ પ્રબળ થવાથી શત્રુ રાજાની સામે ચડાઇ કરવી તથા પોતાના પક્ષમાં કાંઇ વિકળતા હોય, તેને જોતા રહેવું; અર્થાત તેનો સુધારો કરવો. શત્રુ રાજાના દોષ પ્રગટ કરતા રહેવું તથા મૃગયાદિના નિમિત્તથી બહાર ફરવા નીકળીને શત્રુના પક્ષવાળા મનુષ્યને ભમાવવા; અરણ્યમાં જેમ પુષ્પ બહાર નીકળીને (ખીલીને) મુસાફરના મનને લોભાવે છે, તેમ રાજાએ, બહાર નીકળીને શત્રુ પક્ષના મનુષ્યોના મનને લોભાવવું. પર્વતના સરખા ઉંચા વધેલા મહત્તા પામેલા શત્રુ રાજાનો નાશ કરવો. શત્રુ રાજાના દુર્ગાધિપતિ સાથે ગુપ્ત મસલત કરવી, તથા દેવદર્શનાદિના બહાનેથી ઓચિંતા ત્યાં જઇને, તેના દુર્ગનો નાશ કરવો. વર્ષાઋતુમાં જેમ મયૂર રાત્રિમાં છાનોમાનો નિર્જન અને એકાંત સ્થળમાં બેસી રહે છે, તેમ (મયૂરનો ગુણ ધારણ કરીને) રાત્રિમાં રાજાએ અંતઃપુરમાંજ રહેવું. રાજાએ નિરંતર કવચયુક્ત રહેવું તથા પોતાના ભરોંસાથીજ પોતાનું રક્ષણ કરવું. ચારાઓએ બતાવેલી ભૂમિમાં રહેલા પાશથી પોતાનું રક્ષણ કરવું અર્થાત્ ધાવ, રસોઇયા વગેરે ફૂટીને વિષાદિનો પ્રયોગ કરે, તેથી નિરંતર રાજાએ તેઓથી સાવધ રહેવું. જો રાજા તેઓથી

સાવધ ન રહે તો, તેઓ રાજાને પાશભૂમિ ઉપર લઇ જાય, અને તે ફાંસામાં ફસાવીને રાજાનો નાશ કરે. (જેમ શત્રુ રાજાઓ વિષમયી કન્યા કરીને મોકલે અને તે કન્યા સાથે આવેલા પુરુષો એમ કહે કે, આ દ્વીપાંતરમાંથી આણેલી પદ્મિની કન્યા આપને ભેટ કરીએ છીએ, માટે તેને અંગીકાર કરીને એના ઉપર તથા અમારા ઉપર અનુગ્રહ કરવો જોઇએ.) પણ રાજાએ તે ઉપર શંકિત નજરથી જોઇને, પોતાના ગુપ્ત ચારાઓથી તેની તજવીજ કરીને તથા તેમાંનું કપટ શોધી કાઢીને તેવા ફાંસીઆઓનો તથા કપટગતિ કરનારાઓનો નાશ કરવો. શત્રુ રાજાએ પોતાનું બળ વિસ્તારીને મોરની પેઠે, જે પીછાં ફેલાવ્યાં હોય તેનો નાશ કરવો; તથા તેના સ્થળમાં પોતાના શૂરા સામંતોને વસાવવા. મોર, જેમ મરજીમાં આવે ત્યારે પીંછાં પ્રસારે છે અને સંકોચે છે, તેમ રાજાએ, ઇચ્છા પ્રમાણે પોતાના બળનો વિસ્તાર કરવો અને સંકોચ કરવો. જેમ પતંગ, દીવામાં પડીને નાશ પામે છે, તેમ પોતે ઝંપલાવવું નહિ, પણ શત્રુને પાશમાં પાડીને નાશ પમાડવાનો ઘાટ કરવો. એ પ્રમાણે વિચક્ષણ રાજાએ, મોરની પેઠે પોતાના રાજ્યનું પાલન કરવું. તથા બુદ્ધિની વૃદ્ધિ કરે, એવી રાજનીતિને ધારણ કરવી. રાજાએ, પોતાની બુદ્ધિવડે આત્મસંયમન કરવું અથવા આ રીતેજ કરવું છે, એવો નિયમ કરવો તથા તેમાં બીજાની બુદ્ધિ લઇને, તે ઉપર તર્ક ચલાવવો તથા શાસ્ત્રની બુદ્ધિથી તેનો નિશ્ચય કરવો, એજ શાસ્ત્રનું પ્રયોજન છે. સામાદિ ઉપાય વડે શત્રુને વિશ્વાસ ઉત્પન્ન કરવો તથા પોતાની શકિતનો નિશ્ચય કરવો અને શત્રુને તે બતાવવી. વળી પોતાની બુદ્ધિથી ભૂત-ભવિષ્યનો વિચાર કરીને, જે કરવા યોગ્ય હોય તેમાં પોતાની બુદ્ધિથી યોજના કરવી. જે પુરૂષ, સાંત્વયોગમાં બુદ્ધિવાળો, જ્ઞાતા,

કાર્ય અને અકાર્યની યોજના કરી જાણનાર, નિગૂઢ બુદ્ધિવાળો તથા ધીર છે, તેને કાંઇ કહેવાપણું છેજ નહિ. પણ જો બુદ્ધિવાળો તે પુરુષ બૃહસ્પતિ સરખો હોય, પણ નિર્બુદ્ધના જેવી વાત કરે તો, જેમ તપાવેલો લોઢાનો ગોળો પાણીમાં નાખવાથી પોતાના અસલ રૂપને પામી જાય છે, તેમ યુકિતવડે તે પુરૂષ પણ પોતાની અસલ પ્રકૃતિને પામે છે. રાજાએ પોતાનાં અને શત્રુના સંબંધનાં સર્વ કર્મમાં, જે કર્મ જેમ કરવાની શાસ્ત્રથી આજ્ઞા કરી હોય, તે કર્મ તેમ કરવાની આજ્ઞા કરવી. જે પુરૂષ, કોમળ શીળવાળો હોય, જ્ઞાની, શૂરો અને અર્થના વિધાનને જાણનારો હોય, તેને તથા બીજા પણ જે અધિક બળવાળા હોય, તેઓને રાજાએ, પોતાના કૃત્યમાં યોજવા. પછી રાજાએ જોવું કે, તે સર્વ પોતપોતાના યોગ્ય કાર્યમાં નિયુકત થયેલા છે, ત્યારે તેણે પણ તંત્રી (વીણા) ને અનુસરનારા સ્વરની પેઠે, તે સર્વને અનુસરવું. જે રાજા એમ માને કે, આ તો મ્હારો સેવક છે. તથા એવી પ્રીતિવડે ધર્મને વિરોધ ન આવવા હેતાં, સર્વનું પ્રિય કરે તે રાજા પર્વતની પેઠે, સ્થિર થાય છે. જેમ સૂર્ય, સારી કે નઠારી; સર્વ વસ્તુઓ ઉપર પોતાના વિસ્તારવાળા કિરણોને ફેલાવે છે, તેમ રાજાએ પણ પ્રિય અને અપ્રિયને સમાન ગણીને ધર્મનુંજ રક્ષણ કરવું. રાજાએ, પોતાના સર્વ કાર્યેમાં ધર્મ તથા અર્થનું રક્ષણ કરનારા પુરૂષોનું સ્થાપન કરવું. તે કુળ, પ્રકૃતિ અને દેશોના ધર્મને જાણનારા, મીઠું બોલનારા, આયુષ્યના મધ્ય ભાગમાં આવેલા (ઠરેલ ઉમરના,) દોષરહિત, હિતમાં યુક્ત, વિકૂલવતા દોષરહિત, લોભ વિનાના, શિક્ષિત, હોંશીયાર અને ધર્મમાં નિષ્ઠાવાળા જોઇએ. રાજાએ એજ પ્રકારે પોતાના ચારાઓ પાસેથી છાની બાતમીઓ મેળવતાં, ઉદ્યોગી રહેતાં અને સંતુષ્ટ રહેતાં, કૃત્યોની ઉત્તમ ગતિ

જોતાં રહેવું. એટલે યોજેલાં કામ બરાબર થાય છે કે, કેમ? તેની ગુપ્ત તપાસ કરતાં રહેવું, પરંતુ તે વિષે એકદમ ખળભળાટ કરવો નહિ. જે રાજાનો ક્રોધ અને પ્રસન્નતા નિષ્ફળ જતાં નથી, જે રાજા રાજકૃત્ય ઉપર પોતેજ દૃષ્ટિ રાખે છે તથા જે રાજાનો ખજાનો પોતાનાજ વિશ્વાસ ઉપર રાખેલો છે, તેને સમગ્ર વસુંધરા (પૃથ્વી) વસુ (દ્રવ્ય) આપનારી છે. જે રાજાનો અનુગ્રહ સ્પષ્ટ છે તથા નિગ્રહ પણ યથાર્થ છે તથા જે રાજા પોતાનું અને પોતાના દેશનું રક્ષણ કરે છે, તે રાજાને રાજધર્મનો જ્ઞાતા જાણવો. જેમ સૂર્ય ઉદય પામી, દરરોજ પોતાના કિરણોને લંબાવીને સર્વ પદાર્થોની તજવીજ કરે છે, તેમ રાજાએ, પણ સારી રીતે અનુસરનારા ચારાઓને મોકલીને નિત્ય સર્વ દેશની તજવીજ કરવી; તથા પોતે પણ બુદ્ધિવડે આચરણ કરવું. રાજાએ સમય પ્રમાણે પ્રજા પાસેથી ધન ગ્રહણ કરતાં જવું, પણ પોતાનુ ધનવાનપણું બતાવવું નહિ, તથા બુદ્ધિમાન પુરૂષ, જેમ ગાયનું દોહન કરે છે, તેમ નિત્ય નિત્ય પૃથ્વીનું દોહન કરવું. જેમ ભમરો અનુક્રમે ફૂલોમાંથી મધુનો સંચય કરે છે તેમ, રાજાએ પ્રજા પાસેથી દ્રવ્ય લઇને તેનો સંચય કરવો. સંચય કરતાં જે ધન બાકી રહેલું હોય, તેમાંથીજ ધર્મ અને કામભોગના માટે ખરચ કરવું; પણ જે રાજા, રાજનીતિને જાણનાર તથા આત્મસંયમન હોય, તેણે સંચય કરેલા કોશમાંથી કાંઇ પણ વાપરવું નહિ. અલ્પ અર્થ હોય, તોપણ તેનો નાશ કરવો નહિ; તથા શત્રુના પક્ષના પુરૂષોનું અપમાન પણ કરવું નહિ. પોતાની બુદ્ધિ વડે પોતાને જાણવો તથા બુદ્ધિહીન પુરૂષો ઉપર વિશ્વાસ કરવો નહિ. ધૈર્ય, દક્ષતા, સંયમ, બુદ્ધિ, સંતોષ, આત્મા, શૂરત્વ અને દેશકાળ જાણવામાં સાવધાની, એ આઠ વસ્તુઓ થોડા કે, ઘણા દ્રવ્યની

વૃદ્ધિ કરનારી છે. અગ્નિ અલ્પ હોય, તથાપિ તેમાં થોડું થોડું ઘૃત નાંખવાથી વૃદ્ધિ પામે છે; બીજ એક હોય, પણ તેને વાવવાથી તેનાં હજારો બીજ થાય છે. માટે રાજાએ, પોતાની આવક અને ખરચ બહુ ભારે છે, એમ જાણીને અલ્પ વિત્ત હોય, તેની અવગણના કરવી નહિં. શત્રુ, બાળક, જુવાન કે વૃદ્ધ હોય, તોપણ અસાવધ પુરૂષનો નાશ કરે છે; પરંતુ સમયને ઓળખાવનારો પુરૂષ, તેનું મૂળ છેદી શકે છે; માટે સમયને ઓળખાવનારો રાજા સર્વમાં શ્રેષ્ઠ છે. શત્રુ બળવાન કે, દુર્બળ હોય, તોપણ તેથી સાવધજ રહેવું; તેની કીર્ત્તિનો નાશ કરવો, તેના ધર્મનો રોધ કરવો, તેના અર્થનો નાશ કરવો અને તેના મોટા વીર્ય ( પરાક્રમનો ) નાશ કરવો. ( ક્ષય અને વૃદ્ધિ, પાલન અને સંચય, એ સર્વ જાણીને ઐશ્વર્યાદિની ઇચ્છાથી કે, વિજયાદિની ઇચ્છાથી તે બન્ને રાજાએ, કાંતો બુદ્ધિવડે સંધિ કરવી ઘટે છે અથવા પછી વિગ્રહ કરવો ઘટે છે, એટલા માટે રાજાએ, બુદ્ધિમાનપણું તો રાખવુંજ જોઇએ. જો બુદ્ધિ બળવાન હોય તો બળવાનો નાશ કરે છે; બુદ્ધિ બળવાન હોય, તો તેજ બુદ્ધિથી રક્ષિત થયેલું પોતાનું બળ રક્ષણ થવાથી વૃદ્ધિ પામે છે; શત્રુ વૃદ્ધિ પામતો હોય, તો તેને બુદ્ધિવડે નાશ કરી શકાય છે; પ્રથમ બુદ્ધિ ઉપજ્યા પછી, જે જે કાર્ય કરવામાં આવે છે તે તે કાર્ય પ્રશંસનીય થાય છે. જે પુરૂષ, પોતામાં અલ્પ સત્વ છતાં, પણ દોષરહિત અને ધીર હોય તે જે જે કામની ઇચ્છા કરે, તેનાં તે તે કામ પરિપૂર્ણ થાય છે. પરંતુ જે પુરૂષ, અત્યંત લોભી અને ગર્વિષ્ઠ થાય છે, તેને બીલકુલ શ્રેયઃ મળતું નથી. એટલા માટે રાજાએ, સ્નેહયુકત થઇને પ્રજામાંથી સર્વ પ્રકારે લક્ષ્મીનાં મૂળ પકડવાં. રાજાએ ઘણા કાળ સૂધી એ પ્રમાણે પ્રજાને નીચોવીને અથવા રૂડે પ્રકારે પ્રજા ઉપર

પડીને પણ બળવાન થવું. એમ ધન ગ્રહણ કરવામાં એટલે પ્રજાને નીચોવીને ધન લેવામાં તાડ વૃક્ષનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવું; એટલે જેમ શેરડીને નીચોવીને રસ કાઢી લે છે તેમ, પ્રજા પાસેથી લક્ષ્મી લેવી નહિ, પણ જેમ તાડના વૃક્ષમાંથી તાડી દોહી લેવાય છે તેમ લક્ષ્મી લેવી. વિદ્યા, તપ અને પુષ્કળ પૈસો, એ સર્વ વ્યવસાયવડે પ્રાપ્ત કરવાને શકય છે. એ સર્વ બુદ્ધિના સ્વાધીનમાં છે માટે જે દેહધારીમાં બુદ્ધિ છે, તેનામાં તે વસે છે. એટલા માટે વ્યવસાય સર્વથી શ્રેષ્ઠ છે. જે સ્થળમાં બુદ્ધિમાન અને સ્વતંત્ર મનુષ્યો વસે છે, જે સ્થળમાં ઈંદ્ર, સરસ્વતી અને વિષ્ણુ વસે છે, તથા જેમાં સર્વ પ્રાણી વસે છે એવો આ દેહ છે. માટે જે ડાહ્યો પુરૂષ હોય, તેણે અનુદ્યોગી થઇ દેહનો નાશ કરવો નહિ. અર્થાત્ મનુષ્યે પોતાનું સઘળું આયુષ્ય ઉદ્યોગમાં ગાળવું ઘટે છે. નિરંતર દ્રવ્ય આપવાવડે લોભીને હણવો. લોભી માણસ પારકું ધન લેવાથી તૃપ્ત થતો નથી. યજ્ઞાદિ કર્મ અને ગુણ તેના ઉપભોગમાં એટલે સુખની વાસનામાં સર્વ કોઇ લોભીજ છે. તેવો પુરૂષ જો અર્થ વિનાનો થાય તો, સુખમાં લોભથી ધર્મનો અને કામનો ત્યાગ કરે છે; કેમ કે, તેમાં દ્રવ્યનો અર્થ થાય છે. લોભી માણસ પારકાં ધન, ભોગ, પુત્ર, સ્ત્રી અને સમૃદ્ધિ, એ સર્વની ઇચ્છા કરે છે. લોભી માણસમાં સર્વ દોષનો સંભવ છે માટે રાજાએ લોભી માણસનો સંગ્રહ કરવો નહિ. હલકો મનુષ્ય હોય તોપણ, તેના તરફ દૃષ્ટિ કરીને તેને પ્રેરણા કરવી-ઉત્તેજન આપવું તથા ડાહ્યા પુરૂષે શત્રુઓના સર્વ આરંભોને તથા સર્વ અર્થનો નાશ કરવો. હે પાંડવ! જે રાજા, બ્રાહ્મણ મંડળમાં તત્વને જાણનારો હોય, મંત્રીઓવડે રક્ષણ કરાયલો હોય, સર્વ લોક જેનો વિશ્વાસ રાખતા હોય, અને જે

સત્કુળમાં જન્મ પામેલો હોય, તે રાજા પોતાના સામંતોને વશ કરવામાં સમર્થ થાય છે. હે યુધિષ્ઠિર! બ્રહ્માએ યોજના કરેલા રાજધર્મ મેં તને સંક્ષેપમાં કહ્યા. તેનો તું બુદ્ધિવડે વિચાર કર!! જે રાજા, ગુરૂનું અનુસરણ કરીને આ રાજધર્મને હૃદયમાં ધારણ કરે છે તે આખી પૃથ્વીને પામવાને સમર્થ થાય છે. જે રાજાનું સુખ અનીતિવડે પ્રાપ્ત કરેલું હોય છે, દૈવયોગથી પ્રાપ્ત થયેલું હોય છે અથવા બળાત્કારે પ્રાપ્ત કરેલું હોય છે; તે વિધિ-પૂર્વક દેખાય છે તો ખરૂ? પણ તેથી રાજાને ઉત્તમ ગતિ તથા સર્વોત્તમ રાજસુખ પ્રાપ્ત થતું થતું નથી. જે રાજા, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો હોય છે તેના શત્રુઓ કદાપિ ધનવાન હોય, બુદ્ધિ-વાળા પુરૂષોએ પૂજન કરેલા હોય, ગુણોથી યુક્ત હોય, સંગ્રામમાં પરાક્રમ કરનારા હોય, તોપણ સંધિ–વિગ્રહાદિનો વિચાર કરીને ઉદ્યોગ કરતાં, તે શત્રુઓની સાથે સંધાન કરીને તેનો નાશ કરે છે. અનેક પ્રકારની ક્રિયાઓના માર્ગથી ઉપાય શોધવા પણ જે ઉપાય શાસ્ત્રસંમત નથી તેમાં રાજાએ, બુદ્ધિનો પ્રવેશ કરવો નહિ. જે પુરૂષ નિર્દોષમાં દોષ જોનારો થાય છે તેને ઉત્તમ ધન અને પુષ્કળ યશ પ્રાપ્ત થતાં નથી. પ્રીતિ રાખનારા બે મિત્ર હોય બન્નેને એકજ કાર્ય સોંપલું હોય અને તેઓ બન્ને, તે કાર્યને કરતા હોય, તેમાંથી જે મિત્ર ઘણો ભાર વહન કરે, તે મિત્રજ ખરો સ્નેહી છે, એમ ડાહ્યા પુરૂષે જાણવું. હે રાજન! મ્હારા કહેલા એ રાજધર્મોનું તું આચરણ કર!! તથા મનુષ્યોનું રક્ષણ કરવામાં બુદ્ધિને ધારણ કર!! તેથી તું સુખેથી સુકૃતનું ફળ પામીશ કેમ કે, આ સર્વ લોકનું મૂળ ધર્મ છે.”

एतान्मयोक्तांश्चर राजधर्मान्नृणां च गुप्तौ मतिमादधत्स्व ।
अवाप्स्यसे पुण्यफलं सुखेन सर्वोहि लोको नृप धर्ममूलः ॥

अयं पितामहेनोक्तो राजधर्माः सनातनः ।
ईश्वरश्च महादंडो दंडे सर्वं प्रतिष्ठितम् ॥

"પિતામહે કહેલો આ રાજધર્મ સનાતન છે તથા તેમાં વર્ણવેલો એ મહાદંડ સમર્થ છે. (હે મહારાજ! સર્વ દેવ, ઋષિ, મહાત્મા પિતૃઓ, યક્ષ, રાક્ષસ, પિશાચ, વિશેષે કરી સાધ્ય-દેવો, જગતમાંના સર્વ પ્રાણીઓ, પશુ પક્ષીની યોનિમાં જન્મ પામેલાં પ્રાણીઓ, એ સર્વમાં વ્યાપ્ત થઈને રહેનાર મોટા તેજ-વાળા દંડ સર્વોત્તમા છે.) તમે એમજ કહ્યું છે કે, દેવ, અસુર અને મનુષ્ય તથા સચરાચર જગત એ સર્વ દંડમાં જોયું છે. હે ભરતશ્રેષ્ઠ! દંડ કોણ છે? કેવો? તેનું રૂપ કેવું છે? તેનું સ્થાન કયું છે? એ સર્વ હું તત્વથી જાણવા ઇચ્છું છું. હે પ્રભો! તે શાનો બનેલો છે? તે શી જાતનો છે? તેની મૂર્ત્તિ કેવી છે? તે કેવી રીતે જાગે છે? (પ્રવર્તે છે) અને પ્રજામાં શી રીતે ધ્યાન આપે છે.? પૂર્વાપર સર્વનું પ્રતિપાલન કરતો જે જાગૃત રહે છે એવો દંડ તે કોણ છે? પૂર્વે એ દંડને કોણ જાણ્યો? તથા દંડ સંજ્ઞાને ધારણ કરનાર ઉત્તમ એવા કોણ કોણ છે? દંડની સંસ્થા કેવી છે? અને એની ગતિ કેવી કહેવાય છે?" ભીષ્મ કહે છે- "હે યુધિષ્ઠિર! દંડ શું છે તથા તેનો વ્યહાર જેવી રીતે થાય છે, સર્વ કાંઇ જેની સ્વાધીનતામાં રહેલું છે, તે કેવળ દંડ વિષે હું તને કહું છું. હે રાજન! રૂડે પ્રકારે મર્મનું વ્યાખ્યાન કરવું-પ્રકાશ કરવો તેને વ્યવહાર કહે છે. લોકમાંથી તે વ્યવહારનો લોપ, ધ્યાન આપીને જેવી રીતે વર્ત્તવાથી ન થાય, તે વ્યવહારનું વ્યવહારપણું છે પૂર્વે મનુએ આરંભથી એ વ્યવહારપણાને કહેલું છે. એનેજ "દંડ" કહે છે. જે રાજા, એ દંડને સારી રીતે ચલાવીને તથા પ્રિય અને અપ્રિય

બન્નેને સમાન રાખીને પ્રજાનું રક્ષણ કરે છે, તે સજાને કેવળ ધર્મજ જાણવો. હે નરપતે! બ્રહ્મદેવનું મહા વચન કે, જે મેં તને કહ્યું તેજ વચન પૂર્વે મનુએ કહેલું છે. આ વચન પૂર્વે કહેલું છે માટે તેને "પૂર્વવચન" કહે છે. અર્થાત્ દંડનાં પૂર્વે ધર્મ કહેલો છે માટે તેને "ધર્મ" એવું નામ આપેલું છે તથા તેમાં વ્યવહારનું નિરૂપણ કરેલું છે માટે તેને "વ્યવહાર" એમ કહે છે. અર્થાત્ વ્યવહાર, એ દંડનું ત્રીજું નામ છે. જો સારી રીતે દંડનો ઉપયોગ કર્યો હોય તો, ધર્મ, અર્થ અને કામ સિદ્ધ થાય છે અને એ ત્રણે વર્ગ નિરંતર દંડમાંજ રહેલા છે. પરમ દંડ એજ સાક્ષાત દેવ છે અને જાજ્વલ્યમાન અગ્નિ જેવું દંડનું સ્વરૂપ છે. (એનો વર્ણ કાળા કમળના પત્ર સરખો શ્યામ છે, એને ચાર દાઢો છે, ચાર ભુજા છે, આઠ પગ છે, અનેક નેત્ર છે, શંકુ આકૃતિના કાન છે અનેઉભાં રૂવાંટાં છે. તેના મસ્તકપર જટા છે, બે જીભ છે, રાતું મોઢું છે, તેણે મૃગચર્મ ઓઢેલું છે, દંડ દેવતાએ એવું ઉગ્ર અને પ્રબળરૂપ ધારણ કરેલું છે.) તરવાર, ધનુષ્ય, ગદા, શક્તિ, ત્રિશૂળ, મુદ્ગર, બાણ, મૂશળ, ફરસી, ચક્ર, પાશ; દંડ, ઋષ્ટિ અને તોમર, એ સર્વ અને એ વિના બીજાં જે જે આયુધો જગતમાં છે તે સર્વને દંડે ધારણ કરેલાં છે, સર્વને આત્મારૂપ તે, એવી રીતે મૂર્તિમાન થઇને લોકમાં વિચરે છે. ફોડતો, કાપતો, પીડા કરતો, કાતરતો, ચીરતો, ઉખેડી નાંખતો, હણતો અને દોડતો તે દંડ લોકમાં ફરે છે. હિંસા કરનાર અસિરૂપ, તીક્ષ્ણ કવચવાળો, ધારણ ન કરી શકાય એવો, જેના ગર્ભમાં લક્ષ્મી રહેલી છે, એટલે જેથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે એવો વિજયરૂપ, જગતને શાસન કરનાર અને સનાતન વ્યવહારરૂપ દંડ છે. તે દંડ શાસ્ત્રરૂપ, બ્રાહ્મણરૂપ, મંત્રરૂપ, શાસ્ત્રની શિક્ષા આપનારરૂપ અને પૂર્વનાં

વચન કહેનારરૂપ છે. ધર્મનું પાલન કરનાર, અક્ષર, દેવ, સત્યમાં ગતિ કરનાર, નિત્ય વસ્તુમાં ગતિ કરનાર અને સર્વથી આગળ જન્મ પામેલો તે દંડ છે. તે અસંગ છે, રૂદ્રનો પુત્ર છે, મનુરૂપ છે, સર્વથી જયેષ્ઠ છે અને કલ્યાણ કરનાર છે. એ ઉપરથી અસિ, વિશસન, ધર્મ, તીક્ષ્ણવર્મા, દુરાધાર, શ્રીગર્ભ, વિજય, શાસ્તા, વ્યવહાર, સનાતન, શાસ્ત્ર, બ્રાહ્મણ, મંત્ર, ધર્મપાલ, અક્ષર, દેવ, સત્વગ, નિત્યગ, અગ્રજ, અસંગ, રૂદ્રતનય, મનુ, જયેષ્ઠ, અને શિવંકર વગેરે દંડનાં નામ પાડેલાં છે. હે યુધિષ્ઠિર! તે મેં તને કહ્યાં. દંડ એ ભગવાન વિષ્ણુરૂપ છે. તે શાશ્વત તથા મહાન રૂપને ધારણ કરનારો મહાપુરૂષ કહેવાય છે. ( લક્ષ્મી, વૃત્તિ, સરસ્વતી, દંડનીતિ, જગદ્ધાત્રી, એ સર્વ જેમ બ્રહ્માની કન્યાનાં રૂપ છે, તેમ દંડ પણ ઘણા દેહવાળો છે. તે દંડનાં રૂપ આ પ્રમાણે છે. એટલે અર્થ અને અનર્થ, સુખ અને દુઃખ, ધર્મ અને અધર્મ, બળ અને નિર્બળતા, ભાગ્ય અને દુર્ભાગ્ય, પુણ્ય અને પાપ, ગુણ અને દુર્ગુણ, કામ અને અકામ, ઋતુ, માસ, રાત્રિ, દિવસ, ક્ષણ, પ્રમાદ અને અપ્રમાદ, હર્ષ અને ક્રોધ, શમ અને દમ, દૈવ અને પુરૂષપ્રયત્ન, મોક્ષ અને અધોગતિ, ભય અને નિર્ભયતા, હિંસા અને અહિંસા, તપ, યજ્ઞ, સંયમ, વિષ, અમૃત, આદિ, મધ્ય, અંત, કૃત્યનો પ્રપંચ, મદ, પ્રમાદ, દર્પ, દંભ, ધૈર્ય, નીતિ અને અનીતિ, શક્તિ અને અશક્તિ, માન અને અક્કડતા, ઉપજ અને ખરચ, વિનય, ત્યાગ કાળ અને અકાળ, સત્ય અને અસત્ય; જ્ઞાનવાનપણું, શ્રદ્ધા અને અશ્રદ્ધા, નપુંસકપણું; વ્યવસાય, લાભ અને હાનિ, જય અને પરાજય, તીક્ષ્ણતા, અને કોમળતા, મૃત્યુ, આગમ અને નાશ, વિરોધ અને અવિરોધ, કાર્ય અને અકાર્ય, બળ અને નિર્બળતા, અસૂયા અને અનસૂયા, ધર્મ અને અધર્મ, લાજ

અને નિર્લજ્જપણું, શરમાળપણું, સંપત્તિ અને વિપત્તિ, તેજસ્વી કર્મ, પાંડિત્ય, વક્તૃત્વશક્તિ, તત્વબુદ્ધિપણું. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે જગતમાં દંડનાં અનેક રૂપ છે. ) હોય નહિ તો લોકો એકએકનો નાશ કરે. હે યુધીષ્ટીર મનુષ્યો દંડના ભયથી એક બીજાનો નાશ કરતા નથી. હે રાજન! દંડવડે રક્ષાએલી પ્રજા દિવસે દિવસે રાજાની વૃદ્ધિ કરે છે; માટે દંડ એ સર્વનો શરણભૂત છે. (હે રાજન! દંડ આ સર્વ લોકની તત્કાળ વ્યવસ્થા કરે છે અને એ પ્રમાણે વ્યવસ્થિત થયેલો ધર્મરૂપી દંડ બ્રાહ્મણોમાં રહે છે. ) જે બ્રાહ્મણો ધર્મયુક્ત છે તે બ્રાહ્મણો દેવયુક્ત થાય છે. યજ્ઞ દેવતાઓ-માંથી ઉત્પન્ન થયેલો છે અને તે યજ્ઞ દેવતાઓને પ્રસન્ન કરે છે. દેવતાઓ પ્રસન્ન થઈને નિરંતર ઇંદ્રને નિવેદન કરે છે અને ઇંદ્ર, આ પ્રજા ઉપર અનુગ્રહ કરીને અન્ન આપે છે. સર્વ પ્રાણીમાત્રના પ્રાણ અન્નના આધારે રહેલા છે માટે પ્રજા તે અન્નવડે સ્થિર થાય છે અને પ્રજામાં તે દંડ સર્વદા જાગૃત છે. દંડનું એવું પ્રયોજન છે, તે દંડ ક્ષત્રિયપણાને પામીને નિરંતર પ્રજાનું રક્ષણ કરીને જાગે છે. તે અક્ષરરૂપ ( અવિનાશી ) અને નિરંતર સાવધાન છે. ઇશ્વર, પુરૂષ, પ્રાણ, સત્વ, વિત, પ્રજાપતિ, ભૂતાત્મા અને જીવ, એવાં આઠ નામ દંડનાં છે. ઇશ્વરે, ક્ષત્રિયને દંડ આપેલો છે તથા તેમાં ઐશ્વર્ય ધારણ ( રાખેલું) કરેલું છે અને તેથી તે બળથી યુકત તથા નિરંતર પાંચ પ્રકારના સ્વરૂપવાળો છે. ( હે યુધિષ્ઠિર ! કુળ, ઘણું ધન, અમાત્ય, બુદ્ધિ અને બળ તથા તેજ, ઓજ; સહ, આખ્યાન, દેહ, ઇંદ્રિય, બુદ્ધિ અને સામર્થ્ય એ વિના વક્ષ્યમાણ આઠ સાધનવડે રાજા, શત્રુના બળનો નાશ કરે છે. હાથી, ઘોડા, રથ, પાયદળ, નાવ, વિષ્ટિ, દેશિક અને આવિક, એ અષ્ટાંગ બળ કહેવાય છે અથવા એ આઠથી યુક્ત એવા રથી, હાથી ઉપર બેસ-

નારા, સ્વાર, પાયદળ, મંત્રીઓ, વૈદ્ય, ભિક્ષુક, આચાર્ય, મુહૂર્ત આપનાર જોશી, દૈવચિંતક જોશી, કોશ, મિત્ર, ધાન્ય, સર્વ સાહિત્ય, સાત પ્રકૃતિ, આઠ અંગ, એ જેનું શરીર છે એવા રાજ્યનું દંડ એજ અંગ છે. દંડ એજ ઉત્પતિસ્થાન છે.) ઇશ્વરે, પ્રયત્નવડે પ્રજાનું રક્ષણ થવાને માટે સમાન રૂપવાળો દંડ ક્ષત્રિયને આપ્યો છે. આ સકળ વિશ્વ દંડના આધીન છે. જે પ્રમાણે રાજાએ ધર્મ પ્રત્યક્ષ પૂજવા યોગ્ય છે તેવું બીજું કાંઇ વિશેષ પૂજવા યોગ્ય રાજાને નથી. ઇશ્વરે લોકનું રક્ષણ કરવાના અર્થે. અને ધર્મનું સ્થાપન કરવાના અર્થે (બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે; માટે રાજાએ, તેઓને પૂજવા યોગ્ય છે. બે મનુષ્ય વિવાદ કરતા હોય? તેને વાદી-પ્રતિવાદી કહે છે. બન્નેમાંથી એકનો જય અને બીજાનો પરાજય થાય છે, તેથી તે વ્યવહાર ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે; માટે વિવાદ કરનારાઓના વિશ્વાસથી ઉત્પન્ન થયેલો વ્યવહાર છે. તેથી વાદી-પ્રતિવાદીના વિશ્વાસરૂપ એ વ્યવહાર વેદોક્ત છે અને તેથી તેને "વેદપ્રત્યય" કહે છે. હે નરવ્યાઘ્ર! તેમાંનો એક વ્યવહાર કુળાચારથી ઉત્પન્ન થયેલો છે અને બીજો શાસ્ત્રથી ઉત્પન્ન થયેલો છે. એનો અર્થ એવો છે કે, પરસ્ત્રી-ગમનાદિ દોષ કરીને, સભાસદોની પાસે જવાથી દોષની શુદ્ધિના અર્થે તેઓ, જે પ્રાયશ્ચિત્ત આપે છે તે વેદોક્ત વ્યવહાર છે, તથા જેમ શૂદ્ર સુરાપાન કરે તો, તેને પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહ્યું નથી. તથાપિ કોઇ શૂદ્રની ન્યાતમાં એવો પ્રતિબંધ કર્યો હોય કે, આપણામાં જે સુરાપાન કરે, તેને જ્ઞાતિબહાર મૂકવો, તો એ વ્યવહાર કુળાચાર સંબંધી છે. તેજ પ્રમાણે શાસ્ત્ર જાણનારાઓએ, ધર્મના જ્ઞાન સંબંધી જે નિયમો કર્યા હોય તેને શાસ્ત્રોક્ત વ્યવહાર જાણવો. એ ત્રણ દંડોમાંથી જે દંડ રાજસભામાં થાય છે, તે દંડ

ક્ષત્રિયને આધીન છે, એમ અમારૂં જાણવું છે. જે દંડ વ્યવહારના પ્રત્યયથી સિદ્ધ થયલો છે એટલે રાજસભામાં ઇનસાફ આપીને જે દંડ ઠરાવવામાં આવે છે, તે દંડ યદ્યપિ મન્વાદિક ઋષિઓએ કહેલો છે તોપણ તેનું મૂળ વેદમાં છે માટે તેને વેદસંબંધી દંડ જાણવો. જે દંડની ઉત્પત્તિ વેદમાંથી છે તે દંડ ધર્મરૂપ જાણવો; કેમ કે, તે ધર્મ ગુણના દર્શન વડે ઉત્પન્ન થયેલો છે, તેથી સત્યપુરૂષોએ તેને ધર્મસંબંધી દંડ કહેલો છે. એનું દૃષ્ટાંત એ છે કે, કોઇ પુરૂષ, પરસ્ત્રીનો સમાગમ કર્યા પછી, મનમાં એમ વિચાર કે, આ અધર્મથી મ્હારો ધર્મ લોપ થાય નહિ અને તેટલા માટે પશ્ચાત્તાપ પામીને પ્રાયશ્ચિત્તરૂપ જે દંડ ધારણ કરે છે, તે ધર્મદંડ છે. હે યુધિષ્ઠર! એ દંડ અથવા વ્યવહાર પ્રજાનું રક્ષણ કરવાના અર્થે બ્રહ્માએ ઉત્પન્ન કર્યો છે, તે સત્યરૂપ અને જગતની આબાદી કરનાર દંડ, ત્રણ લોકનું ધારણ કરે છે.) જેને દંડ કહે છે, તેજ સનાતન વ્યવહાર છે, એમ અમે જાણીએ છીએ અને અમે જેને વ્યવહાર જાણીએ છીએ તે વેદ છે, એ નિશ્ચય છે. અને જે વેદ છે તેજ ધર્મ છે અને જે ધર્મ છે તેજ સન્માર્ગ છે. પૂર્વે પ્રજાના પતિ પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા, તે દેવ દૈત્ય, મનુષ્ય, નાગ તથા સર્વ પ્રાણીઓ-સહિત આ લોકના કર્ત્તા છે. પૂર્વે જે વાદી–પ્રતિવાદીના વ્યવહાર-રૂપ દંડ કહ્યો છે તે બ્રહ્માથકી ઉત્પન્ન થયો છે; તે કારણથી આ વ્યવ-હાર સંબંધી દૃષ્ટાંત પણ બ્રહ્મદેવેજ કહેલું છે કે, માતા, પિતા, ભ્રાતા, સ્ત્રી અને પુરોહિત કે, જે પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તે તેઓને રાજાએ, દંડ કરવો યોગ્ય નથી.”

माता पिता च भ्राता च भार्या चैव पुरोहितः ।
नो दंडो विद्यते राज्ञो यः स्वधर्मेण तिष्ठति ॥
अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
अंगेषु राजा द्युतिमान्वसुहोम इति श्रुतः ॥

"આ જગ્યોએ પણ આ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. અંગદેશમાં "વસુહોમ" નામે તેજસ્વી અને કીર્તિમાન રાજા થયો હતો. તે રાજા નિરંતર ધર્મને જાણનારો હતો, તે, પોતાની સ્ત્રી સાથે, દેવ ઋષિ અને પિતૃઓએ પૂજેલા મુંજપૃષ્ઠ ઉપર ગયો. ત્યાં મેરૂના બરફવાળા શિખર ઉપર, મુંજાવટ પ્રદેશમાં રામે, જટાનું હરણ કરવાની આજ્ઞા કરી હતી. તે ઉપરથી હે રાજેંદ્ર! પ્રશંસા કરવા યોગ્ય જેઓનાં આચરણ છે એવા ઋષિએ, રૂદ્રે સેવેલા પ્રદેશને મુંજાપૃષ્ઠ કહેવા લાગ્યા. તે સ્થળમાં રહીને તે રાજા, ઘણા વેદમય ગુણોથી યુક્ત થયો તથા બ્રાહ્મણોએ માન આપેલો તે દેવર્ષિ સરખો થયો. એક સમયે ઇંદ્રનો માનવંતો સખો, અદીન પ્રકૃતિવાળો અને શત્રુનો નાશ કરનાર માંધાતા તે રાજાની પાસે આવ્યો. તે માંધાતા રાજા, વસુહોમ રાજાની પાસે જઇને તેને ઉગ્ર તપવાળો જોઇને નમસ્કાર કરીને ઉભો રહ્યો. વસુહોમ રાજાએ પણ પાદ્ય અને અર્ધ્ય નિવેદન કર્યું તથા સપ્તાંગ રાજ્યની કુશળતાનો તથા તેના નિર્વિકારપણાનો પ્રશ્ન કર્યો. વસુહોમ તેને પૂછ્યું "સત્પુરૂષોએ આચરણ કરેલા માર્ગને તમે યથાવત્ અનુસરનારા છો. હે રાજન! હું તમારી કઇ આજ્ઞા સંપાદન કરૂં?" હે પાંડવ! પછી તે માંધાતા, અતિ પ્રસન્ન થઇને મહા બુદ્ધિવાળા અને ત્યાં બેઠેલો વસુહોમ પ્રત્યે બોલ્યા. માંધાતા કહે છે—"હે રાજન! હે ઉત્તમ પુરૂષ! તમે બૃહસ્પતિનું સઘળું શાસ્ત્ર ભણ્યા છો તેજ પ્રમાણે શુક્રાચાર્યની રાજનીતિનું પણ તમને જ્ઞાન છે. એટલા માટે દંડ શી રીતે ઉત્પન્ન થાય છે? તે હું જાણવાને ઇચ્છું છું. વળી તે શી રીતે જાગૃત રહે છે? અને તેની મહત્તા શી છે? તેમજ ક્ષત્રિયોના હાથમાં દંડ શી રીતે આવ્યો? હે મહા બુદ્ધિવાળા રાજન! તે મને કહો!! હું તમને આચાર્ય દક્ષિણા આપીશ". વસુહોમ

કહે છે–"હે રાજન! લોક સમુદાયમાંથી દંડ જે રીતે ઉત્પન્ન થયો તે તું સાંભળ!! તે દંડ પ્રજાની નીતિનું રક્ષણ કરવાના અર્થે સનાતન ધર્મરૂપ છે. સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવને એક વખત યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. પણ તેમને પોતાના સરખો કોઇ ઋત્વિજ મળ્યો નહિ, એમ અમે સાંભળ્યું છે. ત્યારે તેમણે તે વિચારરૂપ ગર્ભને ઘણા વરસ સુધી મસ્તકમાં ધારણ કરી રાખ્યો; અને એક હજાર વરસ પૂરાં થયાં ત્યારે, છીંક ખાતાં તેમાંથી તે ગર્ભ નિકળી પડયો. હે શત્રુનો નાશ કરનાર માંધાતા! તે "ક્ષુપ" નામે પ્રજાપતિ થયો. હે મહારાજ! મહાત્મા બ્રહ્મદેવના યજ્ઞમાં તે ઋત્વિજ થયો. હે રાજશ્રેષ્ઠ બ્રહ્મદેવનો યજ્ઞ ચાલુ થયો એટલે બ્રહ્મદેવનું દીક્ષા ધારણ કરેલું સ્વરૂપ જોઇને દંડ અંતર્ધાન થયો. અર્થાત્ પ્રજાના નિયંતા બ્રહ્મદેવે દીક્ષા ધારણ કરી, માટે નિયમન કરનાર કોઇ રહ્યો નહિ તેથી અંતર્ધાન થયો. જ્યારે દંડ અંતર્ધાન થયો ત્યારે, પ્રજામાં મોટો ગરબડાટ ઉપજ્યો. કાર્ય, અકાર્ય, ભોજ્ય, અભોજ્ય, એ સંબંધી કાંઇ વિચાર રહ્યો નહિ તો પછી, પેય અને અપેયનો વિચાર તો ક્યાંથીજ હોય. પ્રજા એક બીજાનો નાશ કરવા લાગી. તે સમયે ગમ્ય અને અગમ્ય એવો ભેદ રહ્યો નહિ તથા પોતાનું અને પારકું સર્વ સરખું થઇ ગયું. જેમ કૂતરા માંસના ટુકડાને ચારે પાસથી લૂંટવા માંડે છે, તેવી મનુષ્યોની સ્થિતિ થઇ ગઇ. બળવાન પુરૂષો, નિર્બળનો નાશ કરવા લાગ્યા તથા મર્યાદા રહિત થઇને વર્તવા લાગ્યા. પછી પિતામહ દેવ, સનાતન ભગવાન વિષ્ણુનું પૂજન કરીને વરદાનને આપનારા મહાદેવ પ્રત્યે બોલ્યા કે: "હે કેશવ! આ સ્થળણાં તમારે અમારા ઉપર કૃપા કરવી યોગ્ય છે. જે રીતે આ પ્રજામાં સંકટ ન થાય, તે પ્રમાણે કરો. પછી ઉત્તમ ત્રિશૂળને ધારણ કરનારા તે દેવસત્તમ ભગવાને ઘણાક વખત સુધી

ધ્યાન કરીને, આત્મરૂપ દંડ પોતામાંથીજ પ્રકટ કર્યો. તથા તેજ ધર્માચરણમાંથી સરસ્વતી દેવી પ્રકટ થઇ અને તેણે દંડ નિતીને ઉત્પન્ન કરી તે દંડનીતિ ત્રણ લોકમાં પ્રસિદ્ધ થઇ. વળી ઉત્તમ ત્રિશૂળવાળા તે ભગવાને પુનઃ પણ ઘણીવાર સુધી ધ્યાન કરીને, તે તે સમુદાયનો એક એક અધિપતિ ઉત્પન્ન કર્યો. સહસ્ત્ર નેત્રવાળા ઇંદ્રને દેવતાઓનો ઇશ્વર કર્યો. વિવસ્વાન (સૂર્ય)ના પુત્ર યમને પિતૃઓનો રાજા ઠરાવ્યો. કુબેરને રાક્ષસ અને ધનનો સ્વામી નિર્માણ કર્યો, મેરૂને પર્વતનો સ્વામી કર્યો. સમુદ્રને નદીઓનો સ્વામી કર્યો. વરૂણને અસુર અને જળના રાજ્યમાં સ્વામી બનાવ્યો. મૃત્યુને પ્રાણનો સ્વામી કર્યો, અગ્નિને તેજનો સ્વામી કર્યો. અને રૂદ્રોનું રક્ષણ કરનારો સ્વામી ઇશાન દેવને કર્યો. મહાત્મા અને વિશાળ નેત્રવાળા તે ઇશાન દેવ સનાતન મહાદેવ છે. (વસિષ્ઠને બ્રાહ્મણના સ્વામી કર્યા. અગ્નિને વસુઓનો સ્વામી કર્યો. સૂર્યને તેજનો સ્વામી કર્યો. ચંદ્રને નક્ષત્રનો સ્વામી ઠરાવ્યો. સૂર્યને વેલીઓનો સ્વામી ઠરાવ્યો. બાર હાથવાળા ઉત્તમ સ્કંદકુમારને ભૂતોના સ્વામી ઠરાવ્યા. સંહાર અને વૃદ્ધિરૂપ કાળને સર્વનો સ્વામી ઠરાવ્યો. સર્વના દેવ, રાજાના રાજા અધિપતિ કુબેરને શસ્ત્ર, શાત્ર, યમ અને કર્મ એ ચાર છે વિભાગ જેના એવા મૃત્યુના અને સુખ તથા દુઃખના સ્વામી ઠરાવ્યા. શૂળપાણિશંકરને સર્વ રૂદ્રોના સ્વામી ઠરાવ્યા એમ સાંભળવામાં છે. બ્રહ્માનો પુત્ર પાછળથી ઉત્પન્ન થયેલો, પ્રજાનો અધિપતિ, સર્વ ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ એવો ક્ષુપ, તે શંકરને આપ્યો.)પછી તે યજ્ઞ યથાવિધિ ચાલતો થયો એટલે મહાદેવે ધર્મનું રક્ષણ કરનાર દંડ સત્કારપૂર્વક વિષ્ણુને આપ્યો વિષ્ણુએ તે દંડ અંગિરાને આપ્યો મુનિશ્રેષ્ઠ અંગિરાએ, તે દંડ ઇંદ્ર તથા મરીચિને આપ્યો, મરીચિએ, ભૃગુને આપ્યો ધર્મસહિત દંડ ભૃગુએ, ઋષિ-

ઓને આપ્યો. ઋષિઓએ લોકપાળને આપ્યો. લોકપાળોએ ક્ષુપને આપ્યો. ક્ષુપે સૂર્યના પુત્ર મનુને આપ્યો. તે મનુએ સૂક્ષ્મ એવા ધર્મ અને અર્થના કારણથી પોતાના પુત્રોને આપ્યો (અને કહ્યું કે) "તમારે દંડનો વિભાગ કરીને એટલે ન્યાયાન્યાયનો વિચાર કરીને કર્મવડે દંડ કરવો. પણ મરજીમાં આવે તેમ (દૈવયોગે થયેલા કાર્યની પેઠે) દંડ કરવો નહિ. દંડનું મુખ્ય પ્રયોજન એ છે કે, દુષ્ટ પુરૂષોને નિગ્રહ કરવો. લોકો પાસેથી દ્રવ્યાદિ લેવામાં આવે છે તે માત્ર લોકને ભય પમાડવાને બાહ્યોપચાર છે પણ તેમાં રાજાના ભંડારમાં વૃદ્ધિ કરવાનો હેતુ નથી અલ્પ કારણ માટે મનુષ્યને ખોડખાંપણ આણવી નહિ તથા તેના દેહનો નાશ પણ કરવો નહિ. શરીરની પીડાઓ, દેહત્યાગ, દેશનિકાલ ઇત્યાદિ દંડ યોગ્યતા જોઇને કરવા." સૂર્યના પુત્ર મનુએ, પ્રજાના રક્ષણના અર્થે પોતાના પુત્રોને તે દંડ આપ્યો. એ પ્રમાણે પૂર્વથી ચાલતો આવેલો દંડ પ્રજાનું પાલન કરીને જાગતો રહેલો છે. ભગવાન ઇંદ્ર જાગે છે અને ઇંદ્રવડે ભગવાન સુર્ય સાવધ રહે છે, તેથી વરૂણ દેવતા સાવધ રહે છે. વરૂણથી પ્રજાપતિ દેવ અને પ્રજાપતિ દેવથી વિનયરૂપ ધર્મ સાવધ રહે છે. ધર્મથી બ્રહ્માનો પુત્ર સનાતન વ્યવસાય અને વ્યવસાયથી સર્વનું પાલન કરીને તેજ જાગ્રત રહે છે. તે તેજથી ઔષધી અને ઔષધીથી પર્વતો અને પર્વતથી રસ તથા રસના ગુણ જાગ્રત રહે છે. તેથી દેવી નિર્ઋતિ સાવધ રહે છે અને તેથી જયોતિઓ જાગ્રત રહે છે, જયોતિઓથી વેદ અને પ્રતિષ્ઠા, તેથી હયશિરા પ્રભુ, તેથી પિતામહ બ્રહ્મા જે નિર્વિકરણ પ્રભુ છે તે, જાગ્રત રહે છે. પિતામહથી મહાદેવ ભગવાન શિવ, જાગ્રત રહે છે. શિવથી વિશ્વદેવી, વિશ્વેદેવાથી ઋષિઓ ઋષિઓથી ભગવાન સોમ, સોમથી સનાતન દેવો અને દેવતાઓથી બ્રાહ્મણ

જાગ્રત રહે છે. બ્રાહ્મણુથી રાજાઓ જાગ્રત રહીને, ધર્મવડે લોકનું રક્ષણ કરે છે અને ક્ષત્રિયોથી સનાતન કાળથી ચાલતું આવેલું સ્થાવર અને જંગમ જાગ્રત રહે છે આ લોકોમાં પ્રજા જાગ્રત રહે છે. અને તેનામાં દંડ જાગે છે. પિતામહસમાન તેજવાળો દંડ, સર્વનો પોતામાં સમાવેશ કરે છે. હે ભારત! આદિ, મધ્ય અને અંતમાં સર્વ લોકના ઇશ્વર પ્રજાના પતિ મહાદેવ કાળરૂપે જાગ્રત રહે છે. દેવના દેવ, શિવ, સર્વના પ્રભુ, જેનાં શર્વ, કપર્દી, શંકર; રૂદ્ર, શિવ, સ્થાણુ, ઉમાપતિ એવાં નામ છે તે જાગ્રત રહે છે. એ પ્રમાણે મેં આદિ, મધ્ય તથા અંતમાં દંડનું સ્વરૂપ તને નિરૂપણ કરી બતાવ્યું. ધર્મને જાણુનારા રાજાએ, એ દંડ નીતિવડે યથાન્યાય આચરણ કરવું." ભીષ્મ કહે છેઃ—એ પ્રમાણે જે પુરૂષ આ વસુહોમનો અભિપ્રાય સાંભળે! અને સાંભળીને તે પ્રમાણે આચરણ કરે! તો તેના સર્વ મનોરથ પૂર્ણ થાય છે. હે નરપતે! હે ભારત! ધર્મથી વ્યાપ્ત આ સર્વ લોકનો નિયંતા દંડ છે, તે સર્વ મેં તને કહ્યું.)"

इति ते सर्वमाख्यातं यो दंडो मनुजर्षभ ।
नियंता सर्वलोकस्य धर्माक्रांतस्य भारत ॥

શાસ્ત્રીજીનું છેલ્લું વાંચન ચાલતું હતું, ત્યાં હાથમાં વર્ત્તમાનપાત્ર લઇને, મિ. રૉય ત્યાં આવ્યા. દીવ્ય તેજ અને વિદ્યાશાળીનું ભવ્ય કપાળ જોઇને ઉદયગઢના મહારાજાએ સત્કાર કર્યો. આસન આપ્યું—અને કોઇ પોતાના સમાજ—યાત્રાળુ હશે, તેવું લાગ્યું—રાજપ્રકરણ પુરૂં થયું, અને નિવૃત્તિ—વિનોદ પર મહારાજા તથા મી. રૉય ચડયા. પરિણામ પ્રેમ યુકત પ્રસંગમાં આવ્યું. માત્ર સંસ્કાર ને રૂણાનુંબધ સાંપડયો, બાકી વિચારમાં તો મિ. રૉય અને મહારાજા તદ્દન જુદાજ હતા, એક પ્રાચીન જુની પદ્ધત્તિના અને બીજા હાલના

સુધારક સ્થિતીના હતા-હવે બન્નેનું મિત્રત્વ કેમ પ્રારંભ થયું, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૫ મું.



### ઉદયગઢના મંત્રીવર ! મિ. રૅાય.

" આપની તબીયત બિમાર લાગે છે. શાન્તિથી આ મ્હારી પાસેના આરામ આસનપર બિરાજો ! " મહારાજાએ, મિ. રૅાયને સંભાળ ભર્યું. આતિથ્ય કર્યું.

" ચિન્તા નહિ ! આપ બિરાજો-હુ આપની સામે બેસી શકીશ ! " રૅાય સામે બેઠા.

" મને ખબર મળી કે આપ ઉદયગઢના મહારાજા છો, ને યાત્રાર્થે નીકળ્યા છો. આપનું ધાર્મિક નામ મ્હેં સારી રીતે સાંભળ્યુ છે. ને તેનો પ્રત્યક્ષ દાખલો, આપ જે રાજપ્રકરણ શ્રવણ કરતા હતા. તેથી સહજ મને મળવાની ઇચ્છા થઇ, તેથી આવ્યો. પણ આપને તેથી કશી અડચણ તો થઇ, થતી નથી કેની ! " રૅાયે ખુલાસો કર્યો.

" એક જરા પણ નહિ. હવે મને કહેશો કે આપ કોણ છો ?"

" હું અલ્હાબાદની કોર્ટમાં પ્રેકટીસ કરૂં છું. ત્યાંની બારનો એક બેરીસ્ટર છું. મ્હારૂ નામ મનહર કુમાર રૅાય છે. "

" વાહવા ! તમારૂં નામ તો મ્હેં બહુવાર સાંભળ્યું છે. તમે ઉત્તરના એક સારા કાયદાબાજ વખણાયલા બેરીસ્ટર છો. વધારે જાણવાનું તો એ થયું, કે હું પ્રવાસે નીકળ્યો, તે સમયમાં મ્હારે એક કુશલ દીવાનની જરૂર પડી, ને તેમાં આપનું નામ પણ કોઇ હીતસ્ત્રીયે રજુ કર્યું હતું. પણ—

" તે સમયે મ્હારાપર રેલ્વે અકસ્માત થયો હશે. અને મ્હેં જળ-નિવાસ કર્યો હશે;"

" તેમાંથી આપને પ્રભુએ બચાવી લીધા ?"

" હા; કદાચ થોડાં આ ભવનાં કર્મ બાકી હશે! મને કશું ભાન કે ખબર ન્હોતી; જ્યારે સાગર સંગમમાંથી સૂરજનો બહાર કહાડીને અહીં લાવ્યા ને તેમણે આ દેહને બચાવી શુદ્ધિ આપી, ત્યારેજ મ્હેં જાણ્યું, કે હું તે હું પોતે છું !"

" હવે તો આપની તબીયત સારી છે !"

" હા, હવે આરામ થવા લાગ્યો છે."

" આપના કુટમ્બને આ ખબર કરી તો હશેજ !"

" હું મ્હારી જાત માટે એકલોજ છું ?"

" તો આપને અમારી તરફની જે મદદ જોઇએ, તે બેલાશક લ્હેશો. હું આપનું નામ, કુશલતા, અને વિદ્વત્તા જાણું છું. મને તમારે માટે માન છે. વળી એમ પણ કહેવા દેશો, કે તમારી ઇચ્છા હોય, તો તબીયત સુધરતાં સુધી અમારી સાથે પધારો. હવે અમે અહીંથી દ્વારિકાં પુરી રણછોડરાયજીનાં દર્શને જવાંના છીયે. મારી સાથે મ્હારાં રાણીશ્રી પણ છે. વળી જો તમારી ઇચ્છા હશે, તો અમારા મંત્રીપદનું માન મેળવી શકાશે. હાલ તો હું મ્હારા એક વિશ્વાસુ ખાનગી સેક્રેટરીને હસ્તક રાજ સોંપીને આવ્યો છું !"

" આપની સત્તા સ્વતંત્ર હશે !"

" હા; રેસીડેન્ટ કે પોલીટીકલ એજન્ટ નથી; પરંતુ લૅફટેન્ટ ગવર્નર સાહેબની મદદ કામ પડે લ્હેવાની !"

" મંત્રીપદ માટે પણ ?"—

" ના-તે મારી મરજી ઉપર. ફકત તેને લખી જણાવવું પડે ખરૂં; કારણ કે રાજની જોખમદારી ખાતર !"

મંદારિકા.



હે પ્રભો ? હવે મ્હારે શું કરવું ? ભા.૨પ્ર.૬ પૃ ૧૫૭.

"તમારી મહત્તા, સદ્ગુણ, ઉચ્ચ ભાવના અને ન્યાય મૂર્તિ તરીકે પ્રજા પાલન કરવાની પ્રતિજ્ઞા, મેં જાણી છે. હું ઇચ્છું છું, કે તમારા રાજ્યની સેવા કરવાનો મને પ્રસંગ મળે!"—

"અસ્તુ! ત્યારે આપણાં સાક્ષીભૂત અંતઃકરણનો ભાવ, ઇશ્વર પાર પાડે!"—

વાંચનાર? આટલુંજ જાણવાનું ત્હારે માટે બસ થશે.

ટુંકમાં સમજી લ્હેવાનું એજ છે, કે ભાગ્ય યોગ બળવાન છે. ઉદયગઢના મંત્રીવર તરીકે આ રીતે સ્હજવાતમાં મિ. રૅાય નિમાયા છે. ને તે વાત વર્તમાન પત્રદ્વારા આપણી મદઘેલી મંદારિકાના જાણવામાં આવી છે; પણ તે દરમ્યાન મંદારિકાની શી સ્થિતી થઇ છે, એ તરફ નજર કરીએ.—

---

## પ્રકરણ ૬ ઠું.

---

અટુલી જીંદગીનું અસુખ! એક સ્વપ્નું.

"જોડી વીણ જગત વૃથા જગ જાણ"

*　　*　　*

"ન કીજીયે પ્રીતડી અજાણી ન કીજીયે;
ન લીજીયે મારગ અજાણ્યોન લીજીયે—"

મુદ્રાપ્રતાપ.

સહચરી મધુરીનો સત્સંગ છુટો થયો. અને પૂર્વાનુબંધી સુમન પણ પ્રસંગથી અલગ થયો! મંદારિકા એકલી રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરવા લાગી! થોડા કલાક મનના દુઃખિ તરંગોએ અવ્યવસ્થિત વિચારપર ચડીવીને છેવટે નિદ્રાદેવીએ ઘેરી લીધી; સ્વપ્નાના

વિમાનમાં પૂર્વાનુભવ અને આધુનિક માર્ગ પર ચડાવી દીધી. મહાકવિ કાલિદાસના શાકુન્તલનું ભાન થયું ! જાણે તે નાટકજ કેમ તેની મુખમુદ્રા અને નયન સામે ભજવાતો હોય ! વચનપર વિશ્વાસ રાખીને, કામાગ્નિ પ્રજ્વળીત બાળા ઠગાણી, અને દુઃખને અંગે પસ્તાણી ! આહા ! તેણે સ્વપ્નામાં શું જોયું ! પ્રથમ પોતાનું સૌંદર્ય ! કોણે વખાણ્યું ? કોણે વર્ણવ્યું ! યયાતિ રાજા દુષ્યન્તે ! કોણે ચિતર્યું ? મહાકવિ કાલિદાસે ! રંગ ભુમિપર ભજવતાં પત્રોએ તેને દીપાવ્યું ! જોનારે તેનો સત્કાર કર્યો, વાંચનારે આનંદ રસ ઝીલ્યો !—

" અધર કુંપલીયા જેવા, ભૂજ કોમલ જેવી વૃક્ષની ડાળ;
પુષ્પ સરીખું યૌવન, જોતામાં મન હરે છે તત્કાળ !

પૌરવ કૂળ દીપક રાજાએ, યૌવની મુનિ કન્યાપ્રતિ મોહભાવે જોઇને શબ્દવેધી બાણ તાક્યું !–મુગ્ધ કન્યાની કાન્તિયે માત્ર રાજાનેજ મોહવશ કર્યો, એટલુંજ નહિ પણ ભમરોએ આશક્ત થયો; પ્રેમયોગતો નિમિત્ત માત્ર બની ગયો ! રક્ષક તરીકે રાજા પ્રકટ થયો, ને પ્રેમપાશ બન્ધનમાં સપડાઇ ગયો !–

" નિર્મલ મન મુજ એને, લોભાઇ જે ઘડી ઘડી જોય;
તે પરથી ક્ષત્રીને, વરવા લાયક ન તે કયમજ હોય !

જરાવારે ભ્રમરના પ્રકોપથી કન્યા ચળિત થઇ, તે સખીઓએ મદન–રાગનાં કુસુમોથી વધાવી. પ્રેમ કુસુમમાળા દુષ્યન્તને પહેરાવવાનો પ્રસંગ આવ્યો; મનમાની માનુનીએ સહજ રીતે ગ્રાહ્ય કર્યો–કરાવ્યો. ગાંધર્વ લગ્ન થઇ ગયું, પ્રેમનું પાન થઇ ગયું ! આહાં ! ત્યાં મંદારિકા ચમકી ! કોનું પાન થયું ? પેલા સુમન સમાન મધુકરનું, કે મી. રોય બેરીસ્ટર જેવા રાજા દુષ્યન્તનું !—

ખરે મી. રોયની વ્હાલી બનેલી મંદારે પાછું સ્વપનું જોયું ?—

શું જોયું ?–પરિત્યાગઃ–માબાપની રજા વિના, વડીલની આજ્ઞા વિના, યુવાન બાળાએ જાણ્યે–અજાણ્યે પ્રેમપાન કર્યું, સાક્ષી વિના ગાંધર્વ લગ્ન કર્યું, તેનું ફળ મળ્યું; શ્રાપથી કહો, કે કર્મ યોગે કહો, પણ વિપરિત થયું !

" પ્રથમ આજ્ઞા માબાપ તણી લીજીયે,
તે પછી વિચારીને કામ બીજાં કીજીયે.
અજાણ્યું ફળ ન ખાઇયે,
અજાણ્યે આરે ન જાઇએ,
અજાણ્યું પાણી નહિ પિજીયે, + +

મુદ્રાપ્રતાપ.

કવિવર કાલિદાસે ચિતર્યું, કે—

બન્યો મૂઢ હું કે આ, મિથ્યા વાણી વદે છે એ વ્હેમ ?
દારા ત્યાગ કરૂં કે પર સ્ત્રી સ્પર્શથી લઉં દોષ એમ.

આખરે પરિત્યાગ થયો ! શકુન્તલા રોતી, આંખ્યો ચોળતી, રાજપદાધિકારીણી થવાની મહા આશાથી વિમૂખ બની, વિમૂઢ બનીને રાજદ્વારથી અળગી થઈ; મુદ્રિકાના શ્રાપથી સ્વર્ગભૂવનમાં ગઇ; આખરે મરિચી ઋષિના આશ્રમે પિતા, કણ્વની માયામાંથી છુટીને ગઇ !

"કરશો નહિ રે કોઇ અજાણી પ્રીત !
છાની પ્રીતિમાં મોટી ભીંત—

*　　*　　*　　*

માબાપે મુજને તજી, જન્મ થતાં વનમાંય ;
પરણીને પતિએ તજી, રહી રખડથી આંહ્ય—

એટલામાં આંખ ઉઘડી ગઇ ! મી. રોય કયાં હતો ? મંદારના

મનમાં, માત્ર જળાશ્રયે! અને કુદરતના પ્રયાણમાં ઉદયગઢના અમાત્યના પદ ઉપર!—

મંદાર, રેલ્વે રસ્તે વતનમાં આવી પહોંચી–પણ ત્યાં શું બન્યું?–પિત્રાઇઓના અંધ લોભનો ભોગ થઇ! દુર્યોધને દુસ્મની કરી! ધર્મરાજા જેવા મહારાજને, સ્વાર્થ ખાતર પીડા કરી! દ્રૌપદી જેવી સતીની લજ્જા લૂટી! મંદારને પણ એજ સ્થિતીએ ચલાવી!

વાંચનાર? આખરે કયાં જઇ ચડી? મહા અઘોરવનમાં! પણ તે મ્હેલાં!–ઉદયગઢના અમાત્ય મંદિરની ઝાંખીએ!

---

## પ્રકરણ ૭ મું.

### ઉદયગઢની રાજધાનીનો નવો અવતાર.

ઉદય મહારાજાએ, પોતાના રાજયની લગામ કુશળ ધારાશાસ્ત્રી મિ. મનહરકુમાર રૉયને આપી. અને અમાત્યપદનો પોશાક આપતાં એટલું જણાવ્યું કે.—

ઉદયનગરની પ્રજા તે મ્હારો પ્રાણ છે! તેને દુભાવવી એ મારા આત્મપ્રભુને દુભાવ્યા બરાબર છે! હું પોતે સનાતન આર્ય ધર્મનો ચુસ્ત હિમાયતી છું! બ્રિટીશ સામ્રાજયની કેટલીક ગ્રાહ્ય કરવા યોગ્ય રાજયનીતિનો પુજક, ગ્રાહક, અને પોષક છું. બ્રિટીશ રાજય માટે મ્હારૂં ઉમદું મત છે? "રાજને અંતે નર્ક" એ કહેવતને હું એટલાજ માટે ધિઃકારૂં છું કે, વ્યસનાદિ પરાવસ્થાને લીધે નમાયા ને નમાલા થઇ પડેલા જે કોઇ દેશી રાજવંશીઓ છે, તેણે પોતાની નબળાઇને લીધે ઘણાને નબળા બનાવ્યા છે; તે તો ભલે–પણ રાજય અમલમાં હમેશાં અમલ અને અમલદાર સિધા તથા ન્યાયીજ હોવા

જોઇએ. જાત્યાભિમાન અને દેશાભિમાન* હોવું જોઇએ. અને પ્રજાનું ઐક્ય તથા રાજાની રહેમ, તે દેશના ઉદયનું ચિન્હ છે, એમ

*દેશાભિમાન અને જા િયત્વ એ બે જુદી જુદી વસ્તુ છે. દેશાભિમાન આખા દેશને માટે વ્યાપક છે; જાત્યભિમાન માત્ર જાતિપરત્વે છે; આખા દેશની એકજ જાત હોવાનો પ્રસંગ નાના જીલ્લાઓ કે પ્રાંતોમાં સંભવિત છે, પણ હિન્દુસ્થાન કે અમેરિકા જેવા મોટા દેશોને માટે તે વ્યાપક હોવાનું સંભવતું નથી. હિન્દી એ કોઇ જાતિ નથી, પણ પૃથ્વીના અમુક ભાગમાં વસનારા લોકોની એ ઓળખ છે. હિન્દી તરીકે હિન્દુસ્થાનનું અભિમાન ધરાવવું સંભવે છે, પણ હિન્દી તરીકે કયી જાતિનું અભિમાન એક વ્યક્તિ ધરાવી શકશે? મુસલમાન પણ હિન્દી છે હિન્દુ પણ હિન્દી છે, પારસી પણ હિન્દી છે, ખ્રીસ્તી પણ હિન્દી છે અને જૈન પણ હિન્દી તેઓનો ભેદ ધાર્મિક છે. પણ હિન્દમાં ધાર્મિક ઉપરાંત જાતિ અને વર્ણભેદ છે. વડનગરા બ્રાહ્મણ તરીકેનું અભિમાન ઘણું તીક્ષ્ણ જણાય છે, પણ બ્રાહ્મણ જાતિ આખા દેશમાં વ્યાપક હોવાથી તેનું અભિમાન જેવું જોઇએ તેવું જણાતુ નથી. ગુજરાતી તરીકે અભિમાન લેઇ શકાય, પણ ગુજરાતી બ્રાહ્મણ તરીકેનું અભિમાન શિથિલ હોય છે. વર્ણભેદ અને જાતિભેદ હોવા છતાં એક ધર્મનું અભિમાન જોર કરી શકે છે, તેમ વર્ણભેદ અને જાતિભેદ હોવા છતાં એક દેશનું અભિમાન જાગૃત કરી શકાય છે. હિન્દમાં જાતિઓ ઘણી છે, ધર્મવિષયમાં મતમતાંતરો ઘણા છે, બોલી ઘણી છે, લીપિ ઘણી છે, દેશનો વિસ્તાર એટલો મ્હોટો છે કે તેમાં સર્વ પ્રકારનાં આબોહવા છે. આ સ્થિતિમાં પ્રાચીન લોકોએ દેશાભિમાન જાગૃત કરી શકાય તેમ માનેલું લાગે છે. એ દેશાભિમાન તે આજે પશ્ચિમમાં

સમજાવું–સમજવું જોઇએ. મેં એક વર્તમાન પત્રમાં એ લેખ વાંચ્યો છે, તે આ પ્રમાણે છે; જે માટે તમારૂં લક્ષ ખેચું છું. હું તમારે

---

જેને patriotism કહે છે તે જાતનું જડ, આલોકના લાભાર્થે સ્વીકારાતું અભિમાન ન હતું. પ્રાચીન લોકોએ દેશનો પ્રેમ દૃઢ કરવાને, જાગૃત કરવાને, તેને સદૈવ જીવતો રાખવાને એ દેશાભિમાનને દૈવી બનાવ્યું છે, તેને પરલોક સાથે જોડયું છે. આખા દેશને પવિત્ર બનાવ્યો છે. ગુજરાતી, મરાઠી, બંગાળી, મદ્રાસી, પંજાબી, મારવાડી, માલવી, બીહારી, સિંધી, સૌરાષ્ટ્રી આદિને કોઇ પૂછે, કે ભારતભૂમિ, આર્યાવર્ત, હિન્દુસ્થાન એટલે શું ? હવે પણ જે ભૂમિમાં જન્મ લેવાની, જે ભૂમિનાં અન્ન પાણી ભોગવવાની ઇચ્છા કરે તે ભૂમિ; જે ભૂમિમાં મોટા મોટા વિદ્વાનો થયા છે, ઋષીમુનીઓ થઇ ગયા છે, સાંઇ, મૌલા, ફકીરાદિ સાધુસંતો અને આચાર્યો થઇ ગયા છે તે ભૂમિ; જે ભૂમિમાં ધર્મનું સર્વ દિશાએથી અવલોકન થયું છે, જયાં સર્વ ધર્મોના સિદ્ધાંતોનાં પ્રતિબિંબ કે મૂળ મળી આવે છે, જે ભૂમિમાં ભકતજનોએ રામરહીમની અલૌકિક ભકિતનો ઉપદેશ કર્યો છે, જે ભૂમિની આસપાસનો સાગર પવિત્ર, આલોકનાં દુઃખોમાંથી મુકત કરી પરલોક સાધી આપનાર છે, જે ભૂમિની મોટી નાની સરિતાઓ મનુષ્યને સ્નાનથી, દર્શનથી અને નામ સ્મરણથી સુખ આપનારી થઇ છે, જેનાં પહાડો અને ડુંગરો મહાત્મા સાધુઓનાં અને વીર પુરૂષોનાં ચરણથી સેવાઇને પવિત્ર થયાં છે, જે ભૂમિનો એક પણ ખુણો દૈવત્વ વિનાનો રહ્યો નથી તે ભૂમિ. દરેક સ્થાનના એક એક અધિષ્ઠાતા દેવની કલ્પના કરીને પૂજ્ય બનાવેલાં સ્થાન માત્ર હિન્દમાંજ છે, અને તેથી તે ભૂમિની પવિત્રતા હિન્દીના હૃદયમાં વસે

માટે ઘણું માન ધરાવું છું. તમે પ્રવીણ તથા હાલના ચાલુ કાળના રાજદ્વારી નર છો થોડાજ સહવાસમાં તમારી પ્રાણ પ્રકૃતિ મ્હેં જાણી છે. જે વધુ પ્રસંગે વધુ જાણી શકીશ. પરંતુ મ્હારૂં રાજ્ય બંધારણ, રીતિ, ન્યાય ને દયા એવા પ્રકારનાં છે, કે મ્હારી પુત્રી

---

છે. બંગાળી, મદ્રાસી, મરાઠી, ગુજરાતી, સિંધી, પંજાબી, બીહારી, કે કોઇ પણ ભાગનો પુરૂષ રામ કૃષ્ણ, મહાવીર, શંકર, રામાનુજ, મધ્વ, નિંબાર્ક, વલ્લભ, કબીર, મીરાં, નરસિંહ, ચૈતન્ય, તુકારામ, ચીસ્તી, ખ્વાજા, નાનકાદિનાં ચરણથી પૂજા વલી ભૂમિ માટે શું પૂજ્યભાવ ધરાવતો નથી ? પ્રતાપ, પૃથિવીરાજ, સિદ્ધરાજ, વનરાજ, ભોજ, વિક્રમ, અકબર, શિવાજી, રણજીતસિંગ, ટીપુ, અલીવર્દીખાન, મહાદાજી સિંધિયા, મલ્હારરાવ હોલકર, હૈદરાદિનાં જીવનો હિન્દુસ્થાનના વતનીના હૃદયમાં એક સરખું માન અને પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે. પરતું તે સર્વના કરતાં પણ પ્રથમ જે ધાર્મિક પવિત્રતા, દૈવત્વનું આ ભૂમિમાં આરોપણ કરી તેનાં જે ગીત ગાવામાં આવ્યાં છે તેનાથી ઉત્પન્ન થતું માન અભિમાન, પૂજ્યભાવ ઉત્કૃષ્ટ છે, પાશ્ચાત્યના સ્વીકારેલા દેશાભિમાન કરતાં ઉત્કૃષ્ટ છે. જ્યારે પશ્ચિમનું દેશાભિમાન માત્ર આલોકમાં પોતાની શ્રેષ્ઠતા સ્થાપવાને ખપ લાગે છે, ત્યારે ભારતવર્ષનું દેશાભિમાન આ લોકમાં અને પરલોકમાં સુખ આપનારૂં બનાવેલું છે, કોઇ પણ દેશના લોકો અત્રે આવી વસે તેમને મોક્ષ દેનારૂં ઠરાવેલું છે. રોમનો, યુનાનીઓ, ઇરાનીઓ વગેરે પ્રાચીન પ્રજાઓનું જાતીયત્વ અને દેશાભિમાન આજે નષ્ટ થયાં છે, ત્યારે ભારતભૂમિ પ્રતિનો પૂજ્યભાવ હિન્દીઓનાં હૃદયમાં સદા જાગૃત રાખવામાં આવ્યો છે, અને તે જાગૃત રાખવાને લેવાયેલો માર્ગ અત્યુત્તમ છે. ૧૨-૫-૧૮ (ગુ.)

પૂર્વ પેઢી એકજ રીતે ઉદય નગર ટકાવી રહી છે. ને તે ધોરણેજ આપણે ચાલવાનું છે.

આ હકીકત સાંભળીને મિ. રોચે, પોતાના અનુમત રૂપે મિ. પટેલના* સંભાષણની નકલ વાંચી સંભળાવી અને પ્રજાહીતનો સવાલ પ્રથમજ ઉભો કર્યો !—

---

પ્રજામતની મહત્તાનાં ચિહ્નોનો ઉદય*

મી. પટેલનું વડોદરામાં ભાષણ. ૨૬–૫–૧૮ (ગુ.)

પશ્ચિમ ભણીના દેશો, સ્વાતંત્ર્ય અને બહુમતવાદ સ્થાપવાને માટે, જગતે કોઇ પણ વેળાએ પૂર્વે નહીં જોયેલું એવું દારૂણ યુદ્ધ લડે છે; લાખો નહીં, પણ કરોડો મનુષ્યોનો સર્વ સંપત્તિઓનો ભોગ તે માટે આપી રહેલાં છે. એ યુદ્ધ અત્યારે પશ્ચિમ ભણીના દેશોમાંથી એશીઆ તરફ આવતું જાય છે; અને આપણી માતૃ-ભૂમિ–હિન્દને પણ તેથી સાવચેત રહેવાને માટે ના. શહેનશાહની સરકારે સંદેશો મોકલી તૈયાર થવા અને સર્વ પ્રકારના ભોગ આપવા માટે કહેવરાવ્યું છે. હિન્દ તે માટે તૈયાર થવાને માટે પોતાથી બનતું કરે છે, અને કરશે. ના. શાહેનશાહના સંદેશાનો સંપૂર્ણ સત્કાર કરવાની આપણી સૌની, આપણા દેશી રાજ્યકર્ત્તાઓની, તેમજ આખા હિન્દની પ્રજાની ઇચ્છા છે; છતાં, આપણને સંશય રહે છે કે, આપણી શકિત તેવો સત્કાર કરવા પૂરતી છે કે કેમ ? અને જો ન હોય તો શા કારણથી નથી, અને તે કેમ આવી શકે ? દિલ્હીમાં ના. વાઇસ-રોયે જે યુદ્ધપરિષદ બોલાવી હતી તેમાં સ્પષ્ટ રીતે એમ કહેવાયું હતું કે અમારી ઇચ્છાઓ ના. શહેનશાહના સંદેશાનો સંપૂર્ણ સત્કાર કરવાની છે; છતાં, અત્યાર સુધી અમારી ઉપર રાજ્ય કરવા

માટે જે શાસન પદ્ધતિઓ ગ્રહણ કરાઇ છે તેથી અમારી શક્તિઓ જો કે સર્વથા લોપ પામી નથી તો પણ ઘણી નબળી તો જરૂર પડી ગઇ છે. અમારી શક્તિઓને ઉત્તેજિત કરવા માટે વર્તમાન રાજ્ય-પદ્ધતિ દૂર કરી પ્રજાને જવાબદાર રહે એવું રાજ્યતંત્ર કરો: તેની સાથે જે હેતુઓથી આ યુદ્ધમાં મિત્રરાજ્યો ભોગ આપે છે તે સ્વાતંત્ર્યના હેતુઓ અમને પણ લાગુ પાડો; એટલે કે આપણને વારંવાર ભાર દઇને એમ જે કહેવામાં આવે છે કે, અંગ્રેજ સરકાર નાની કે મોટી સર્વ પ્રજાઓને સ્વતંત્રતાથી પોતાનું રાષ્ટ્ર ચલાવવા માટે જે ભોગ આપવાનું કહે છે, તે સૂત્ર અમને પણ લાગુ પાડો. જ્યારે તમે તે નિયમ અમને લાગુ પાડશો, ત્યારે અમને સહેજે સહેજે ઉત્સાહ અને ઉત્તેજન મળશે; અને અમે ના. શેહેનશાહની આજ્ઞાનો સત્કાર કરીશું.

આવો મહાધ્વનિ જ્યારે હિંદમાં સર્વત્ર થઇ રહ્યો છે, ત્યારે દેશી રાજ્યોની પ્રજામાં પણ એ નાદની અસર થાય એ જનસ્વભાવને અનુસરતું છે. બ્રિટીશ હિંદમાં રહેતા પોતાના ભાઇઓ જે સ્વાતંત્ર્યને માટે આટલી બધી લડત લડે છે તેની અસર સ્વાભાવિક રીતે દેશી રાજ્યોની પ્રજાઓમાં થઇ છે, અને તેથીજ હિંદની નવી રાજ્યઘટનામાં દેશી રાજ્યોને પ્રજાકીય શાસન અનુસાર સ્થાન મળવું જોઇએ, એવી માગણીઓ થઇ છે. ખુદ દેશી રાજ્યકર્ત્તાઓએ પણ પોતાની પરિષદ્ ભરી ચોક્કસ માગણીઓ કરી છે. દેશી રાજ્યકર્ત્તાઓમાં આવી મહત્ત્વાકાંક્ષા અને અભિલાષઓ ઉત્પન્ન થાય એ જો કે હર્ષની વાત છે, તો પણ તેની પાછળ દેશી રાજાઓની પ્રજાની મહત્ત્વાકાંક્ષા અને અભિલાષાઓનું પ્રેરક બળ છે કે એકતંત્રરાજ્ય ચલાવવાની અંગત અભિલાષાનું બાહ્યરૂપ છે, તે હજુ આપણને સમજાયું નથી. દેશી રાજ્યોની પ્રજાઓમાંથી પ્રજાકીય સ્વા-

તંત્રને માટે અત્યાર સુધીમાં જે માગણીઓ થઇ છે અને તેને અંગે જાહેરમાં કે વર્તમાનપત્રોમાં જે ચર્ચાઓ ચાલે છે તે જોતાં, કદાચિત પ્રજાની મહત્વકાંક્ષાઓ અને અભિલાષાઓના પ્રતિનિધિઓ તરીકે રાજ્યકર્ત્તાઓની પરિષદે માગણીઓ ન કરી હોય, પણ પોતાની સ્વસત્તા વધારવાને માટે માગણીઓ કરી હોય. આપણે તે થોડા વખતમાં જાણી શકીશું. કેમકે ના. હિંદી પ્રધાન થોડા સમયમાં પ્રજાને જવાબદારીવાળા રાજ્યતંત્રની નવી યોજના બહાર પાડશે, એમ વકી છે. ખુદ દેશી રાજ્યોની પ્રજાઓ પોતાના મહત્ત્વની અને પોતાની સ્વતંત્રતાની ભાવનાથી જાગૃત થઇ છે. દેશી રાજ્યોની પ્રજાની દૃષ્ટિએ તેમના રાજ્યતંત્રની ઘટનામાં પોતાના અભિપ્રાયનું વજન પાડવાનો દાવો કેટલાક અભ્યાસીઓએ રજુ પણ કર્યો છે. અને તેમણે એવી માગણીઓ કરી છે કે દેશી રાજ્યકર્તાઓ તથા તેઓની પ્રજાઓ શેહેનશાહતનાં અંગો છે અને અંગો હોઇ શહેનશાહતની દરેક જવાબદારીઓ સ્વીકારે છે અને તેથી નવી રાજ્યઘટનામાં શાહી મંત્રમંડળોમાં, બ્રિટીશ હિંદની ધારાસભામાં નહીં, સ્થાન તેમને મળવુંજ જોઇએ. બ્રિટિશહિંદની પ્રજા જેટલો અવાજ દેશી રાજ્યોની પ્રજાનો અવાજ અનેક રાજકીય મુશ્કેલીઓથી જો કે ઉઠી શકતો નથી, પરંતુ એથી એક વસ્તુ સિદ્ધ થાય છે. તે એ કે દેશી રાજ્યોની પ્રજાઓમાં પણ જાગૃતિ આવી છે, મહત્ત્વાકાંક્ષાઓ ઉઠી છે અને અભિલાષાઓ પ્રકટી નીકળી છે. તે પ્રજાના પ્રયત્નો સિદ્ધ થાય એમ હું ઇચ્છું છું, પણ તેઓના કેળવાયલા કાર્યકર્ત્તાઓનો સમૂહ હજુ સંપૂર્ણ તૈયાર નથી એટલે તેઓ કેટલા ફળીભૂત થશે, એ વિષે શંકા રહે છે.

બાહ્ય અંકુશને બદલે પ્રજામતનો આંતર અંકુશ.

નવી રાજ્યઘટનામાં દેશી રાજ્યોને કેવું સ્થાન જોઇએ તે

સંબંધી દેશી રાજ્યકર્તાઓ અને તેઓના મંત્રીવર્ગે રજુ કરેલી યોજનાઓ અને દેશી રાજ્યોની પ્રજા તરફની જે યોજનાઓની સરખામણી કરતાં લાગે છે કે, દેશી રાજ્યકર્તાઓએ પ્રજાના ખરા આગેવાનોને વિશ્વાસમાં લઇ યોજનાઓ તૈયાર કરી રજુ કરી હત તો તેઓ પોતાને માટે અને પોતાની પ્રજાને માટે ઘણા સારા હક્કો મેળવી શકત. બ્રિટીશ હિંદના લોકો, પોતાની સાથે દેશી રાજ્યોનો સંબંધ જોડાય તેમાં નારાજ છે; નવી રાજ્ય-ઘટનામાં દેશી રાજ્યો આખા હિંદને આડખીલી રૂપ થઇ પડે એવો તેમને ભય છે. બીજી તરફથી દેશી રાજ્યકર્તાઓએ એવી માગણી કર્યાનું કહેવામાં આવે છે કે, તેઓના અંદરના વહીવટમાં પોલીટીકલ ખાતું માથું મારે છે તે વ્યવસ્થા કાઢી નાંખવી. ના૦ ગાયકવાડ જેવા સ્વદેશાભિમાની રાજ્યકર્તાઓની પ્રગતિની વૃત્તિને પોલીટીકલ ડખલ કેવળ વિઘ્ન રૂપજ છે; પણ સામાન્ય રીતે નાનાં નાનાં રાજ્યોની પ્રજાઓને માટે પોલીટીકલ ખાતાનો અંકુશ ન હોય તો દેશી રાજ્યોની પ્રજાને રક્ષણનું બીજું સાધન નથી, એટલે આ સંજોગોમાં સરકારે પોતાની દેશી રાજ્યોની પ્રજા પ્રત્યેની જવાબદારીઓનો પ્રશ્ન લાવી પોલીટીકલ અંકુશ દુર કરે, એવો સંભવ ઘણો ઓછો છે; છતાં પોલીટીકલ ખાતાની દેખરેખ દૂર થઇ તો એટલેથીજ દેશી રાજ્યોને શું ઉદ્ધાર છે? અથવા તેમને વધારે હક્ક અથવા સત્તાઓ મળી જાય તેમ છે? મને એમ લાગે છે કે દેશી રાજ્યોની પ્રજા કે રાજાઓની સ્થિતિમાં એવી સત્તા કે હક્કોથી કાંઇ સુધારો થાય તેમ નથી. એક દેશી રાજકર્તાને ધારો કે અંદરના કારભારમાં આડે આવનાર કોઇ તત્વ ન રાખવામાં આવે તો તેથી કરી પ્રજાને સંતોષવાનું કારણ મળશે? કોઇ પણ રાજ્યશાસન અત્યારે ઓછામાં ઓછું પ્રિય હોય તો તે એક વ્યકિતતંત્ર છે. આ કાળમાં એક વ્યકિતતંત્ર રાજ્યની કિંમત

ઘટી ગયેલી છે. જે વેળાએ જગતની સર્વ પ્રજાઓ એમ માનતી થઈ કે છે અને મંતવ્યમાં બ્રિટીશ હિન્દ પણ જોડાયલું છે કે દરેક પ્રજાને પોતાની રાજ્યઘટના પોતાને માટે નિર્માણ કરવાનો હક્ક હોવો જોઈએ, ત્યારે શું દેશી રાજ્યોની પ્રજાઓના મન ઉપર એ સિદ્ધાંતની અસર નહીં થાય? જ્યારે એક તરફ બ્રિટીશ હિન્દમાં સ્વરાજ્યનું નાનું કે મોટું સ્વરૂપ દાખલ થશે ત્યારે શું દેશી રાજ્યોની પ્રજાઓ એકવ્યકિતતંત્ર રાજ્યશાસનને અધીન રહી શકશે? આ સાદી સમજને ધ્યાનમાં લઈ દેશી રાજ્યકર્તાઓએ પોતાની પરિષદ્‌નો કાર્યક્રમ ઘડયો હોત તો તે ઇચ્છા યોગ્ય થઈ પડત. દેશી રાજ્યકર્તાઓએ પોતાની પ્રજાના આગેવાનોને વિશ્વાસમાં લઇ જો પોતાની માગણીઓ રજુ કરી હોત તો કોઇ અપૂર્વ યોજનાઓ તેઓ બતાવી શકત. એથી આટલી વસ્તુઓનો લાભ મળત :-(૧) દેશી રાજ્યકર્તાઓ પોતાની રાજ્ય પદવી વધારે દૃઢ કરી શકત. (૨) દેશી રાજ્યોના હાથમાં અત્યારેજ સંપૂર્ણ સત્તાવાળું હોમરૂલ–સ્વરાજ્ય છે તે કોઇ રીતે ખંડિત થયા વિના કાયમ રહી શકત; (૩) પોતાની પ્રજાઓની મહત્વાકાંક્ષાઓ અને અભિલાષાઓને સંતોષી પોતાના બળમાં પ્રજાકીય બળને ઉમેરી શકત; અને (૪) વધારામાં બ્રિટીશ હિંદની પ્રજા તેઓને સાથે લેવામાં અત્યારે ડરે છે તે ડરવાને બદલે ઉલટું તેઓ દેશી રાજ્યકર્તાઓની મદદને માટે ઇચ્છા રાખત. આ શી રીતે?

ગાયકવાડ, નિઝામ, સીંધીયા કે મહિસુરની ગણના અત્યારે જે રીતે ૭૦૦ દેશી રજવાડાઓને અંગે થાય છે તે શું યોગ્ય છે? આ રાજ્યો એટલે શું? તેનું મહત્વ કે ગૌરવ કેવું હોવું ઘટે? ના. અંગ્રેજ સરકારે બેલ્જીઅમની પ્રજાના અને તેના રાજાના રક્ષણને

માટે જો આટલા અસાધારણ ભોગો આપવાનું માથે લીધું, તો ગાયકવાડ સરકાર કે એવાં બીજાં હિંદના અગ્રેસર રાજ્યો બેલ્જીઅમ કરતાં કોઇ રીતે ઉતરતાં છે? શા માટે તેઓની સ્થિતિ અને તેઓનું પદ કાંઇ નહીં તો બેલ્જીઅમ જેટલું ન હોય? પણ નથી. આમાં દેશી રાજ્યકર્તાઓને, મારા વિચાર પ્રમાણે જે પ્રકારનો ખ્યાલ પોતાના પ્રજાબળને માટે હોવો જોઇએ તે નથી, એજ કારણ મને તો મુખ્ય લાગે છે. અત્યારે દેશી રાજ્યોના પોતાના સારા અથવા નરસા વહીવટને માટે અંગ્રેજ સરકારને જવાબદાર છે. દેશી રાજ્યકર્તાઓએ પોતાની પ્રજાને જવાબદાર થનારૂં કાયદાપૂર્વક રાજ્યતંત્ર સ્વીકારવું જોઇએ, એટલે કે જવાબદાર રાજ્યતંત્ર પોતાની પ્રજાને પોતાની સ્વેચ્છાથી અર્પવું જોઇએ અને એ રીતે પોતાની પ્રજાને પોતે જવાબદાર થયાથી તેઓની પ્રજા પોતાના રાજ્યકર્તાને બહુ માનથી જોતાં શીખશે અને પોતાના રાજા પોતાના ખરા પ્રતિનિધિ છે એવું આંતરિક જ્ઞાન ધરાવતી થશે; અને આમ થાય તો એટલે કે પ્રજામતનો આંતર અંકુશ દાખલ થયા પછી ઇંગ્રેજ રાજ્યતંત્રના પોલીટીકલ ખાતાના બાહ્ય અંકુશની શી જરૂર રહે તે વિચારવા જેવું છે. અને આવી એકત્ર બળવાળી સ્થિતિ સંભાળ કરી, દેશી રાજ્યકર્તા, સર્વોપરી સત્તા પાસે પોતાની પ્રજાની વતી જઇ શકે અને કહી શકે અમારૂં રાજ્ય બેલજીઅમ જેટલુંજ મોટું અને મહત્વવાળું છે તો જે રીતે તમે બેલજીઅમની સાથે વર્તન કરી શકો છો તેવુંજ વર્તન તમારી પાસે મેળવવાને અમે હક્કદાર છઇએ, આવા મોભાવાળા જવાબથી તેઓ પોતાનો દાવો મજબુત રીતે રજુ કરી શકે અને તેનો અમલ પણ કરાવી શકે. અત્યારે તો પોતાના એકલાના અંગત બળ ઉપર દેશી રાજ્યકર્તાઓને ઉભા રહેવાનું છે. જો આ વસ્તુસ્થિતિનું વાસ્તવિક જ્ઞાન તેઓને ગળે ઉતરે, તો શું

સ્થિતિ કંઇક અપૂર્વ ન થાય ? થાયજ. તેઓ શહેનશાહતના હાલ માત્ર વળગેલા ભાગ છે. તેમ ન રહેતાં ખરી રીતે સુંદર અને સુવ્યવસ્થિત અંગરૂપ બની શકે, જ્યારે આપણા મોટા મોટા દેશી રાજ્યકર્તાઓ પ્રજા બળની ખરી કીંમત આંકતાં શીખે અને પોતાના પરની જે મોટી જોખમદારીઓ છે પણ જેને તેઓ માત્ર વ્યામોહમાં પોતાની પ્રજાઓ પ્રત્યે અમલ ભોગવવાની સત્તા માને છે તે જોખમદારીઓનો બોજો પ્રજાકીય રાજ્યતંત્ર સ્થાપી પોતાની પ્રજાને સુપ્રત કરે ત્યારેજ આ બની શકે.

જુનાં તહનામાંઓ

દેશી રાજ્યોને અંગે જુનાં તહનામાંઓ છે તે તહનામાંઓ ઉપર અત્યારે દેશી રાજ્યકર્ત્તાઓ બહુ ચુસ્ત છે પણ તેઓને અથવા તેઓના મંત્રીવર્યોને હું એમ પૂછું છું કે એ તહનામાંઓ દેશી રાજ્યોને લાભ કરનારાં છે કે નિર્બળ રાખનારાં છે, તેનો કોઇએ અત્યાર સુધીમાં વિચાર કર્યો છે? અને તેમાં સુધારો કરાવવા પ્રયત્નો કર્યા છે? જો દેશી રાજ્યકર્ત્તાઓએ પોતાની પ્રજાઓને સલાહમાં લઇ, નવી રાજ્યઘટનાને અંગે પોતાની માગણીઓ કરી હોત તો દેશી રાજ્યકર્ત્તાઓ પોતાને અને પોતાની પ્રજાને માટે ઘણો મજબુત દાવો રજુ કરી શકત. અને આ ઉપરાંત મોટો લાભ કયો થાત ? દેશી રાજ્યકર્ત્તાઓ પોતાના અંદરનો વહીવટ ચલાવનારૂં જે તંત્ર છે તેને જરા પણ ભવિષ્યમાં જોખમમાં ન મૂકી શકત. આ ઉપરાંત બ્રિટીશ હિંદની પ્રજા જે અત્યારે દેશી રજવાડાઓથી ડરે છે તેનું બળ પણ પોતાની પીઠ ઉપર લઇ શકત. હું જાણતો નથી કે વડોદરા રાજ્ય તરફથી નવી રાજ્ય ઘટનાને અંગે કેવા વિચારો કે યોજનાઓ રજુ થઇ છે. હિંદનાં દેશી રાજ્યોમાં વડોદરા રાજ્ય

જ્યારે પ્રગતિમાં બીજે નંબરે આવે છે ત્યારેજ હું આશા રાખું છું કે વડોદરા રાજ્યે પોતાની જે કાંઇ દરખાસ્તો રજુ કરી છે તે પોતાની પ્રજાને સલાહમાં લઇને જરૂર રજુ કરી હત. દિલ્હી યુદ્ધપરિષદમાં નામદાર ગાયકવાડ સરકાર અને બીજા રાજ્યકર્ત્તાઓ પણ હતા. શા માટે ના. ગાયકવાડ સરકારને કે તેઓના જેવા બીજા વિચક્ષણ રાજ્યકર્ત્તાને માતૃભૂમિનું રક્ષણ કરવા માટે ઉભા થનારા લશ્કરનું સુકાન મળવું ન ઘટે? અંગ્રેજી સરકારનું અત્યારે જો કે ફ્રાન્સ મિત્રરાજ્ય છે, પણ સો વર્ષ પહેલાં નેપોલીઅનના વખતમાં એક દુશ્મન હતું. જો ફ્રાન્સના લશ્કરી સેનાધિપતિના હાથમાં બ્રિટીશ લશ્કરનો કાબુ વિશ્વાસપૂર્વક આપી શકાય છે, તો જેની ખરી માતૃભૂમિ છે તેના રક્ષણનું કામ ના. ગાયકવાડ કે અન્યના રાજ્યકર્તાઓને કેમ સોંપાય નહીં? પણ દેશી રાજ્યકર્તાઓએ પોતાની પ્રજાનું બળ પોતાની સાથે રાખ્યું નથી, અને બ્રિટીશ હિન્દની પ્રજાની હુંફ પણ તેઓ મેળવી શકતા નથી. જો દેશી રાજ્યકર્તાઓ પોતાની પ્રજાને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી તેના પ્રતિનિધિ તરીકેજ દાવોજ કરવાનું પોતાને શીરે રાખે તો સરકારને એ પ્રજાઓની અવગણના કરવાનું પોષાય ખરૂં? હું ઇચ્છું છું કે દેશી રાજ્યકર્તાઓ પોતાની અંગત સત્તાનો ખ્યાલ ઓછો કરી, પ્રજાના ખરા પ્રતિનિધિ તરીકેજ પોતાને તૈયાર કરશે અને તેથી હિન્દની ભૂમિમાં બળવાન રાજ્યકર્તાઓ હજુ પણ ઉત્પન્ન થાય છે, એવું જગતને તેઓ ભાન કરાવશે.

મારૂં કહેવું એમ નથી કે દેશી રાજ્યકર્તાઓ પોતાની પ્રજા પ્રત્યે પ્રેમ ધરાવતા નથી અથવા તેઓના હિત અર્થે કરવાં જોઇતાં કાર્યો કરતા નથી કે તેઓની રાજ્યવ્યવસ્થા સારી નથી. દેશી રાજ્યકર્તાઓ અને તેઓની પ્રજા વચ્ચે હજુ પણ પિતા અને પુત્ર

જેવો સંબંધ છે. તેઓ પોતાની પ્રજાને ચાહે છે, પ્રજા તેઓને ચાહે છે; પણ પરસ્પરના બળની કીંમત જોઇએ તેવી થતી નથી. જેવી રીતે એક કુટુંબમાં સૌથી મોટી વ્યક્તિ–પિતા હોય તે પોતાના સંતાનોની ચિંતા રાખે છે તેને માટે પોતાનાથી અપાય તેટલા ભોગો આપે છે અને સંતાનો પણ તેઓ પ્રત્યે પૂજ્યબુદ્ધિથી જુએ છે તેવી રીતે દેશી રાજ્યો અને તેઓની પ્રજા વચ્ચેનો સંબંધ એક વ્યક્તિતંત્ર શાસન હોવા છતાં કેટલેક દરજ્જે છે; પણ આખા કુટુંબની ચિંતા રાખનાર પિતા પોતાના સંતાનોની વતી બધું કરી નાંખવાની કાળજીની આડે, સંતાનોમાં કેટલું બળ છે તે જોઇ શકતા નથી એટલે સંતાનોનાં બળનું માપ ક્યાંથી કરી શકે? અને તે ન કરી શકે તો તેના બળનો ઉપયોગ તો ક્યાંથી કરી શકે?

**હોમરૂલ અથવા સ્વરાજ્ય.**

હિંદમાં અત્યારે વધારેમાં વધારે પ્રિય શબ્દ હોમરૂલ છે. હોમરૂલ એટલે ઘરનું રાજ્ય; પ્રત્યેક પ્રજા પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો વહીવટ ચલાવે તે હોમરૂલ. કારોબારી મંડળ પ્રજાની ઇચ્છાનુસાર રાજ્યતંત્ર ચલાવે તેવુ હોમરૂલ હિંદ શહેનશાહતના એક ભાગીદાર તરીકે રહી મેળવવા મથે છે. આવી સંપૂર્ણ સત્તાવાળું હોમરૂલ હિંદના ત્રીજા ભાગમાં એટલે કે ૭૦૦ દેશી રાજ્યોમાં છે. અને તેમાં ૭ કરોડ પ્રજા છે, જે સત્તાને માટે બ્રિટીશ હિંદની પ્રજા આટલી જીવતોડ મહેનત કરી રહી છે તે સત્તા તો દેશી રાજ્યોના હાથમાં છે; અને જ્યારે આમ છે ત્યારે દેશી રાજ્યોની પ્રજાના હકોનો પ્રશ્ન કેમ ઉત્પન્ન થયો? દેશી રાજ્યોની અંદરનો વહીવટ દેશી રાજ્યકર્તાઓના હાથમાં છે. પણ ત્યાં એકહથ્થુ સત્તાથી વહીવટ ચાલે છે; આ રાજ્યનીતિ

પ્રજાની મહત્વાકાંક્ષાને માટે બીલકુલ ઉપયોગી નથી, એવી આખી સુધરેલી દુનીઆની મનોભાવના થઇ છે. વળી દેશી રાજ્યકર્તાઓ, ગમે તેવી પ્રેમભાવના પોતાની પ્રત્યે રાખે, તો પણ કારભાર કરવાનું કામ વહીવટી મંડળના હાથમાં રહેલું હોય, અને વહીવટ મંડળ પ્રજાને જવાબદાર નહીં હોવાથી, પ્રજાને સંતોષવાની ખરી જવાબદારીનો તેઓને વાસ્તવીક ખ્યાલ ન રહે તેઓની ઇચ્છા પોતે જેને જવાબદાર છે એવા રાજ્યકર્તાને સંતોષવાની રહે છે. રાજ્યકર્તા ગમે તેટલા ઉત્તમ હોય છતાં વહીવટ કાર્યની હરેકે હરેક બાબતની તપસીલ કે હકીકતમાં ઉતરી શકે નહીં; એટલે વહીવટ મંડળે ભૂલો કરી છે કે નહીં તેની ખબરજ ઘણું કરીને તો તેમને ન પડે; અને ખબર પડે તો પોતાને રાજ્યકર્તાની સાથે સીધો સંબંધ હોઇ, પોતાની ભૂલોને જે પ્રકારનું રૂપ આપવું હોઇ તેવું રૂપ તે મંડળ આપી શકે છે. અને આ રીતે દેશી રાજ્યોમાં જે હોમરૂલ છે તેનાથી પ્રજાને કાંઇ પણ સ્વતંત્રતાનો અવકાશ મળી શકતો નથી. અત્યારે સ્વસત્તાવાદનું બળ આખી પૃથ્વીપર લુલું થઇ ગયું છે. અત્યારે બહુમતવાદનું બળ સજીવન થયું છે. પ્રજાઓની એવી મહત્વકાંક્ષાઓ થઇ છે કે, અમારી સરકાર કે અમારૂં રાજ્યતંત્ર અર્થાત્ પ્રજાનું રાજ્ય, પ્રજાથી રાજ્ય અને પ્રજા માટે રાજ્ય, અને તેમ થવા માટે રાજ્યવ્યવસ્થા, પ્રજાને જવાબદાર થવી જોઇએ. દેશી રાજ્યોમાં અસલથી મહાજનોના નામની સંસ્થાઓ હતી; તેઓ જો કે સલાહકાર તરીકે કામ કરતી; પણ તેનું બળ ઘણું હતું. રાજ્યકર્તાઓ તેની ઇચ્છા વિરૂદ્ધ જઇ શકતા ન હોતા આ સંસ્થાઓનો પુનરૂદ્ધાર કરી, તને આધુનિક ભાવનાથી સંસ્કારી કરી, કાયદાના બંધારણમાં લાવી મૂકવામાં આવે તો દેશી રાજ્યોની પ્રજાઓ

સંપૂર્ણ હોમરૂલનો લ્હાવો લઇ શકે. જે દેશી રાજયકર્તાઓ ખરેખરા સ્વદેશાભિમાની છે અને જેઓ પોતાની પ્રજાને સુખ આપવા ઇંતેજાર છે તેઓનું રાજયતંત્ર શું સારૂં નથી, એમ મને પૂછવામાં આવે, એ સ્વાભાવિક છે. ના. ગાયકવાડ જેવા રાજયકર્તા સ્વદેશાભિમાની છે; તેઓ પોતાની પ્રજાને સારૂં રાજયતંત્ર આપવા માટે ઇન્તેજાર છે એટલુંજ નહીં પણ સારા રાજયતંત્રતાનો લાભ લઇ શકે તેટલા માટે પ્રજાની આંતરિક સ્થિતિ સુધારવા માટે તેઓ અનેક ઉપાયો યોજે છે. પણ અત્યારના વખતમાં એ નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ ચૂક્યું છે કે સારી સરકાર એ પ્રજાને જોખમદાર સરકારનું કાર્ય કરી શકે નહીં.

**રાજયકર્તાઓની મુશ્કેલીઓ.**

દેશી રાજયકર્તાઓની કેટલીક મુશ્કેલીઓનો ખ્યાલ મારી નજર બહાર નથી. દેશી રાજયકર્તાઓનો ઇસ્ટ ઇંડીયા કંપનીની સાથેના તહનામાંઓ તે વખતને અનુકૂલ હતાં; તે સ્વદેશાભિમાની રાજયકર્તાઓની પોતાની કે પોતાની પ્રજાની સ્વતંત્રતાને દાબમાં રાખનારાંજ માલમ પડે છે. એ તહનામાંઓથી અને ત્યાર પછીના વહેવારો દેશી રાજયકર્તાઓ ના૦ શહેનશાહની સરકારને જવાબદાર હોય એતો વ્યાજબી છે, પણ તેના પોલીટીકલ ખાતાના એક નિર્જીવ અમલદારને આધીનજ રહેવું પડે છે. ના. ગાયકવાડ સરકાર અને ના. બ્રિટીશ સરકારની વચ્ચે એલચી એક જોઇએ કે, એક પોલીટીકલ નજરવડે નજર રાખનાર અધિકારી જોઇએ? ચોક્કસ રાજયકર્તા પ્રત્યે પોલીટીકલ ઓફીસરોએ અમુક શંકાની નજરે જોયું અને અમુક રીતે વડી સરકારના કાન જાંભેરવા પ્રયત્ન કર્યો? એક સ્વદેશાભિમાની રાજ્યકર્તા થવું એ ઘણી વાર પોલીટીકલ ઓફીસરોની ખફગી વહોરવારૂપ થઇ નથી પડતું? જે

રાજ્યકર્તાને પોતે પરતંત્ર રહેવાનું હોય તે પોતાની પ્રજાને ક્યાંથી સ્વતંત્રતાનો લાભ આપી શકે કે તેને માટે સ્વતંત્રતા લઇ આવી શકે ? જો એકજ પુરૂષના હાથમાં રાજ્યકારભારની સર્વ લગામ હોય તો તે ઘણી વાર ઇરાદા વિના ભૂલને પાત્ર થઇ પડવાનો સંભવ રહે છે; અને તેથી પ્રજાને સહન કરવું પડે છે. અત્યારનું રાજનીતિનું સૂત્ર છે કે, બળવાનમાં બળવાન સરકાર ઉપર પણ અપીલ કરવાનો હક પ્રજાના ગરીબમાં ગરીબ માણસના હાથમાં હોવો જોઇએ. તો દેશી રાજ્યકર્તાઓ ઉપર અપીલ હોવી જોઇએ. આવી ઇચ્છા તેને ન રહે તે માટે એક યોજના મનુષ્ય બુદ્ધિએ શોધી કાઢી છે અને તે પ્રજાને જવાબદાર રાજતંત્રની યોજના છે. અત્યારે સ્થિતિ શી છે? જૂના વખતમાં કોઇ કોઇ સારા પોલીટીકલ ઓફીસરોએ, ભૂલે ચઢી ગયલા કોઇ દેશી રાજ્યને રસ્તે લાવવા માટે પ્રયત્ન કરેલા, તેનો ખ્યાલ આપણી નજર આગળ ઉભો હોવાથી આપણને એવી ભાવના થઇ ગઇ છે કે, પોલીટીકલ ઓફીસર હોય તો રાજ્ય કે તેના અધિકારી દબાતા રહી અન્યાય ન કરે, પરંતુ અત્યારે ખરા સ્વદેશાભિમાની અને વિસ્તૃત મહત્વાકાંક્ષાવાળા રાજ્યકર્તાઓને અંગે તો પોલીટીકલ અંકુશ નુકશાનકારક થઇ પડે છે કેટલાક પોલીટીકલ અમલદારો, રખેને દેશી રાજ્યમાં ફીતુર, હોમરૂલ કે સ્વરાજ્ય પેસી જશે એવા ખ્યાલથી એટલા બધા કાળજીવાળા રહે છે કે કેટલાંક સ્વદેશાભિમાની પત્રોને પણ દેશી રાજ્યોમાં આવવા ન દેવા માટે પ્રયત્નો કરતા હોય, એમ સાંભળ્યું છે. મારી તો દેશી રાજ્યકર્તાઓને એજ વિનંતિ છે કે તેઓ પોતાનું રાજ્ય પોતાનીજ દેખરેખ નીચે સુંદર રીતે ચાલતું જોવા ઇચ્છતા હોય અને બહારનો અંકુશ ઇચ્છતા ન હોય તો પોતાને ત્યાં તેઓએ પહેલી તકે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવું.

" મિ. રોય ? તમારા વાંચનમાંથી મને બહુ સાર તો નથી મળતો, પણ જવાબમાં એટલુંજ કે, મ્હારી પ્રજાને હોમરૂલ કે સ્વરાજ્ય જોઇતું નથી. જ્યાં મ્હારી વૃત્તિજ પ્રજાને આધીન છે. જ્યાં પ્રજા વાકય એજ મ્હારો અમલ છે. અને પ્રજા મને તેમ કરવાને હેતીજ નથી. પછી બીજો સવાલ શો ? માટે આપને તે સંબંધી ચિન્તા કરવાનું કારણજ નહિ રહે ?–કહો, એ સિવાય બીજું કંઇ પુછવાનું છે ? "—મહારાજાએ બીજો પ્રશ્ન કર્યો.

" મહારાજા સાહેબ ? હવે પ્રશ્ન એકજ એ છે કે " જમીન કોની ? રાજ્યની કે પ્રજાની ? "* મિ. રોયે પુછી લીધું.

" આ સંબંધી એક લેખ હાલ પ્રકટ થયેલા મ્હારી કનેજ છે–" મહારાજાએ તરતજ કહાડી આપ્યો એ લેખ આ પ્રમાણે હતો !

---

* મિ. મ. ચ. પટેલનો લેખ–( ગુ. ૧૯–૫–૧૮ )

જમીન ઉપર રાજ્યની માલિકી, એનો અર્થ એ થાય કે બધી કબજા ભોગવટાની જમીન કાંતો રાજ્યની–ફકત તે રાજ્ય હોવાનાજ સબબે–છે અને તેના ભોગવટાવાળાઓ તેના આધીન પ્રજાજનોજ છે, અગર તો રાજ્યે પ્રજાને નાણાં આપીને જમીન ખરીદી લીધી છે, તેથી તેની તે ઉપર માલિકી છે. બીજા અર્થમાં જમીન ખરીદી લીધાના સબબે રાજ્યની માલિકી વિષે કોઇ પણ પ્રશ્ન ઉઠાવી શકે નહિ, પરંતુ પહેલા અર્થમાં બ્રિટીશ સરકારે એ અર્થ સાબીતી પણ નથી કર્યો તેમજ એ મુદ્દો ઉડાવી દીધો છે અને એ હક્ક નહિ હોવાનું સિદ્ધ થાય, તેટલી હદ સુધી પણ તેઓ ગયા છે. આ વિષે હું હિન્દના જુના વખતથી અત્યાર સુધીની વિગતો રજુ કરૂં છું.

**પ્રજાની માલિકીને મનુસ્મૃતિનો આધાર.**

કોઇ પણ સુધરેલા દેશમાં સાંપ્રત કાળમાં જેમ છે તેમ ભૂતકાળમાં પણ હિન્દુસ્થાનમાં જમીન ઉપર રાજ્યનો હક્ક છે, એવો વિચાર સુદ્ધાં પણ ન હતો. અને એજ સ્વભ વિક છે; કારણ કે કાળનો વિચાર કરતાં પ્રજા પહેલી અને રાજ્ય પછીથી અસ્તિત્વમાં આવે છે, અને તેથીજ એ જમીનનો કબજો ધરાવનારા પ્રજાજનોની તે હોવી જોઇએ, અને તે પછી લોકોના સમૂહે એક સામાજિક સંસ્થા તરીકે રાજ્ય સ્થાપ્યું અને રાજ્યની સેવાના બદલામાં તથા તેના નિભાવ માટે અમુક વેરો નિર્ણીત કર્યો. આ વિચાર આપણા ધારાયોજક મનુએ સ્પષ્ટ જણાવ્યો છે. તે લખે છે કે, " જેણે જંગલો કાપી સાફસુફ કરીને જમીન ખેડી તેનીજ તે ઉપર માલિકી છે, એમ પુરાણા ઋષિમુનિઓ કહેતા આવ્યા છે." ( જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૯ શ્લોક ૪૪ ). મ્હેસુલ કેવી રીતે લેવું; તે સંબંધી પણ મનુ. અધ્યાય ૮ મામાં વિસ્તારથી જણાવે છે કે રાજાએ એક મધમાખીની પેઠે પ્રજાને જરા પણ નુકશાન પહોંચાડયા વિના મ્હેસુલ લેવું અને તે ખેડુતના પાકના છઠ્ઠા આઠમા કે બારમા ભાગ જેટલું હોય. ( કુલ્લુક ભટ્ટ જણાવે છે તેમ આ પ્રમાણનો આધાર જમીનની જાત ઉપર રહે છે) અધ્યાય ૭ શ્લોક ૧૩૦ જણાવે છે કે, રાજા જેમ બીજી ચીજો ઉપર કર લે છે તેવાજ અર્થમાં જમીનના પાકને ઉપર જણાવેલો હિસ્સો તેની તરફથી લેવાય છે. આ જમીન ખેડનારાજ તેના માલિકો છે, એવા ઉલ્લેખો મનુસ્મૃતિમાં સ્થળે મળે છે (અધ્યાય ૮ શ્લોક ૨૩૭-૯ વગેરે જુઓ). વેરો લેવાની રાજ્યને સત્તા અપાઇ છે, ત્યાં રાજાને રક્ષક કહેવાય છે; ( જુઓ અધ્યાય ૧૦ શ્લોક ૧૧૮-૧૧૯-૧૨૦ ). બીજાઓ આ બાબતમાં નિષ્ઠાપૂર્વક મનુના પ્રમાણને અનુસરે છે.

હિન્દુ ન્યાયશાસ્ત્રીઓનો એવોજ મત.

ત્યાર પછી એ પ્રશ્ન અનેક વખત હિન્દુ ન્યાયશાસ્ત્રીઓએ ચર્ચ્યો છે. જમીન કોની છે, તેના સંબંધમાં જૈમિનીની મીમાંસા જણાવે છે કે, રાજાની પોતાની આ પૃથ્વી ઉપર કશી મીલકતજ નથી. વિજેતા રાજાને હારી ગયેલા રાજાની મીલકત મળે છે. ધર્મ-ક્રિયાના અંગ સિવાયની સઘળી મિલકતનો રાજા અધિષ્ઠાતા છે, એ સૂત્રનો અર્થ એ છે કે, તેણે પ્રજાના સંરક્ષને માટે ખેડુતો પાસેથી અમુક કર લેવો અને ગુન્હેગારોને દંડ દેવો. પરંતુ તેને કાંઇક મીલકતનો હક્ક નથી. અને તે પેટે તેને કર મળે છે અને ગુન્હાગારો પાસેથી દંડ લે છે. પરંતુ તેથી તે કાંઇ તેનો માલિક ઠરતો નથી. પૃથ્વી રાજાની નથી, પણ સામાન્ય રીતે સર્વ પ્રજાની છે અને પ્રત્યેક પોતાની મહેનતનો બદલો ભોગવે છે. આ રીતે જમીન પ્રજાની હોવા છતાં દ્રવ્યથી સંપાદિત કરેલી મીલ-કત બક્ષિસ આપી શકાય. આજ પ્રમાણે વેસ્ટ્રોપ સી. જે એ પોતાના ચુકાદામાં સિદ્ધ કર્યું છે. એજ પ્રમાણે પંડિત નીલ-કંઠના વ્યવહાર મયુખમાં પણ તેવુંજ જણાવાય છે. એ પુસ્તક આપણા ઇલાકામાં હિંદુ કાયદાના પ્રમાણરૂપ છે. તેમાં એમ પ્રતિપાદન કરેલું છે કે વિજેતા રાજા તાબે થયેલા રાજાનો વેરો લેવાનો હક્કજ મેળવે છે. એથી વધારે કશા ઉપર તેની માલિકી નથી. આ રીતે રાજાને ફક્ત મ્હેસુલ લેવાનોજ હક્ક છે. ઉપ-રાંત બીજા અનેક ધારા યોજકો આનેજ પ્રમાણરૂપ લેખે છે.

જગન્નાથ તર્ક પંચાનન જણાવે છે કે, બીજાઓનો એવો મત છે કે રાજાની જમીન ઉપર માલિકી નથી તથા તેને પ્રજાની જમીન વેચી દેવાનો હક્ક નથી. કારણ કે ભૂમિ ઉપર સર્વનો હક્ક છે. શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યા પ્રમાણે ઇશ્વરે મનુષ્યોને

રહેવા માટે સૃષ્ટિ પેદા કરી છે; અને મનુ જણાવે છે કે રાજા પ્રજાનું રક્ષણ કરશે; એથી સિદ્ધ થાય છે કે પ્રજા રાજા કરતાં ઓછા બળ-વાળી છે અને તેથી જો કે રાજાના કરતાં પ્રજાની માલિકી ઓછા બળવાળી છે, છતાં તે ન્યાય અને કાયદાના ધોરણે છે, માટે રાજા પ્રજાની જમીન વેચી શકે નહિ. નૃસિંહ પુરાણમાં પરશુરામે બ્રાહ્મણોને આખો દેશ આપી દીધેલો તેને લગતી વાતોના સંબંધમાં મીલ વગેરે કેટલાક અંગ્રેજ લેખકોની ગેરસમજ થયેલી છે. આગળ જતાં એજ વાતોમાંથી એમ સિદ્ધ થાય છે કે પાછ-ળથી પૃથ્વીએ તેના ઉપર વસતા લોકોની મીલકત ખુંચી લીધા માટે એ યોદ્ધાના અન્યાય સામે અરજ કરી હતી અને છેવટે એ જમીન જેમની હતી, તેમને પાછી મળી હતી.

જુનાં હિન્દુ રાજ્યોની પધ્ધતિનો ટેકો

પ્રજાનો આ હક્ક પોતાના નામને શોભા શોભાવનારા હિન્દુ રાજાઓએ બરાબર જાળવ્યો છે અને વિજયનગર તથા બેદનુરનાં દક્ષિણ હિન્દુ રાજ્યોએ પણ તે નિયમ જાળવ્યો હતો. સર થોમસ મનરો પોતાના રીપોર્ટમાં જણાવે છે કે સરકારની માગણી વિજય-નગરની સરકારે અઢીસો વર્ષથી નિર્ણીત ઠરેલી છે અને તેજ પ્રમાણે બેદનુરના રાજાએ પણ ૧૦૦ વર્ષ કરતાં વધારે સમયથી નિર્ણીત ઠરેલી છે કારણ કે એ બધો સમય તેમાં નિર્ણીત ઉમેરણ ભાગ્યેજ ૧૦ ટકા પણ થયું હોય! આગળ ચાલતાં તે જણાવે છે કે જમીન બીજાને સોંપવાના સંબંધમાં કશો અંકુશ નહોતો. કારણ કે ભાડું ન ભરે તે સિવાય, અગર બક્ષિસ અથવા વેચાણ સિવાય, માલીક પાસેથી તેની જમીન લઇ શકાતી નહોતી. જો કોઇ માલીક પાસે નાણાં વસુલ થયા વિના બાકી રહે તો તેની મીલકત બીજાને અપાતી, પરંતુ પાછળથી! જો તે અગર તેના વારસો

એ નાણાં ભરે તો એ ફેરબદલીનું વ્યાજબી ખર્ચ વગેરે ભરીને પોતાને કબજો પાછો મેળવી શકે. મી૦ થેકરી ૧૮૦૭ ના પોતાના રીપોર્ટમાં જણાવે છે કે આ સંસ્થાની પૌરાણિકતા તેના પથ્થરો તથા ધાતુ ઉપરનાં લેખનોથી સ્પષ્ટ થાય છે. તેમાં પુરાણા સમયમાં અપાતાં ગ્રાન્ટો વગેરે સૂચવાયેલું છે અને તેથી તે બહુ પહેલાંના સમયનાં હોવાનું સિદ્ધ થાય છે. બેદનુર, વિજયનગર તથા મહીસુરના રાજાઓ પણ પ્રજાના હક્ક સામે પ્રશ્ન કર્યો નથી અને કોઇ પણ સરકાર જો તે હક્ક સામે માથું ઉંચકે તો તેણે જેમ ફ્રેન્ચ સરકારે કુલિન વર્ગો વગેરેની ખાનગી મીલકત જપ્ત કરવાનું પગલું ભર્યું હતું, તેવું ગણાશે.

પેશ્વાઇ અમલનો ટેકો

એજ પ્રમાણે પેશ્વા પાસેથી જીતી લીધેલી જમીનના સંબંધમાં માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન પણ પોતાનો અનુભવ એવાજ અર્થમાં આપે છે.

સને ૧૮૧૯ માં મીરાસી પદ્ધતિ વિષે તે લખે છે કે, "ખેડુતોનો મોટો ભાગ પોતાની મિલકતોનો માલિક છે, માત્ર સરકારે ઠરાવેલું મહેસુલ તેમને ભરવાનું છે, તેમની માલિકી વંશપરંપરાની અને વેચી શકાય એવી છે અને તેઓ પોતાનો કર ભર્યા જતા હોય ત્યાં સુધી તેમનો ભોગવટો કદી પણ છીનવી લેવાયો નથી, અને કર ન ભર્યા માટે જમીન લઇ લેવાયલી હોય તો ઓછામાં ઓછા ૩૦ વર્ષ દરમ્યાન લહેણી રકમ ભરીને તેઓ પોતાની જમીન પાછી મેળવી શકે છે. તેમની મહેસુલ નિશ્ચિત ઠરાવેલી હોય છે." સમસ્ત મહારાષ્ટ્ર પ્રદેશમાં એવો લોકમત પ્રસરેલો છે કે, જુના હિન્દુ રાજ્ય અમલમાં સઘળી જમીન મીરાસીઓના કબજા ભોગવટાની હતી.

## બ્રિટીશોએ સ્વિકારેલું એવુંજ ધોરણ

જ્યારે બ્રિટીશોએ પહેલવહેલા કાનરા જીલ્લામાં આવીજ પદ્ધતિ વ્યવહારમાં મૂકી ત્યારે પણ જમીન પ્રજાની માલિકીની હોવાની માન્યતાજ હતી અને તે સમયનો કલેકટર મી૦ મોહટઞી તે કબૂલ પણ કરે છે.

લગભગ સર્વ યુરોપીઅન વિદ્વાનો પણ હિન્દુના આ ધારાને વ્યાજબી ગણે છે. ફક્ત થોડાક એથી વિરૂદ્ધ પડે છે, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે વેસ્ટ્રોપ સી. જે. એ તેમની ભૂલો જણાવી આપી છે. તે પ્રમાણે એમ જણાવે છે, 'હિન્દુ લો'–કાયદો–જમીનની માલિકી ખેડુતોની ઠરાવે છે. તે પોતાના ચુકાદામાં ( પાના ૨૦ માં ) જણાવે છે કે, "મુલી, મિરાસી, કન્યાચી, સ્વાસ્થ્ય, અને જમાકરી એ સઘળી પદ્ધતિઓ કેવળ જમીનમાંની ખેડુતોની માલિકીના પુરાણા હક્કો ધરાવનારાં વિવિધ નામો છે, આનો સ્વીકાર મદ્રાસના ઇલીસે, મોન્સ્ટુઅર્ટ એલફીન્સ્ટને, લોર્ડ વીલીયમ બેન્ટીકે, પ્રો. એચ. એચ. વિલ્સને અને બીજા નામાંકિત પ્રમાણભૂત પુરૂષોએ કર્યો છે પરંતુ એ હક્ક એવો છે કે, જેમાં નિપજનો હિસ્સો સામ્રાટ્‌ને દેવો પડે છે." વળી એજ ન્યાયાધીશ કહે છે કે, "જમીનની આ માલિકીએ હિન્દમાં વિવિધ સ્વરૂપો અને નામો લીધાં છે. જૂના જમાનાની ગ્રામ્ય પંચાયતોમાં તે દીસે છે, હાલ પંજાબમાં તેનું પરિબલ વિશેષ છે અને મુંબઇ ઇલાકામાં ગુજરાતના ભાગોમાં નરવાદારી અને ભાગીદારી ગામો તેના અવશેષ છે." નરવાદારી ભાગીદારી સંબંધમાં પ્રમાણભૂલ ગણાતો લેખક જણાવે છે કે, "નરવાદારો અને ભાગીદારો કેવળ જૂના માલિકીવાળા ખેડુતો છે અને એ પદ્ધતિએ કેવળ સરકારી ભરણા ચૂકવવાની એક રીતિ છે."

સર્વ પ્રમાણોનો મથિતાર્થ.

આ ઉપરાંત બીજાં અનેક પ્રમાણોથી અને સંખ્યાબંધ ઉલ્લેખોથી હિન્દુઓનો પોતાની માલિકીનો હક્ક સાબીત થઇ શકે છે.

આ સર્વ ન્યાયકાર્યના પ્રમાણરૂપ લેખકો સ્પષ્ટ જણાવે છે કે,

(૧) જમીનની માલિકીનો હક્ક તે જમીન વાપરનારનો છે અને રાજ્યને ફકત પ્રજાના રક્ષણના બદલામાં અમુક વેરો લેવાનોજ હક્ક છે. (૨) તેઓ વિશેષ એ પણ સ્પષ્ટતાથી જણાવે છે કે રાજા વિજેતા હો કે ન હો, પરંતુ તેથી કાંઇ પ્રજાના માલિકીના હક્કમાં ફેરફાર થતો નથી. કારણ કે વિજયી રાજા ફકત તાબે થયેલા રાજાનાજ હક્કો મેળવી શકે છે અને તેથી રાજ્યમાં પ્રજાની સત્તા તો કાયમજ રહે છે. (૩) અને આ મુદ્દાઓમાંથી એ પણ સાબીત થાય છે કે રાજા કોઇ પણ જમીનને ખરીદ કર્યા વિના તેના માલીક પાસેથી લઇને બીજાને આપી શકે નહિ. બેશક, આથી એ પણ સિદ્ધ થાય છે કે આ કાયદા પ્રમાણે જમીન જપત કરવાની સત્તા મી૰ પ્રેટને કોઇ પણ રીતે નથીજ !

આ સ્થિતિ પુરાણા કાલથી હિન્દના સમગ્ર રાજ્યકીય બંધારણમાં ઓતપ્રોત થયલી ગ્રામ્ય પંચાયતોની પદ્ધતિ સાથે સંપૂર્ણ રીતે સંમત છે અને તે આમ ન્યાયશાસ્ત્રને અનુસરતી હોવાને લીધેજ લાંબા સમયથી ચાલ્યા આવતા અનેક આઘાતો સામે આ પ્રજા ટકી શકી છે અને પોતે હયાતીમાં આણેલી પોતાની ઉચ્ચ સંસ્કારિતા સંભાળી શકી છે.

મુસલમાન રાજ્યકર્તાઓના અમલમાં મહેસુલી પદ્ધતિ.

જમીન ભોગવટો ધરાવનારની માલિકીની.

હાલમાં, રાજ્યના અંકુશવાળી યુનીવર્સીટીના હકુમત વાળી

સરકારી તેમજ ખાનગી સંસ્થાઓમાં પણ તથા પોતાના નિભાવ આદિ માટે સરકાર ઉપર આધાર રાખનારી સંસ્થાઓમાં અપાતી અંગ્રેજી કેળવણીએ હિન્દના બ્રિટીશ ભોગવટા અગાઉ તરતજ વહી ગયલાં મુસલમાન રાજ્ય અમલો વિરૂદ્ધ આપણા મગજમાં ચોક્કસ ખ્યાલો ઉભા કીધા છે; કે જે ખ્યાલો તેમના સમયની તવારીખના વિશેષ બારીક અભ્યાસ ઉપર સ્થાપિત થયલી હકીગતો સાથે અસંગત છે. મુસલમાન રાજ્ય અમલમાં જમીનના વહીવટ સંબંધમાં ખેડુતો સાથેના રાજયના સંબંધ વિષે આપણા સંસ્કાર એવી ગેરસમજુતિને આધારે બંધાયલા છે અને તે તપાસતાં આપણને એ જણાય છે કે મુસલમાની કાયદો, મારા અગાઉના પત્રમાં દર્શાવેલા હિન્દ કાયદાના ધોરણની સમાન સરણીએ ચાલે છે. સિદ્ધાંત તેમજ વ્યવહારમાં મુસલમાન કાયદો એમ પ્રતિપાદન કરે છે કે જમીન તેનો ભોગવટો ધરાવનારની માલિકીની છે અને રાજયને તે ઉપર માત્ર કર ઉઘરાવવાનો હક્ક છે

મુસલમાની ન્યાયશાસ્ત્રીઓનો અભિપ્રાય

ન્યાયશાસ્ત્રના નામાંકિત મુસલમાન પ્રમાણભૂત લેખક હિદાયા હનિફાનું પ્રમાણ ઉતારતાં કહે છે કે " ગમે તે માણસ રાજ્યની પરવાનગીથી જમીન ખેડતો હોય તેને તેમાં માલિકીનો હક્ક પ્રાપ્ત થાય છે; જો તે એવી પરવાનગી વિના ખેડતો હોય છે તો હનિફાના મત પ્રમાણે તે માલિક થતો નથી." વળી તે વિશેષ એ જણાવે છે કે આ ( જે દાખલામાં પરવાનગી વિના કોઇ જમીન ખેડતો હોય તે ) પણ એ શિષ્યો એમ પ્રતિપાદન કરે છે કે " જે કોઇ મનુષ્ય ઉજજડ જમીન ખેડે છે તેને તે કારણે તેમાં માલિકીનો હક્ક પ્રાપ્ત થાય છે." એવા પેગંબરના કથન અનુસાર ખેડુતને માલિકીનો હક્ક પ્રાપ્ત થાય છે, અને વળી જેમ શિકાર પકડવામાં કે લાકડાં

એકઠાં કરવામાં પહેલો કબજો કરનારને માલિકી મળે છે તેમ જમીન એ સર્વ સામાન્ય માલ હોવાથી ખેડુતને તેની માલિકીનો હક્ક મળે છે. લગલગ મનુએ દર્શાવ્યાં છે તેવાંજ વચનોમાં અને આ વચનોમાં કેટલું નિકટ મળતાપણું છે. હનિફા પરવાનગીની વાત કરે છે ત્યારે તેનો સ્પષ્ટ એ અર્થ છે કે સુવ્યવસ્થિત રાજ્યમાં લોકે કબજે લીધેલી જમીનો ઉપર બાકી રહેલી ઉજ્જડ જમીનોના ભોગવટા વિષે પરવાનગી માગવી. કારણ પેગંબરનું કથન એ મુસલમીન રાજ્યબંધારણના કાયદાનો આધાર છે અને જ્યાં જ્યાં અરબસ્તાનના પેગંબરની ધર્મ સત્તા પ્રવર્તે છે અને ત્યાં ત્યાં સઘળા દેશોમાં એ કથન સર્વોપરિ પ્રમાણભૂત છે.

બેડનને પોવેલ જમીનની મહેસુલોના પહેલા ગ્રંથમાં પાને ૨૨૯ મે લખે છે કે "હિંદમાંના લેખકે પણ મનુના કાયદાના જેવોજ નિયમ સ્વીકાર્યો છે; અને તે એ કે જે પહેલ વહેલો જમીન સાફસુફ કરે છે. તેની માલિકીની એ જમીન છે." કર્નલ વાન્ડ કેનેડી કહે છે કે "સઘળા મુસલમાન ન્યાયશાસ્ત્રીઓ એ કબુલ કરે છે કે જે મનુષ્ય પહેલ પહેલો ઉજ્જડ ભોંય કબજે કરે છે અને ખેડે છે તે તેનો વાસ્તવ ધણી થાય છે."

મુસલમાનના વિજયના કાયદાએ આ નિયમ બદલ્યો નથી, કારણ સુરાજ ઉલ-વુ હોાનું કથન ઉતારતા જનરલ ગેલોવે કહે છે કે, ઈશકાજિ તાયલા પ્રદેશજીની સુનમંદ જમીન તેના નિવાસીઓની માલિકીની છે. તેઓ વેચાણ દ્વારા તેનો કબજો છોડે, અગર પસંદ પડે તેમ તેની વાટણી કરે; કારણ જ્યારે ઇમામ શસ્ત્ર બળથી જમીન જિતે છે. ત્યારે તે તેમાં બીજાઓને રહેવા દે છે, અને જમીન ઉપર ખેરાજ અને દરેક વ્યક્તિ ઉપરજ જીયા વેરો આકારે છે. અને જમીન તેમની માલિકીની બને છે. અને તે વસનારાઓની માલિકીની

થઇ એટલે તેને વેચવી કે પોતાને પસંદ પડે તેમ તેની વાટણી કરવી એ તેમને માટે કાયદેસરનું છે.

બેડન પોવેલ ( લેન્ડ સીસ્ટમ્સ વો. પાનું ૨૨૯ ) કહે છે કે "હિદાયાનો લેખક પ્રતિપાદન કરે છે કે જો એક રાજા એક દેશ જિતે છે તો તેને તે પોતાના સૈનિકોમાં વહેંચવાની છૂટ મળે છે અગર તો તેજ જીયાવેરો તથા જમીન ઉપર ખેરાજ વેરો લેવાનું ઠરાવી તેના વતનીઓને જે સોંપે છે અને તે થતાં જમોન તેનો ભોગવટો ધરાવનારાની માલિકીની થાય છે."

એ એક ઐતિહાસિક હકીકત છે કે હિન્દમાં મુસલમાન રાજ્ય-કર્તાઓએ હમેશાં જમીન તેના મૂળ ભોગવટો ધરાવનારાઓને હસ્તક રહેવા દીધી છે અને માત્ર તે ઉપર કર ઉઘરાવ્યો છે. આથી માલિકીનો હક્ક પરાપૂર્વથી ચાલ્યો આવ્યો છે.

વ્યવહારમાં મુસલમાન રાજ્યબંધારણના કાયદાનો આ નિયમ ઉત્તર તેમજ દક્ષિણના મુસલમાન રાજ્યકર્તાઓએ ગંભીરપણે પાળ્યો છે. બેડન પોવેલ એમ જણાવે છે કે, એ જાણવા યોગ્ય છે કે ઇ. સ. ૧૬૬૮ માં શાહનશાહ ઔરંગજેબનાં ફરમાનો એમ દર્શાવે છે કે તે વેળા ખાનગી હક્ક સ્વીકારાયો હતો અને ઠેઠ ૧૭૧૫ માં ઇસ્ટ ઇંડીયા કુંપનીએ તાલુકદારી એટલે કે બંગાળાની કોઠીની આસપાસના ૩૮ ગામોની બક્ષિસ માટે અરજી કરી ને તેમ ત્યારે એમ કહેવામાં આવ્યું હતું કે "તમારે તેના માલિકો પાસેથી જમીન ખરીદવી પડશે" ( બગ. પાનાં ૧૨૪-૩૪ ) અને ઇતિહાસકાર ગુલામ હુસેનને આ વિષે એક મુખ્ય પ્રશ્ન પૂછાયો કે જમીનનો માલિકત્વે રાજ્ય કર્તા ખરો ? તેને પોતાને જોઇતી જમીન માટે ખરીદીનાં નાણાં ભરવાં પડે ? ત્યારે તે તેનો કબજો લઇ શકે ?

ત્યારે તેણે એવો જવાબ આપ્યો હતો કે "બાદશાહ મહેસુલનો માલિક છે જમીનનો માલિક નથી."

ખરેખર આ પ્રકારે મોગલ શાહનશાહત દરમ્યાન જમીનની મહેસુલ પદ્ધતિ પળાતી હતી અને નામાંકિત બ્રાહ્મણ પ્રધાન ટોડરમલે સુધારેલા ધોરણે તેને મૂકી હતી. એ સ્પષ્ટ છે કે તેણે કાયદાના ધોરણમાં બીલકુલ કોઇ ફેરફાર કર્યો ન હતો, તેણે પ્રથમ જમીનની મોજણી કીધી, હરેક કટકાને નંબર આપ્યા અને પછી હરેક કટકામાંથી રાજયને લેવાનો કર તરીકેનો હિસ્સો ઠરાવ્યો. એ હિસ્સો નિપજની જાતરૂપે ન લેતાં રાજયનાં ચલણી નાણાંમાં લેવાનું ઠરાવ્યું. આથી એ સ્પષ્ટ છે કે જયાં સુધી રાજયને કર તરીકે નિપજની જાતમાં મહેસુલ મળી જતી હોય ત્યાં સુધી જમીન ચોજવી જરૂરની નથી.

મલિક અંબરની મહેસુલી પદ્ધતિ.

રાજાટોડરમલે જેમ ઉત્તરમાં કીધું હતું તેમ મલિક અંબરે દક્ષિણમાં કીધું છે. તેણે જમીનમાં ભોગવટો ધરાવનારાના માલિકીના સઘળા હક્કો કાયમ રાખ્યા અને માત્ર મહેસુલની ઉઘરાતની રૂઢિ સુધારી. બેડન પોવેલ પાને ૩૧૬ મે લખે છે કે, "આ મુંબઇ ઇલાકાના પ્રદેશોના એક ભાગનો નિકાલ મૂળે મલિક અંબરે કર્યો હતો. દાક્ષણનાં મુસલમાન આબાદ રાજ્યોને ઉત્તમ પ્રતિનિધિ મલિક અંબર હતો. તેણે માલિકીનો હક્ક કબૂલ રાખ્યો હતો અને એ રીતે જૂની કોમોને તેમનાં નિવાસ સ્થાનોએ ટકાવી હતી; કારણ સઘળા પૂર્વના દેશોમાં પુરાણા ભોગવટા એ જમીન સાથેનો પ્રબળમાં પ્રબળ નિકટ સંબંધ દર્શાવે છે. મલિક અંબરના અમલમાં મહેસુલ જથ્થામાં સામટી લેવાતી અને જો કે મરાઠા પદ્ધતિએ મલિક અંબરની પદ્ધતિનું સ્થાન લીધું અને તે મુખ્યત્વે રૈયતવારી

હતી છતાં અગાઉની પદ્ધતિનાં લક્ષણો તેણે ભુંસ્યાં ન હતાં. તેટલા માટે એ આશ્ચર્યકર્તા નથી. કે મુંબઇમાં રૈયતવારી ગામડાંની હાલની સ્થિતિ ઘણા દાખલાઓમાં સંયુકત બંધારણની કે એક જમીનદારની પડતીને અંગે આવી હતી અને નહીં કે એ સમૂહોના આંતરિક સ્વરૂપને લીધે, એવા અભિપ્રાયની હિમાયત મુંબઇ ઇલાકામાં થાય છે.”

**સુલતાન હૈદર ટીપુનો માન્ય ટેકો.**

સુલતાન હૈદર અને ટીપુને ઇંગ્રેજી ઇતિહાસકારો દક્ષિણના સૌથી વિશેષ જુલમગાર મુસલમાન રાજયકર્તાઓ તરીકે વર્ણવે છે, કારણ પોતાના પાડોશીઓ સાથેની નિરંતરની લડાઇઓને લીધે તેઓએ ખેડુતો પાસેથી સંખ્યા બંધ ભરણાં ઉઘરાવ્યાં હતાં પરંતુ તેઓએ જમીનની માલિકીમાં હાથ ઘાલ્યો ન હતો, સર થોમસ મનરોનો મત ટાંકી વેસ્ટ્રોપ જણાવે છે કે કાનરાની જમીનો હજીયે એવાજ સંજોગોવાળી તેમજ જુની સરકારના અમલ દરમ્યાન બદલો કરવાના જે નિયમો હતા તેવાજ નિયમોને અનુસરનારી લેખાય છે. સુલતાન હૈદર અને ટીપુએ મહેસુલના લીધેલા વધારાએ કેટલેક સ્થળેના માલિકોનો વિનાશ કર્યો હતો અને હરેક સ્થળે કાં તો કીંમત કે હક્ક કમી કર્યા હતા પરંતુ માલિકીનું સ્વરૂપ બદલ્યું ન હતું.

આ પ્રમાણે ઉપરથી એમ સહીસલામતીથી એમ પ્રતિપાદન કરી શકાય કે હિન્દમાં મુસલમાન કાયદો સંપૂર્ણ પણે હિન્દી કાયદાના નિયમોને સંમત છે અને ભોગવટો ધરાવનારની માલિકી જમીનની છે, તથા રાજયને ખેરાજ ઉઘરાવવાનો હક્ક છે, એમ ઠરાવે છે, તેમ જો રાજયને જમીનની માલિકી બદલવી હોય તો તેણે તે જમીન તેના માલિક પાસેથી ખરીદવી જોઇએ.

આ કાયદો સૌથી વિશેષ સ્વાભાવિક અને વાજબી છે અને

ઉદયમહારાજ અને અમાત્ય મિ. રોયની પ્રકીર્ણ સમાલોચના પુરી થઇ; અને એજ રાત્રીએ બન્ને અમલ ભકતપાળક છુટા પડયા! મિ. રોય, ઉદયગઢ ગયા, અને મહારાજા ઉદયરાજ દ્વારકાધીશની* ઝાંખી કરવાને કાઠિયાવાડ તરફ રવાના થયા.—

---

તેટલા માટે તેની પ્રમાણભૂતતા અવિકૃત છે. ખ્રીસ્તી શક અગાઉ ૮૪૦ વર્ષ પૂર્વે અને એલેકઝાન્ડરના હુમલા અગાઉ ૫૫ વર્ષ પૂર્વે મનુએ સમાજના વ્યવહારના નિયમો ઘડયા હતા.

બ્રિટીશ સરકાર હિન્દુ અને મુસલમાન રાજ્યોની પુંઠે આવેલી છે અને આ દેશનો કબજો લેતાં કુદરતી રીતે તેણે આ દેશના નિયમો સ્વીકાર્યા છે અને સંકુચિત મનવાળા અમલદારોએ વખતોવખત તેનાથી વિરૂદ્ધ સૂચનાઓ કર્યા છતાં રાજ્યકીય અને શાણપણભરી કુનેહથી નિકટ પણે એ નિયમોને અનુસરી છે.

* દ્વારિકાં અને શ્રી રણછોડરાયજીની મૂર્તિ સંબંધી જેવ દાવો પ્રકટેલો વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થવા પામ્યો છે. એક બીજા પુસ્તકમાં તે વિષે વળી બીજોજ ખુલાસો છે, એમ કહેવાય છે!—

# પ્રકરણ ૮ મું.

## મંદારિકાની મનોભાવના.

અટુલી મંદારિકા, પોતાના પિતૃભુવનમાં આવી પહોંચી, અને પિત્રાઇઓની ખટપટ જાણી ચુકી! એક નાવારસ પિત્રાઇ ઉત્પન્ન થયો, મંદારના પિતાના હસ્તાક્ષરનો એક રૂકકો બનાવીને, વારસ તરીકે દાવો કરવા લાગ્યો! પિતાના ગરાસમાં વારસા હિસ્સાની બાબતમાં મતભેદ પડયો. અને આ સમયે મિ. રૉય તેને બહુ યાદ આવ્યો. એજ પ્રસંગે એક વર્તમાનમાં સમાચાર જણાયા, કે મિ. રૉય તો ઉદયગઢના દિવાનપદ ઉપર પધાર્યા છે! તેમનો જળયોગ પણ ક્ષમાશીલ અને પ્રભુપ્રતિ ક્ષમાશીલ નીકળ્યો, એ પણ વાંચ્યું, અને હૈયું ધડકવા લાગ્યું! તરતજ તેણીએ ઉદયગઢ તાર કર્યો, અને મિ. રોયને મળવા માટે આતુરતા બતાવી. મુબારકબાદીની અભિલાષા બનાવી. આ તારનો ગમે તે કારણે પણ ઉલટો અર્થ થઇ ગયો! અને મંદારનું મન કામયોગને શરણે ગયું! અપવાસને દીને અન્નની અભિલાષા થાય, તેમ પ્રીયતમનો અભાવ પામેલી મંદારની મનોભાવના કઠીણ થઇ પડી! કામથી વિહ્વળ બની ગઇ, અને પોતાનું જીવન નષ્ટ થયું હોય, પોતાની યુવાવસ્થા દગ્ધ થતી હોય, આશાના કિનારા બંધ થતા હોય, ભાવના આરા સુકાઇ જતા હોય, એમ લાગ્યું! રાત્રીનો કાળ મહાકાળે પણ પુરો ન થયો. પિત્રીઓએ વારસા હિસ્સાનો ચંણુલો કેસ કોર્ટમાંથી જીતવાની આશા કરતાં, રોયને મળવાની આશા મ્હોટી હતી. મિ. રોયને કંઇપણ અબુડ કારણ આપ્યું ન્હોતું કે તે આ મંદાર પુષ્પનો તિરસ્કાર કરે, છતાં

થયો, એ મંદારના મગજને ભ્રમણારૂપ થઇ ગયું; ને તે વિભાવરી લાકડી બાળા બેચેન થઇ ગઇ! જેમ વ્યસનીને દારૂની ધુન ચડે, તેમ આ વિહ્વલાને બેચેની કામવાસના ઉત્પન્ન થઇ ગઇ! તેને વિક્રમ ચરિતની વાર્ત્તા યાદ આવી. મનોવૃત્તિને સ્થિર રાખીને પોતાના સાહેલી સહચરીને ઉઠાડી, અને બેચેની જણાવી; ચતુર ચતુરીકાએ તેની શાન્તિ માટે એક મનોહર વાર્ત્તા શરૂ કરી. અને તેને ભક્તિમાર્ગ ઉપર ચલાવી દીધી. ભક્ત મીરાંબાઇનું સ્વરૂપ સમજાવીને તેનાં પદ વગેરે સંભળાવવા લાગી. મંદારિકાને બહુ ભાવના ઉત્પન્ન થઈ. અને શાન્તિ પણ થઇ.

"કહે, કહે, ચતુરિકા? મીરાંનું સર્વ વૃત્તાંત કહે, હું; શાન્તિથી સાંભલીશ. તેનાં પદ વાક્ય સર્વ કહે જે.

મંદારની આતુરતા જાણીને ચતુરિકાએ વર્ણ્ન શરૂ કર્યું. કાવ્ય રસની કટોરી, તેઓ નવી સખી ચતુરિકા હતી. મારવાડવાસી હતી. બહુ વર્ષથી વિધવા વેશે, કાશીમાં દેહ ગાળવા રહી હતી ભક્તિ પ્રત્યે ભાવના હતી. અને તે જાતિવંત તથા વફાદાર હતી. મંદારને એક એવી સખી તથા અનાથ દાસીની જરૂર હતી. ને તેને સહાય આપીને એક મઠાશ્રમની અધ્યાક્ષી બનાવી હતી. કન્યા વિદ્યાલય પિતાને નામે સ્થાપ્યું હતું તેમાં તે રહેતી ને પ્રસંગે, મંદારને મળવા, ને ખુશી કરવા આવતી હતી.

ચતુરિકાએ આજે મીરાંનીજ મુરલી વગાડવા માંડી!

રામકી દિવાની મેરા દર્દ ન જાને કોઇ—

ઘાયલકી ગતિ ઘાયલ જાને, જો કોઇ ઘાયલ હોઇ—રામકી.
શેષનાગપે સેજ પિયાકી, કિસ બિધિ મિલનાં હોઇ—રામકી.
દરદકી મારી બન બન ડોલું, વૈદ્ય મિલા નહિં કોઇ—રામકી.
મીરાંકી પીર પ્રભુ કેસેં મિટેગી, વૈદ્ય સાંવલિયા હોઇ—રામકી.

રામની દિવાની મીરાંબાઇ, પરમાત્માના દર્દથી પીડાતી, તેના ઉપચારને માટે વૈદ્યની ખોળમાં બચપણમાંથી જ નીકળી પડે છે. એના પિતા જયમલ રાઠોડ વિષ્ણુ ભક્ત હતા એટલે તે પૂજા કરવા તે વખતે મીરાંબાઇ પૂજા સામગ્રી કરતાં હતાં, અને પ્રભાતિયાં, ભજનો, આરતી વખતે ગાઇ રામના દિવાનાં બન્યાં હતાં. એટલે કે ન્હાનપણમાંથી જ તેનું મન ભક્તિમાં પરોવાયું હતું. મીરાંબાઇની વૃત્તિ ને મનની સ્થિતિ લીનપરલીન એટલી બધી દૃઢ થતી ગઇ કે મીરાંબાઇ પોતાનાં દીકરી છે કે બહલાઇને અન્ય જન થયાં છે તેનું ભાન તેમનાં માત પિતાને પણ રહ્યું નહિં. તે ' જખમની મારી બન બન ડોલતાં ' વૈદ્યની ખોળમાં પડયાં હતાં તે આખરે ' સાંવલિયો વૈદ્ય ' હાથ લાગ્યાથી રસ્તે ચઢયાં.

મીરાંબાઇ વિષે એવી એક દંતકથા ચાલે છે કે મીરાંબાઇની ઉમર દશેક વર્ષની થઇ ત્યારે કોઇએક સાધુ જયમલ રાજાને ત્યાં આવ્યો હતો. તેણે શંખનાદ કર્યો તે સાંભળીને મીરાં ત્યાં આવ્યાં, અને તે સાધુને પગે લાગ્યાં. એ સાધુ પાસે ભગવાનની એક સુંદર મૂર્તિ હતી તે જોઇને મીરાંબાઇએ કહ્યું કે મહારાજ! એ મૂર્તિ મને આપો. સાધુએ પ્રત્યુત્તર વાળ્યો કે " એ ગીરધરલાલની મૂર્તિ છે, તની હુ હમેશાં સેવા કરૂં છું ને તારા કામની નથી." આટલું બોલી તે સંત ચાલ્યા ગયા, તે પણ તે જ ક્ષણથી મીરાંબાઇની સ્થિતિ વિચિત્ર પ્રકારની થઇ ગઇ, તેના મ્હોડાનું નૂર ઉડી ગયું ને તે બાવરી બની ગઇ અને "હે ગીરધરલાલ, હે ગીરધરલાલ" એમ રટણ કરવા લાગી. તેણે અન્ન જળ પણ તજી દીધાં. તેને સાત ઉપવાસ થયા. એ જોઇને તેના પિતા જયમલ રાઠોડે પેલા સંત બાવાને તેડાવી તેમને ઉપલી સઘળી હકીકતથી વાકેફ કીધા. પરંતુ મહંતને પણ એ મૂર્તિ જીવજાન વહાલી હતી, તેથી મીરાંબાઇને તે આપી દેવી

તેને રૂચ્યું નહિ. પરંતુ રાજાના અત્યંત આગ્રહથી છેવટ એમ કહ્યું કે "જો આ ગીરધરલાલજી મને રાત્રિએ સ્વપ્નમાં આવીને કહે કે "તું મને મીરાંબાઇને સ્વાધીન કરી દે" તો હું આપું. એમ કહીને તે સંત પોતાને મૂકામે ગયા. રાત્રિએ શ્રી ગીરધરલાલજીએ સ્વપ્નમાં એ સંતને કહ્યું કે "તમે જો તમારૂં ભલું ઇચ્છતા હો તો મને મીરાંબાઇને સ્વાધીન કરો." આ સાંભળીને સંત બાવા તો ગભરાઇને રાતે ને રાતે જ મીરાંબાઇ પાસે આવ્યા, અને એ મનોહર મૂર્તિ તેને સોંપી દઇ પોતે વૃંદાવન તરફ ચાલી નીકળ્યા.

આ પ્રમાણે દિવાની મીરાંબાઇને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયાથી તે કેટલી હર્ષઘેલી બની ઘેલછામાં ને ઘેલછામાં માતાને વધામણી દેવા દોડે છે, ને કહે છે કે:—

રામ રતન ધન પાયો, મૈયા મેં તો રામ રતન ધન પાયો.
સત સંગત સત ગુરૂ પ્રતાપસેં, ભાગ બડો બની આયો.
નીર ન ડૂબે વાકું અગ્નિ ન જાલે, ધરમી ધર્યો ન સમાયો. મૈયા ૧
નામ કો નાવ ભજનકી બતિયાં, ભવસાગરસેં તાર્યો.
મીરાંબાઇ પ્રભુ ગીરધર શરને, ચરન કમળ ચિત્ત લાયો. મૈયા ૨

અકબર બાદશાહના સમય વખતના કવિ તુલસીદાસના કાવ્યમાં એક સ્થળે મીરાંબાઇ સંબંધીનો ઉલ્લેખ છે.

તે કહે છે કે:—

ઝેર હતાં તેનાં અમરત કીધાં ને, આલ્યાં મીરાંને હાથ;
મહેતાને મંડલિક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુ.
ભક્તોના તમે સંકટ ભાંગ્યા, ત્યારે દૃઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામિને કહું કરજોડી, પૂરો અંતરની આશ. પ્રભુ.

તુલસીદાસનાં આટલા કાવ્ય ઉપરથી જન સમાજમાં મીરાં-

બાઇ વિષે અનેક તર્ક વિતર્ક થયા છે, ને તે ઉપરથી અનેક વાર્તાઓ ફેલાઇ છે. તેમાંની એક વાર્તા નીચલી કડીમાં દૃશ્યમાન છે.

સ્વસ્તિ શ્રી તુલસી ગુણ દુષણ ગોંસાઇ;
વારંહિવાર પ્રણામ કરૂં હું અબ, હરહુ શોક સમુદાઇ.
ઘર કે સ્વજન હમારે જે તે, સબન ઉપાધિ બઢાઇ;
સાધુ સંગ ઔર ભજન કરત મોહિ, દેત કલેશ મહાઇ.
બાલપને તે મીરાં કીન્હીં, ગિરધરલાલ મિતાઇ;
સો તો અબ છૂટત નહિ કયોંહુ, લગી લગન વરીયાઇ.
મેરે માત પિતા કે સમ હો, હરિ ભકતન સુખદાઇ;
હમકો કહા ઉચિત કરિવો હે, સો લીખીયો સમુઝાઇ.

મીરાંબાઇનો તુલસીદાસ ઉપરનો એ પત્ર તથા તુલસીદાસનો મીરાંબાઇ ઉપરનો પ્રત્યુત્તર બન્ને સાથે આપણે કાંઇ સંબંધ નથી. હવે કબીર સાહેબે અને મીરાંબાઇએ એક બીજાની સ્તુતી ગાઇ છે એટલે તે કવનો અત્રે લેવાથી એ વિષય ઉપર વિશેષ પ્રકાશ પડશે એમ મારૂં ધારવું છે.

કબીર સાહેબે મીરાં વિષે ગાયું છે કે:—

સાધુકી સંગત પાઇ, જયાકી પૂરન કમાઇ;
સાધુકી સંગત સંત કે બચન, અવઘડ રહી બેતાઇ.
ધના, સેના, રવીદાબ નામ નીસરી મીરાંબાઇ;
કહેત કબીરા સુન મેરે મનવા, જયાતમેં જયોત મિલાઇ.

* * *

સુની લીજે વિનતી મોરી, મેં શરણ ગહી પ્રભુ તોરીજી;
આપ પતિત અનેન ઉધારે, ભવસાગર પાર ઉતારેજી. સુની.
મેં સબકા નામ ન જાનું, મેં કોઇ ભકત બખાનુંજી;
અમ્બરીષ સુદામાં નામા, પ્રભુ પહુંચાયે નિજ ધામજી. સુની.

ધ્રુવ પાંચ વર્ષકા બાલા, તુમ દરશ દિયો નંદલાલાજી;
ધન્નાકા પ્રભુ ખેત જમાયા, કબીર ઘર બૈલ ચરાયાજી. સુની.
શવરી કે તુમ ફલ ખાયે, સબ કાજ કિયે મન ભાવેજી;
સધનસાસે સેના નાઇ તુમ, બહુત કરી અપનાઇજી. સુની.
કર્માકી તુમ ખીચડી ખાઇ, ગણિકા પાર લગાઇજી;
મીરાં તુમ્હરે રંગમેં રાતી, યહુ જાનત હૈં સબ સાથીજી. સુની.
ધના, સેના, રોહીદાસ, નામ નીસરા મીરાંબાઇ;

તો ન હોય? મારાના સાથી ધના ભક્તે એક કવિતામાં મીરાંની પ્રશંસા કીધેલી છે.

રામ બાણુ વાગ્યાં હોય તે જાણે, હરિનાં બાણુ વાગ્યાં હોય તે જાણે.
ધ્રુવને વાગ્યાં પ્રલ્હાદને વાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, તો વંચાયા વેદ પુરાને. રામ૦
મોરધ્વજને હરિ મળવાને આવ્યા, તો હરજી આવ્યા ઠેકાણે;
મસ્તક ઉપર કરવત મેલ્યાં, તોય સ્ત્રી ને પુત્ર બે તાણે. રામ૦
મીરાંબાઇ ઉપર કોપ કરીને, રાણોજી ખડ્ગ જ તાણે;
ઝેરના પ્યાલા ગિરધરજી આરોગ્યા, તો અમૃત કર્યાં રે ઠેકાણે. રામ૦
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરે નાણે;
અનેક ભક્તને પેર ઉગાર્યો, તો ધનો ધીરજ આણે. રામ૦

આ પ્રમાણે મીરાંબાઇનાં દરેક સાથીને એક સાથે રામ નામનું ઘેલું લાગ્યું હતું. મીરાંબાઇ રામની દિવાની થઇ હતી, તો કબીર સાહેબ રામ ભક્તિના ઉપાસક હતા ને ધના ભક્તને રામનાં બાણુ વાગ્યાં હતાં. તો પછી રામાનંદના શિષ્યો કબીર, ધના, સેના, રોહીદાસની પેઠે મીરાંબાઇ પણ તેમાંના એકાદની શિષ્યા કેમ ન હોય? મીરાંબાઇ પોતે જ "માર્ગે મળ્યા બે સાધુ" વિષે કહે છે, તેમાંના એક રોહીદાસ ને બીજા જેણે ગિરધરલાલની મૂર્તિ

આપી હતી, તે ધારીએ, તોપણ ધારી શકાય. એની પ્રતીતિ "ચોર્યાશી વૈષ્ણવના ધોળ "માં

વૈશ્ય ક્ષત્રાણી પ્રભુ પ્રીત્યરે, રામદાસ ગીરાંના પ્રોહીતરે;

છે. તેમજ જીવણ ભકત પણ મીરાંબાઇ વિષેની કવિતામાં કહે છે કેઃ-

કાશી નગરના ચોકમાં, મને ગુરૂ મળ્યા રોહીદાસ.

મીરાંબાઇની કાવ્ય પ્રસાદી તથા ભકિત વિષે જોઇએ તો જન્મથીજ તેનામાં ભકિતના સંસ્કાર હતા. તેના શબ્દમાં કહીએ તો તેને પૂર્વ જન્મમાંથી કૃષ્ણ સાથે પ્રીતી બંધાયેલી હતી, એટલે જન્મથી જ તેના હૃદય કમળમાં ભકિતનો જે અંકુરોદ્ભવ હતો, તે ઉદ્ભવ બચપણમાં માતાપિતાના ભકિતમય સહવાસથી પોષાયો, ને તે વિવાહિત થયાં તેટલામાં તે વિશેષ પ્રબળ થયો. આથી જ તે પોતાની મેળે ઇચ્છાવર વર્યાં હતાં. મીરાંબાઇ એટલેથી જ અટકયાં નહોતાં, પણ એ નિશ્ચય તેમણે પોતાના કાવ્યમાં જણાવી પણ દીધેલો. તે કહે છે કેઃ—

નહિં રે વિસારૂં હરિ, અંતરમાંથી નહિં રે વિસારૂં હરિ;
શામળી સુરતના શામળીયારે, જોતામાં નજર ઠરી. અંતરમાંથી.

* * *

હાથી ને ઘોડા માલ ખજાના, તારી સંગે ન આવે જરી. અંતરમાંથી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, વર તો વિઠ્ઠલને વરી. અંતરમાંથી.

મીરાંબાઇનો આ સંકલ્પ સાંસારિકદૃષ્ટિએ જોતાં ઉપહાસને પાત્ર હતો. તેણે કદાપિ પોતાનો જન્મારો સફળ કરવાની ઇચ્છાએ એ રસ્તો પસંદ કીધો હશે, પણ તેનો "આવાગમન મિટાસું"નો ઇરાદો માત પિતાની તથા લોકલાજની દૃષ્ટિએ આવળો હતો, તથીજ મીરાંબાઇને પરણાવી દેવાની તેના માત પિતાની ઇચ્છા થઇ. મીરાંબાઇની શુદ્ધ ભકિત આખા રાજસ્થાનમાં પ્રસરેલી હોવાને

લીધે ચારે કોરથી તેનાં માગાં પણ આવવા લાગ્યાં, ને તેમાં મેવાડના સિસોદિયા રાણાનું નાળિયેર આવતાં તે સ્વીકારાયું પણ ખરૂં. પરંતુ મીરાંબાઇનો વિચાર પરણવાનો હતો જ નહિ. તેને સંસારી થવું હતું નહિ. તેથી તેણે પોતાના હૃદયનો ઉદ્દગાર કાઢયો કે:—

મેરે તો ગિરધર ગોપાળ, દુસરા ન કોઇ;
જા કે શિર મોર મુકુટ, મેરો પતિ સોઇ;
શંખ ચક્ર ગદા પદ્મ, કંઠમાળ જોઇ. મેરે.
સંતન ઢીગ બેઠી બેઠી, લોક લાજ ખોઇ;
અબ તો બાત ફૈલ ગઇ, જાને સબ કોઇ. મેરે.
મેં તો પરમ ભકિત જાની, જગત દેખે મોઇ;
માત પિતા પુત્ર બંધુ, સંગ નાહીં કોઇ. મેરે.
મેં પિયાકો દેખી હંસી, લોક જાન રોઇ;
અસુવન જલ સીંચી સીંચી, પ્રેમ વેલી બોઇ. મેરે.
લોક ત્રાસ છાંડ દીયો, કહા કરે કોઈ;
મીરાંકી લગન લાગી, હોની હોસો હોઇ. મેરે.

મીરાંબાઇને તો માત્ર શ્રી કૃષ્ણના મુખડાની માયા લાગી હતી એટલે સાંસારિક માયામાં પડવું તે કેમ રૂચે? તેથી જ તેનાથી કુદરતી રીતે બોલી જવાય છે કે:—

મુખડાની માયા લાગી રે, મોહન તારા મુખડાની.
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે. મોહન તારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન તારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો.
રાંડવાનો ભે ટાળ્યો રે. મોહન તારા૦

મીરાંબાઇ બલિહારી, આશા મને એક તારી.
હવે હું તો બડભાગી રે. મોહન તારા૦

મીરાંબાઇનો સંકલ્પ આટલો બધો દૃઢ હતો, છતાં તેને માતા પિતાની આજ્ઞાનુસાર પરણવું પડયું, ને તે મેવાડના સિસોદિયા રાણાની સાથે પરણ્યાં. પરંતુ ઇચ્છા વિરૂદ્ધ લગ્નથી કોઇ જોડું સુખી ગયેલું સાંભળ્યું છે? કદિ નહિ. તે જ પ્રમાણે મીરાંબાઇ પણ પરણીને કાંઇ સુખી થયાં નહિં; તેને માથે અનેક દુઃખો પડયાં હતાં. તે તેણે ધીરજથી વેઠયાં પણ હતાં. લોકોએ અનેક વાર્તાઓ ફેલાવી હતી, પણ તેણે તેની દરકારે કરી નહોતી. પોતે જે શુદ્ધ બુદ્ધિથી ઇશ્વર ભજન કરતાં હતાં તેમાં ગમે તેટલી મુશ્કેલી નાખવામાં આવી છતાં પોતાનું ધાર્યું કામ કર્યે જતાં હતાં. તેણે માત્ર કુંવારાનું મહેણું ટળે તે માટે પરણવાનું કબૂલ કીધું, પણ ઐહિક સુખ ભોગવવાને કે રાણાજીને તે સુખ આપવાને પરણ્યાં નહતાં!

હવે પરણ્યાનું પરિણામ કહેવું આવ્યું! તે તરફ નજર નાખીએ છીએ, તો જણાય છે, કે મીરાંબાઈ સાસરે ગયાં, ને ત્યાંજ બાજી ફરી; કારણ રાણાજી શૈવ અને મીરાંબાઇ વૈષ્ણવ, આ મેળ કેમ કરી મળે? જે સમયની આપણે વાતો કરીએ છીએ તે સમયમાં શિવમાર્ગી અને વિષ્ણુમાર્ગી વચ્ચે ઝઘડો ચાલ્યાં કરતો હતો. બન્ને મતવાળા એક બીજાને હેરાન કરતા હતા એ કયાં આપણને અજાણ્યું છે? આપણા આદિ કવિ નરસિંહને માથે પણ મતાગ્રહને માટે વીતી છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. મીરાંબાઇની પણ તેવીજ સ્થિતિ થઇ. શ્વસૂર ગૃહમાં આવતાં જ સાસુ નણંદે ઇષ્ટદેવને પ્રણામ કરવા વહુને કહ્યું. અહીંથી જ બાજી બગડી. વહુએ શ્રી કૃષ્ણ પરમાત્માને પોતાનું શરીર આત્મા

સર્વસ્વ અર્પણ કર્યું હતું તેનો જુસ્સો તેની રગેરગમાં લોહી સાથે એકદમ ફરી વળ્યો, ને તે બોલી ઉઠી કે

મેરે હિરદે બસોજી દીનાનાથ, મેં અબ ના વિસારૂંગી.
મીરા ઉતરી મહેલસેરે, છાપે તિલક લગાગે;
પાયન બાંધ્યા ઘુઘરૂ રે, હાથ મેં લિયો હે સિતાર. મેરે
સાસ નનંદિયાં યોં ઉઠ બોલી, દેવન શીશ નંવાય;
મીરાં કહે માથાં વહીં નવાંઉં. જયાં પાઉં દીનાનાથ. મેરે

દીનાનાથ હશે, ત્યાંજ માથું નમશે, અન્ય સ્થળે નહિં નમે. કેવો આગ્રહ ને કેવી અનન્ય ભકિત ! આટલેથી મીરાં અટકયાં નથી, પણ તેણે કેવા મીઠા શબ્દોમાં અને હૃદયના ઉમળકાથી રાણાજીને જવાબ આપ્યો છે કે—

રામ રમકડું જડિયું રે, રાણાજી મને રામ રમકડું જડિયું.
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિ કોઈને હાથે પડિયું રે.
મોટા મોટા મુનિ જન મથી મથી થાકયા, કોઇ એક વીરાને હાથે ચડીયું રે.
સુન શિખરના ઘાટની ઉપર, અગમ અગોચર નામ પડિયું રે.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મારૂં મન સામળિયાસું જડિયું રે. રાણાજી.

એ સિવાય મીરાંબાઇએ રાણાજીને જ્ઞાનનો ઘણોએ ઉપદેશ આપ્યો, પણ રાણાજીની દૃષ્ટિ સાંસારિક હતી, એટલે જ્ઞાનની વાત એને ગળે શી રીતે ઉતરે ? તેણે તો એમ જ વિચાર્યું કે સ્ત્રી જાતિ સ્વાભાવિક રીતે આભૂષણ, અલંકારને વશ હોય છે. એજ તેમનું ધન તેઓ સમજે છે, ને તેમાં જ તેઓ રાજી રહે છે. મીરાંબાઇ સ્ત્રી છે, એટલે તે પણ નવા નવા શણગારો રૂપી લાલચથી લલચાશે, ને પોતાનું ઘર મંડાશે. પરંતુ એમાં તેની ભૂલ હતી. મીરાંબાઇને

રાણાજી ઓળખી શકયા જ નહિ. મીરાંબાઇની દૃષ્ટિ આધ્યાત્મિક હતી. એટલે જે મીરાંબાઇ રામ રમકડાંની સાથે રમનારાં હતાં, તેમાં જ આનંદ માનનારાં હતાં, તેમાં જ પોતાનું સુખ ઇચ્છનારાં હતાં, તેમાં જ મસ્ત રહેનારાં હતાં તે મીરાં સાંસારિક શણગાર આદિ વૈભવથી લલચાય ખરાં? તેને સંસારમાં સ્વાદ હતો જ નહિ. તે તો માત્ર ભકિત માર્ગમાં ફસેલાં હતાં. એટલે શણગારના સંબંધમાં તેણે રાણાજીને ચોકખું સંભાળવી દીધું કે

શું કરવું છે રાણાજી રે, બીજાને શું કરવું છે.
ધ્યાન ધણીનું ધરવું છે રે, બીજાને શું કરવું છે.
હીરનાં ચીર મારે કામ ન આવે રાણા,
ભગવી ચાદરે મારે ફરવું છે.
સોનાનો થાળ મારે કામ ન આવે રાણા,
ભોજપત્રમાં મારે જમવું છે.
સોનાની માળા મારે કામ ન આવે રાણા,
તુળસીની માળાએ મારે તરવું છે.
મંદિર માળિયાં મારે કામ ન આવે રાણા,
પડેલી ઝુંપડીમાં મારે મરવું છે.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ રાણા,
વર વિઠ્ઠલને મારે વરવું છે.

વિશેષમાં તેણે કહ્યું કે—

મુજ અબળાને મોટી મીરાત બાઇ, શામળો ઘરેણું સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચુડલો, શિદ સોની ઘેર જઇએ રે, મુજ.
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણુવટ અંતરજામી રે. મુજ.

પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું ઘાલું રે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, હરિને ચરણે જાચું રે. મુજ.

મીરાંબાઇને તો પ્રથમથીજ સંસારી થવું હતું નહિ એટલે તેણે સાંસારિક અલંકાર શ્રી કૃષ્ણનાં જ બનાવી લીધાં હતાં, ને તે પહેરી પણ લીધાં હતાં એટલે બીજાં ઘરેણાંનો માર્ગ જ ન હતો. તે જે પરણ્યાં હતાં તે લોકલાજ ખાતર કહો કે માતાપિતાની આબરૂ ખાતર પરણ્યાં હતાં. આખરે મીરાંબાઇ પોતાના મનનો વિચાર રાણાજીને જણાવી દે છે કે—

નહિ રહું તેરે હટકી રાણાજી મેં નહી રહું તેરે હટકી.
તું તો રાણાજી મોયે ચેસો પ્યારો, લાગે જેસે થુરકી કટકી. રાણાજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ ચિત્ત અટકી રાણાજી

આ કાવ્યથી ભક્તિ માર્ગમાં ફસેલી મીરાંબાઇને રાણાજી ઉપર, શ્વસૂર ઘર ઉપર, સગાંસહોદર ઉપર, ને આખરે સંસાર ઉપર કેટલો બધો તિરસ્કાર હતો તે પ્રત્યક્ષ થાય છે. તેનું આત્મ-મંદિર ઉઘડયાથી તે કેવી નિડર બને છે, તે ઉઘાડે છોક કહેવાની હિમ્મત ધરે છે કે—

રાણાજી મેં તો પ્યારા ગોવિંદકા ગુણ ગાસું.
ચરણામૃત કો નેમ અમારે, નીત ઉઠી મંદિરજાસું. રાણાજી.
રાણાજી રૂઠયા તો આપણો રાજ રાખશે,
પ્રભુ રૂઠે મર જાસું. રાણાજી.
રામ નામકી ઝાઝ બનાવસું,
સંસાર સાગર તર જાસું. રાણાજી.

મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
આવાગમન મિટાસું. રાણાજી.

મીરાંબાઇએ આવી સ્થિતિમાં આખરે પોતાના ધણીનું ઘર તજ્યું, ને જુદા મહેલમાં તે રહેવા ગયાં. અહીં તે નિત્ય શ્રી કૃષ્ણ ભગવાનની મૂર્તિની પૂજા કરતાં, તથા સાધુસંત આદિ ભક્તોની સાથે કરતાલથી ભજનો કરી પૂર્ણ ભક્તિમાં દિવસ નિર્ગમન કરતાં હતાં; પરંતુ તેમ કરવામાં એ તેને જંપ નહોતો. સાધુસંતની સાથે મીરાંબાઇ નાચવા ગાવાની છૂટ લે એ રાણાજીની આંખે જોવાયું નહિ. તેની આંખમાં ઝેર પ્રસર્યું ને તેથી તેણે તેને કોઇ રીતે મારી નાંખવાનો પણ વિચાર કર્યો, એટલું જ નહિ પણ તે માટે પોતે ઉપાયો પણ લીધા રાણાજીએ અનેક તરેહની ઉપાધિ મીરાંબાઇને માથે નાખી, ઝેરનો પ્યાલો મોકલ્યો, તે મીરાં પી ગયાં ત્યારે રાણાજી પોતે ખડ્ગ લેઇ મારવા ગયા. પણ ત્યાં તો રાણાજીએ ચમત્કાર દીઠો. ખડ્ગ ઉગામતાં એકની ચાર મીરાં જોઇ. કોને મારૂં એવા વિચારથી તે ઝંખવાણા પડી ગયા, ને મૂગે મ્હોંએ ત્યાંથી ચાલ્યા ગયા. પણ વેરનો કીડો લોહીમાં ફર્યાં જ કરતો હતો એટલે તે કરડયાં કરતો હતો. આથી રાણાજીએ મીરાંબાઇને મારવાની બીજી યુક્તિ રચી. પણ તેને એટલી એ ખબર નહોતી કે જેને રામ રાખે છે તેને કોઇ મારી શકતું નથી. જેણે કૌરવની ભર સભામાં દ્રૌપદીનાં ૯૯૯ ચીર પૂર્યાં હતાં, જેણે સુધન્વાને ઉગારવાને માટે ઉકળતા તેલને થંડુ ગાર બનાવી દીધું હતું, જેણે અનેક ભક્તોને સંકટ સમયે સહાય કીધી હતી તે શ્રી કૃષ્ણ ભગવાન મીરાંબાઇની વ્હારે હતા. આટલા આટલા રાણાજીએ ચમત્કાર દીઠા પણ તે સમજ્યા નહિ ને આખરે જે શાલિગ્રામની મૂર્તિ મીરાંબાઇ

પૂજતાં હતાં તેને નામે કંડિયામાં ઝેરી નાગ મૂકી કંડિયો મીરાંબાઇને મોકલ્યો. તે વખતે મીરાંબાઇ સ્તુતિ કરે છે કે—

ડબ્બાકે શાલીગરામ બોલત કાર્યં નહીયાં,
હમ બોલત તુમ બોલત નાહીં, કાહેકો મૌન ધરે પહીયાં.
યહ ભવસાગર અગમ બડો હૈ, કાઢી લેહુ ગહીકે બહીયાં,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તુમહીં હો મોર સહીયાં.

મીરાંબાઇને માથે પડેલી ઉપાધિઓથી આખરે તે કાયર થયાં, ને તેણે હમેશને માટે મેવાડ છોડવાનું દુરસ્ત ધાર્યું.

રાણાજીથી મીરાંબાઇ જુદાં રહ્યાં ત્યારથી તેને જાત જાતની ગાળ, જગતનો ઉપહાસ, વગેરે સહેવાં પડયાં હતાં, પણ કશાથી તે ડર્યાં નહોતાં.

મેરો મન લગ્યો સાંવલીયાસો, કાહુકી વારી નહીં રહુંગી.
જો કોઇ મોકો એક કહેગી, એક કી લાખ કહુંગી. મેરો મન.

તથા લોકોએ એને ગાંડી ઘેલીનું ઉપનામ આપ્યું હતું, તે ઉપર તે કટાક્ષ કરે છે કે—

ઘેલાં ભલે થયાં રે બાઇ, મુને ઘેલામાં ગુણ લાધ્યો.
આગે તો અમે કાંઇ ન જાણતાં, મન માયામાં બાધું;
ભવસાગરમાં ભૂલાં પડયાં, માર્ગે મળિયા સાધુ. ઘેલાં.
ઘેલાં તો અમે હરિના ઘેલાં, દુર્જનિયાં શું જાણે;
જે રસ દેવી દેવને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં.
ઘેલાં તો અમને હરિએ કીધાં, નિર્મળ કીધાં નાથે;
પૂરવ જન્મની પ્રીતડી, અમને હરિએ ઝાલ્યાં હાથે. ઘેલાં.
ઘેલાં ઘેલાં તમે શું કરો, ઘેલાં ઘેલાંનું કરશે;
સુખનું કહેતાં દુઃખજ લાગે, તે નર કયાંથી તરશે. ઘેલાં.
ઘેલાં તો અમે કાંઇ ન જાણતાં, સાધુ ચરણો સેવ્યાં;

મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સમજે કારજ સીધ્યાં. ઘેલાં.

કેવી નિષ્કામ ભકિત ને કેવો નિર્મળ હૃદયનો ઉદ્ગાર છે? મીરાંબાઇનું આ કાવ્ય નરસિંહ મહેતાને ઢેઢની સાથે ભજન કરવાને લીધે માથે આળ આવ્યું હતું તે વખતે તેણે જેમ

એવારે અમો એવારે એવા, તમે કહો છો વળી તેવારે.
ભકિત કરતાં ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરનિ સેવારે.

શ્વસૂર ગૃહ છોડયા પછી મીરાંબાઇ કાશી વગેરે યાત્રાનાં ધામોએ યાત્રા કરવા ગયાં હતાં, ને ત્યાંથી ગુજરાતમાં આવી દ્વારકામાં વસ્યાં, ને ત્યાં જ ‘ નીર ખીર જયોં મીલ ગયા ’ તેમ તે શ્રી કૃષ્ણ પરમાત્માના અંગમાં સમાઇ ગયાં.

મીરાંબાઇનાં કાવ્યો એટલાં રસિક, ને મીઠાશવાળાં છે કે તે સાંભળવાની તો શું પણ ગાવાની ઇચ્છા થાય છે, ને કદિ ગાતાં ન આવડતું હોય તો કોઇ ગાતું હોય તે સાંભળી તેની લેહમાં હૃદયને હીંચકા ખાવા જેટલી સ્થિતિ તો થાય છે. ઘણાંખરાં કાવ્યો ભજનોમાં ઘણે ખરે ઠેકાણે ગવાય છે, પણ તેની ગરબીઓએ તો હદ જ વાળી છે. તે ઘણીજ લોકપ્રીય છે. તે ગરબાના દિવસોમાં ગામે ગામ ગવાય છે. મારા અનુભવથી કહું છું કે મીરાંની ગરબી પાછળ લોકો ગાંડા બને છે. જે ગરબામાં મીરાંની ગરબી નહિ તે ગરબોજ નહિ.

મીરાંબાઇનો ભકિતશૃંગાર દયારામ કવિના જેટલો ખુલો નથી, પરંતુ નરસિંહના ભકિતશૃંગારને ઘણો મળતો છે. અને તેમાંએ શૃંગારી શબ્દો તો ઠામ ઠામ જોવામાં આવે છે તે એટલે સુધી કે ફારસી કવિઓને પ્રિય દર્દ, બાલમ, મહેબૂબ વગેરે ખાસ શૃંગારી શબ્દો મીરાંબાઇનાં કાવ્યોમાં નજરે પડે છે. કેટલાંક તો કેવળ ઉઘાડાં છે. દૃષ્ટાન્ત તરીકે—

"હાથકી બીડી લો મેરે બાલમ, મોરે બાલમ સાજનવા."
"સાંવરો સલોનો ઝાંખી દે ગયો."
"મીલનો કીસ બિધ હોઇ,
નંદજીકે લાલસેં મેરો મિલનો કિસ બીધ હોઇ."
"કયા કરૂં મેં બનમેં ગઇ, ઘર હોતી તો શ્યામકુ મનાઈ લેતી."
"બાઇ મેં ને ગોવિંદ લીનો મોલ."
"કાના ચાલો મ રે ઘેર કામ છે, સુંદર તારૂં નામ છે."
તથા ઘણી ખરી ગરબીઓ માત્ર શૃંગારી છે.

એ ઉપરાંત "પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની" "વર તો વિઠ્ઠલને વરી," "સદા પ્રેમ રસ ચાખુંગી," "પ્રેમના પ્યાલા તમને પાઇ પીઉં" આદિ શૃંગારી વાકયો અને શબ્દો એનાં કાવ્યોમાં છે, છતાં તે બધાં રસની લ્હાણીથી ઉભરાય છે.

મીરાંબાઇનાં, દયારામનાં, કે નરસિંહ મહેતાનાં શૃંગારી કવનો આજ દિન સુધી ગવાતાં આવ્યાં છે. સ્ત્રીઓએ તે લલકારી ગાયાં છે, ને ગાય છે છતાં તે ક્ષોભ પામ્યાં નથી કે પામતાં નથી. આપણે સર્વે જાણીએ છીએ કે સ્ત્રી સ્વભાવ અત્યંત લજ્જાવાન્ હોય છે, તેમ છતાં આવાં શૃંગારી કવનો ગાતાં તેમને લજ્જા આવી નથી તો તે શૃંગારની નજરથી લખાયાં છે એવું એવાં કાવ્યો લખનારને માથે અપવાદ મૂકવો એ તેમને અન્યાય કરવા જેવું છે. સર્વેમાં દેખાવ માત્ર શૃંગારી છે, પણ અંતરપટ જુઓ તો ભકિતનું છે. તેથીજ આપણે મીરાંબાઇનાં કાવ્યો વિષે એટલું કહીએ તો બાધ નથી કે મીરાંએ પણ પ્રાચીન કવિઓની રીત પ્રમાણે રાધા કૃષ્ણને નાયિકા અને નાયક બનાવી તેનો વિપ્રલંભ શૃંગાર ગાયો છે, એટલું જ નહિ પણ પોતે શ્રી કૃષ્ણની સ્ત્રી થઇને રહ્યાં છે. તે તેને પોતાનો ધણી બનાવે છે, ને ભકિતમાં પણ સંસાર રચી ભકિતસંસારના ગૃહમાં

રહી સાંસારિક સુખ ભોગવે છે. કવિ દયારામ 'પ્રેમ ભક્તિ' એ શ્રી કૃષ્ણને વર્યા હતા, ત્યારે મીરાંબાઈ "ગીતા ભાગવત વાંચતાં" "પ્રેમ રસ ચાખવા" ઉત્સુક થયાં હતાં. દૃષ્ટાંત તરીકે—

મેં તો હરિ ગુણ ગાવત નાચુંગી.
અપને મંદિર બેઠ બેઠ કર, ગીતા ભાગવત વાંચુંગી. મેં તો.
ગ્યાન ધ્યાનકી ગઠરી બાંધ કર, હરિહર સંગમે લાગુંગી. મેં તો.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સદા પ્રેમ રસ ચાખુંગી. મેં તો.

ભક્તિ શૃંગાર ગાવાવાળા કવિઓ નવધા ભક્તિમાંના દાસત્વ સખ્યતા અને આત્મ નિવેદન પ્રકારની ભક્તિમાં શ્રી કૃષ્ણને પતિ બનાવી પોતે તેની સ્ત્રી થઇને રહે છે, અથવા પોતે ધણી બની શ્રી કૃષ્ણને તેમની સ્ત્રી બનાવે છે. મીરાંબાઇના કાવ્યોમાં પણ એ ભાવના છે, પણ તે ઉપરાંત તેમાં પિતા પુત્રીનો સંબંધ બતાવતું પણ એક કાવ્ય જોવામાં આવે છે. એ દાખલા તરીકે તે કહે છે કે—

મેં ગરીબ તુમ કરૂનાસાગર, દુષ્ટ કરત બલજોરી,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, તુમ પિતા મેં છોરી. પ્રભુજી.

મીરાંબાઇ રામને મળવાને ઘણી અધીરી હતી. કયારે મળાશે તે જાણવાને જોશીને પણ પૂછવા તત્પર થાય છે, ને તેને પૂછે છે કે—

કહોની જોશી પ્યારા, રામ મિલન કબ હોશી."

આ કાવ્યમાં સ્ત્રીપણું છે, ને એમાંનો ભાવ મીરાંબાઇની ભક્તિની ઝંખનાનું સૂચન છે.

મીરાંબાઇનાં કાવ્યો મુખ્યત્વે કરીને ત્રણ જુદી જુદી ભાષામાં છેઃ હિંદી કે વ્રજ, મારવાડી અને ગુજરાતી. મારવાડી ભાષાનાં કાવ્યો ઘણા થોડાં હાથ આવ્યાં છે, એમ છતાં એ સંબંધે એટલું કહી શકાય કે ઘણાં ગુજરાતી કાવ્યો અસલ મારવાડી હશે, પણ

મારવાડીમાંના અહે, કહે આવતા શબ્દો ગુજરાતીમાં ગાવાવાળા-ઓએ ફેરવી તેને સ્થાને ગુજરાતી શબ્દો મૂકીએ દીધા હશે. એ ઉપરથી મીરાંબાઇએ ગુજરાતીમાં કાવ્યો રચ્યાં નથી એમ નથી. દ્વારકામાં રહીને તેણે મુખ્યત્વે કરીને ગુજરાતી કવનો બનાવ્યો હશે.

મીરાંબાઇએ ગાયું છે કે—

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારાં રે.
જળ જમનાનાં હું તો ભરવા ગઇતી રે,
કાનુડે ઉડાડ્યાં આછાં નીર, ઉડ્યાં ફરરરરર

*　　　　*　　　　*

બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી ફરરરરર. કાનુડો.

એવું જ સુરદાસનું કાવ્ય છે—

સાંવરો ન જાણે મેરી પીર, કનૈયો ન જાણે મેરી પીર.
મેં જળ જમુના ભરન ગઇતી, સાંવરાને ડારો મોંપે નીર
નીર નીર છાંટયો જયમ છરરરર.

*　　　　*　　　　*

સુરદાસ પ્રભુ તિહારે મિલનકો, બંસરીકો ફેંકયો મોંપે તીર
તીર, તીર, કાંપી જયમ થરરરરર. સાંવરો.

તેમજ કવિ સુરદાસ, નરસિંહ અને મીરાંબાઇ ત્રણેનાં એક જ લેહનાં દ્રષ્ટાંતો જોવા યોગ્ય છે.

મીરાંબાઇનું કાવ્ય—

કીને કાંકરી મોરે મારી રે, જદુપતિ જલ ભરવા દ્યો,
લેકર ચીર દમ ચઢ બેઠે, હમ રહી જલમેં ઉઘારી રે;
સાસુ બુરી મોરી નનદી હઠીલી; દેવર દેવે ગારી રે,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તમ જીતે હમ હારી રે.

સુરદાસનું—

અંબર દેહો મોરારી હમારો, અંબર દેહો મુરારી. હમારો.
લેકર ચીર કદમ ચઢ બેઠે, હમહી જલગોં ઉઘારી રે,
સાસુ બુરી ઓર નનંદ હઠીલી, દેવર દેવે બહુ ગારી રે;
મોર મુગટ પીતાંબર સોહે, કુંડલકી છબી ન્યારી,
સુરદાસ પ્રભુ તિહારે દરસકો, તુમ જીતે હમ હારી.

અને નરસિંહ મહેતાનું—

ફીને ગાગર મોરી ફોરી રે. જદુપતિ જાન થયું છે;
સાસુ બુરી મોરી નનંદ હઠીલી, પીઉને કેમ ઉત્તર દઇશું રે.

મીરાંબાઇની શ્રી કૃષ્ણ પરમાત્મા પરની અનન્ય ભકિતથી સર્વ કોઇ માહિતગાર છે. તેણે તેનાં જ કાવ્યો રચ્યાં છે, છતાં એમાં પણ અપવાદ જણાય છે. ગરબાની કોંસીલી મીરાં.

કીરપા કરજો અંબા આજ મને કીરપા કરજો;
બારે બત્રીસી રસોઇ કરૂં મા, ભોજન ભાવે જમવા.
ચોસઠ જોગણી ટોળે વળી મા, આવજો ગરબે રમવા;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, શુંભ નિશુંભને દમવા. આજ.

કહી શ્રી અંબા માતાને ગરબે રમવા તેડે છે, ને શરદ પૂર્ણમાની રાત્રિએ--

'આજ કી માણેકઠારીયાં મોહનજી, આજકી માણેકઠારીયાં.'

ના કાવ્યમાં માણેકઠારીને મહલાવતી મોહનજીને દુધ પૌંઆ ખાવા નોતરે છે. કેવું શુદ્ધ અંતઃકરણ અને નિખાલસ ભકિત છે!!

આ ભકિત ગાન ગાતાં પ્રભાત થવા આવ્યું. અને મંદારની ઇચ્છા, એકદમ ઉદયગઢ પ્રત્યે પ્રયાણ કરવાની થઇ! સર્વ વ્યવહારનો ત્યાગ કરીને તે સાંજની ટ્રેનમાંજ રવાના થઇ!

વાંચનાર ? મિ. રોયના રાજ્ય વહીવટ સંબંધી હજી ત્હારે જાણવાનું છે; તેમજ મંદારિકા જેવી જીવપ્રાણ કુમારિકાનો ભોગી બનેલો રૉય, જે મંદારનો પરિત્યાગ કરી બેઠો, તે પણ કારણ જાણવાનું બાકી છે; તો તે સંબંધી વૃત્તાંત અને ખુલાસો આ ભાગ પુર્ણ થતાં પહેલાં, તેમજ મંદાર હજી ઉદયગઢ પહોંચે, તે પહેલાં જાણી લઇએ. ઉદયગઢ તરફ આપણે પણ દૃષ્ટિ દોડાવીએ.

---

## પ્રકરણ ૯ મું.



### ઉદયગઢનું અમાત્ય મંડળ—મંદારની નિરાશા!

ઉદયપુરની પ્રજા, પોતાના મહારાજાની માયા અને મમતા ગુમાવી બેઠી હોય, પોતે જાણે પ્રદેશી અમલ તળે નવો નિવાસ કરતી હોય તેવું દેખાવાં લાગ્યું! અંગ્રેજી રીતભાત, વાજબી ન્યાય, અને રીતભાત વગેરે સુધરેલી રીતે કરવાની દિવાનને ફરજ પડી! લાંચ અગર વગસગ કે આંખની શરમ એ સઘળું જુના જમાનાનું ચલણ બંધ પડયું; ને તેથી બહુ સખ્તાઇથી લાગી! પ્રજામાં એથી કકળાણ પેદા થયું. અને થોડીજ મુદતમાં નવા પ્રધાનની વિરૂદ્ધ ફરિયાદ ઉઠી! હમેશાં નવો અને સુધારેલો અમલ એવોજ લાગે છે. તેમાં પણ દેશી રાંકડી રૈયતનુ "ગુજરાન" જુની ઢબે ચાલે, એટલે તે ખુશી થાય છે, પરંતુ તેમાં અન્યાય અને અહીત કેટલું હોય છે, તે એમનાથી સમજાતું નથી, એજ તેની મુર્ખતા છે. મહારાજા ઉદયસિંહ જો કે દયાળુ ને ડાહ્યો રાજા હતો, પણ જુની રીતભાત ઉપરજ મુસ્તાક હતો. તે બ્રિટીશ અમલ તથા ન્યાયને વખાણ-

## મંદારિકા.



ઉદયગઢથી, મંદારિકાનું મુંબઇ તરફ પ્રયાણ—ભા. ૨ પ્ર.૮ પૃ.૨૦૮

મનોરંજન પ્રેસ, મુંબઈ.

નારો હતો, પણ પોતાના અમલને બહલાવતાં અચકાતો હતો. તે કહેતો—સરકારી અમલદારોને ભેટતી વેળા જવાબમાં જણાવતો કે પોતાના કુંવરનો અમલ, નવા જમાનાથી હળતો નીકળશે. અથ એજ કે પોતે કંઇપણ ફેરફાર કરી શકશે નહિં; આખરે મિ. રોયની કારકીર્દિ ફત્તેહમંદ નીવડી નહિ !

મહારાજા યાત્રામાંથી નગર ભણી આવ્યા. પ્રજાની ઇતરાજી તથા કલેશ જોયો. અને રાજબંધારણની સુધારા માટે પણ મતભેદ પડયો. મહેસુલી તેમજ ન્યાયકારોબારી ખાતાં છુટાં પાડવાં; પોલીસ અને તેનો અમલ સખ્ત કરવો. તાલુકદારો, પટાવતો અગર ધર્માદા સંબંધી આવકપર જાપતો મુકવો; તેમજ રાજખર્ચ અને તિજોરી તરફ પુરતું લક્ષ આપવું; આ સર્વ વાજબી સુધારાનો અર્થ, જુની નજરે એવો કરવામાં આવ્યો, કે મિ. રૉય એક ખરા કુશળ રાજદ્વારી છતાં પશ્ચિમવાદી સુધારાનાજ હિમાયતી છે ! જો કે તેણે વ્યાપારમાં છુટ બક્ષી; કેળવણીખાતામાં સુધારો કર્યો. હુન્નર—ઉદ્યોગમાં વધારો કરવાની યોજના બહાર પાડી; અને કોઇપણ પ્રજા, નિર્ધન ન રહે તે માટે ખેતીવાડી અને બીજાં સાધનોની સગવડ કરી આપી. તે આળસુ, વ્યાજખોરી, ખુશામતખોરી, અને દરિદ્રી હોવાનું ન ગમ્યું, અને આખરે એ પરિણામ આવ્યું, કે મહારાજા દરેક કામમાં વચ્ચે પડવા લાગ્યા ! ખુશામતી હજુરીયા મહારાજાના કાન ભંભેરીને ઉશ્કેરવા લાગ્યા !" રાજમાં પ્રદેશી અમલદાર ન જોઇએ, તે તો રાજનું ઉંધું મારે, રાજપર બીજી સત્તા બેસાડે ! નાણું ઉડાવી જાય, ને પ્રજાને મારી જાય !" ઇત્યાદિ બેહુદી અને બેવકૂફીભરી વાતોથી રાજાને બનાવતા ! જો તેમ ન કરે, તો હરામખોરીથી પેટ ભરવાનું બને કયાંથી ! ફાંફડા થઇને

ફીતુર કરવાનું, લાલાજી લટીયર થઇને લાંચ લ્હેવાનું અને કાફર બનીને ગેર ઇન્સાફ કરવવાનું બને કેમ? ઉદયનગરના અમાત્યનું ત્યાં હવે રહેવું ભારે પડયું; તે દરમ્યાન હીન્દી રાજદ્વારી ચળવળ ઉભ. શઇ પડી! હીન્દી પ્રધાન લૉર્ડ મોન્ટેગ્યુ અને વેસરાયની એક મતની યોજના થવા લાગી. આ પ્રસંગે મિ. રૉયનું નામ જાહેર આવ્યું, અને ઇન્ડીયા તરફથી ઇન્ડીયા કૌંસીલમાં ચોકસ બાબત માટે જુબાની આપવાને જવાનુ ઠર્યું; ને આ દરમ્યાન મિ. રાયે, પોતાનો હક કાયમ રાખીને રજા માગી, પણ મહારાજાએ તેમને છેવટની વિદાયગિરી આપી. મિ૦ રૉયે તે સ્વિકારી; અને તેમણે તે સ્વિકારી! તરતવેળા રાજ્યના કામચલાઉ ખાત્રીદાર દિવાન તરીકે આપણા માનવંત કુમારના ટયુટર મિ. સુમનરાયને એકદમ તાર કરીને અલીગઢથી બોલાવી લીધા. મિ. રૉય વિલાયત જવા માટે મુંબઇ ઉપડી ચુકયા. તે દરમ્યાન વાર્ત્તાની નાયિકા મંદારિકાનું શું શું થયું, તે જાણીએ!—

મિ. રૉયનું રાજીનામું, ને મિ. સુમનરાયની નેમણુંક થઇ; તેને બીજે દહાડેજ મંદારનો તાર અમાત્યને નામે આવ્યો. આ તાર સુમનનેજ મળવો જોઇએ, ને તે મળ્યો. તેમાં મંદારનીજ સહી અને મુબારકબાદી! સુમનને વધુ સંતાપ થયો. હજી પણ મંદાર પોતાની થવાની નથી, એ ઝેર વરસી રહ્યું; અને તેણે અંગ્રેજીમાંજ એક લાંબો પત્ર ટાઇપ કરી મોકલ્યો. તે પત્રમાં મંદારને બેવફા, નીતિભ્રષ્ટ, તથા અચોકસ મગજની ચીતરી! આ કાગળ મંદાર કને પહોંચ્યો, ને તેનું મન અતિ વિહ્‌વળ તથા વિસ્મીત બની ગયું; તોપણુ રૂબરૂ મળીને બે બોલ કહેવા, તથા ખરો ખુલાસો કરવાને જવાનું ધાર્યું; પરંતુ તે પહેલાં થોડાજ કલાક અગાઉ ગુસ્સાને લીધે તેણે એક પત્ર ચીતરી કહાડયો. ને તે ટપાલમાં રવાના

થયો. એ પત્ર પણ અમાત્યને નામેજ હતો. એ પત્ર પહોંચ્યે, તે દરમ્યાન તો મંદારે, રૂબરૂ મળવાને જવાનો ટેલીગ્રામ કર્યો. તે પણ સુમનના હાથમાં આવ્યો, સુમન હરખ્યો. અને રૂબરૂ શું થાય છે, તે માટે તૈયાર રહ્યો. એવામાં પત્ર આવ્યો. સુમને વાંચ્યો. ને મિ. રૅાય ત્યાંથી કુચ કરતી વેળાએજ તેમને મોકલ્યો. મિ. રૅાય અજાયબ થયા. પણ હાલ તરત તેનો કંઇપણ ખુલાસો કરવાનું બંધ રાખ્યું. ને મુંબઇ ઉપડી ગયા.

મિ૦ રૅાય પધાર્યા પછી બીજે દીવસેજ મંદારીકા ઉદયનગરમાં આવી, અને અમાત્ય મંદિરમાં પધારતાંજ તેને ખબર મળી, કે મિ૦ રૅાયે તો મંત્રીપદ તજ્યું છે, ને વિલાયત જવા માટે મુંબઇ ઉપડી ગયા છે!—

વાંચનાર ? આ ભાગના મુખબંધમાંજ ત્હેં આ ચિતાર જોયો છે. મોટોરનો અકસ્માત અને મિ૦ રૅાયનો સંદેશો પણ જાણ્યો છે. આ હવે બીજો ભાગ અહીંજ ખતમ થાય છે. મંદારિકા તો પથારીપર પડેલી છે! મિ૦ રૅાય વિલાયત જતી સ્ટીમરમાં રવાના થયા છે. બન્નેનો સ્વર્ગીય પ્રેમ, હાલ તો વાવાઝરડા પેઠેમ ઉડી રહેલો છે. સુમન ટંગાઇ રહેલો છે. હવે જોવાનું છે કે ત્રીજા ભાગમાં વળી શું નવું કૌતુક નજરે પડે છે.

---

## નિશાળોપયોગી ફ્રૉબેલની બક્ષિસો, ચિત્રો, નકશાઓ મળશે.

# દેલવાડાકર કિન્ડરગાર્ટન-સ્ટોલ.

| | | | |
|---|---|---|---|
| ૧. | મૂળાક્ષરો ( પદ-વાકય ) શીખવવાનું બોકસ | રૂ. | ૧--૦ |
| ૨. | મૂળ ભાગ ( સચિત્ર ) પહેલી ચોપડી દરેક | | ૦--૩ |
| ૩. | આંક-અક્ષર શીખવાનું મણકાનું બોકસ | ૧--૨ થી | ૨-૧૨ |
| ૪. | હિસાબ શીખવાની મણકાની ઘોડી | ૧-૧૦ થી | ૭--૮ |
| ૫. | કિન્ડરગાર્ટન બક્ષિસ ૭ થી ૨૦ | | ૫૦--૦ |
| ૬. | સ્લેટો પથ્થરની આંકેલી-ડબલ મોટી | ૨--૪ થી | ૩--૪ |
| ૭. | સ્લેટો કાર્ડ બોર્ડની આંકેલી | ૦-૧૦ થી | ૧--૮ |
| ૮. | સ્લેટો કાર્ડ બોર્ડની મોટી ઘોડી સાથે | | ૩--૮ |
| ૯. | ચિત્રો (સ્લેટ-કાગળ)પર પાડવાનાં બોકસ (સચિત્ર) | | ૧--૪ |
| ૧૦. | ,, ( રંગ પેનથી ) પાડવાનાં બોકસ ,, | | ૧--૮ |
| ૧૧. | ,, ( મોડેલથી ) પાડવાનાં બોકસો ,, | | ૩--૬ |
| ૧૨. | ચિત્ર બુકો ( ૭ રંગો સાથે ) તરેહવાર | ૦-૧૨ થી | ૨--૮ |
| ૧૩. | રંગાકારનાં બોકસો ( ફીગર લેઇંગ ) | ૧--૪ થી | ૩--૮ |
| ૧૪. | ચિત્રો ગોઠવવાનાં પઝલ બોકસો | ૦-૧૨ થી | ૪--૮ |
| ૧૫. | બીલ્ડીંગ બોકસ ( નમુના સાથે ) | ૦-૧૨ થી | ૩--૪ |
| ૧૬. | પશુ-પંખીઓના કાર્ડ-પેકેટ ( ૪ ) દરેકના | | ૧--૪ |
| ૧૭ | મીકેનીકલ એનીમલ્સ નં. ૧ થી ૮ દરેકના | | ૨--૪ |
| ૧૮. | A. B. C. લેટર પીસીસ | ૦-૧૨ થી | ૩-૧૨ |
| ૧૯. | ,, વર્ડ બીલ્ડીંગ ( ઘોડી સાથે ) | | ૧-૧૨ |
| ૨૦. | ,, પિકચર બોકસ અને બ્લોકસ | ૧--૮ થી | ૬--૮ |
| ૨૧. | ,, સચિત્ર બુકસો તરેહવાર | ૦--૪ થી | ૨--૮ |
| ૨૨. | કિન્ડર ગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી ( સચિત્ર બોકસ એકના | | ૧૦--૦ |
| ૨૩ | કિન્ડર ગાર્ટન ગુજરાતી ગ્રંથમાળા | | ૪--૦ |
| ૨૪. | ભરત ચિત્રનાં બોકસ | ૦-૧૨ થી | ૩--૪ |
| ૨૫. | દુનિયાના સિકકા ( વાવટા સાથે ) કાર્ડ દરેકના | | ૦--૬ |
| ૨૬. | મ્યુઝીકલ ડમ્બેલ્સ-દરેકના | | ૦-- ૮ |
| ૨૭. | કિન્ડરગાર્ટન ગાઈડ-રંગીન ચિત્રો સાથે ( ઈંગ્લીશ ) | | ૮-૧૨ |
| ૨૮. | ઇંગ્લીશ ઓબજેકટ લેસન પીકચર્સ-ચાર્ટ | | ૨--૪ |
| ૨૯. | પ્રાણીવર્ણનનો મોટા નકશો (૫૧) હિંદી ચિત્રોનો ( ગુજ-હિંદી) | | ૪--૦ |
| ૩૨. | પેરેડાઇઝ આફ ચાઈલ્ડહુડ ( કિં. બક્ષિસો ) | | ૮-૧૨ |

# મંદારિકા

અથવા

## મદ—ઘેલી મનોરમા!

### ભાગ ૩ જો.

કુંવારી જીંદગીની જ્યોત પ્રેમી તેલ વણ બુઝે;
અગર મન વાયુના ભડકે ઝબકતી આગ વન ખુંચે!
વડીલની છાંયડી વિનાં, દુહિતા દુઃખમાં ડુબે;
પતિના અંકુશો વિના, સુંગધી પ્રેમદા સુંઘે!

### પ્રકરણ ૧ લું.

મધુરીનો સુખવાસી સંસાર.

“જેને ચતુર સુઘડ મળી નાર, સફળ જીંદગાની;
મળી અપટ ફૂવડ, અવતાર કરે ધૂળધાણી!—

\+ \+ \+ \+

કાંટા સળીયો સુનેરી રંગે પણ નહિ ચંપો થાય,
વિજ્યા હથામીનું સોનું કંઇ સો ટચ ના અંકાય!

કાચ ભલે ચળકે પણ તેથી હીરો ના કહેવાય,
સુંદરી પણ કંઇ સઘળી સતીયો સરખી ના પરખાય!

\+ + +

નીલમ—માણેકની ઉપનાયિકા (સહચરી યા ભગિની કહો, પણ જે કંઇ માણેકનું સુખવાસી જીવન, તે નીલમનું નહિ તેજ રીતે ભલે નીરૂ ગુણીયલ અને સહનસીલ ગૃહણી ગણાય, પણ મધુરી જેવી તો નહિજ! આ નવલકથાની નાયિકા મંદારિકા ભલે ભણેલી યા સુધરેલી હોય, પણ હજી તાપસી યોગમાંથી સંસારી જીવન ઉપર જડેલી નહિ! ગૃહસ્થાશ્રમ ધર્મમાં રહેલી છતાં, તેનામાં તે વાસ પ્રસર્યો નથી. તેણે માતાનું સુખ ગુમાવ્યું, તેવીજ રીતે પિતા પ્રેમથી પણ વિમૂખ થઈ છે! એકલું જે ફાટતું યૌવન, પતિના શરણમાં રહેવું જોઇએ, તેમાંથીયે તે છુટી પડી ગઇ છે! હવે શું થાય છે તેજ જોવાનું છે. હાલ તો તે બિચારી નિરાશાના નિસાસા નાખતી મધુરીના મહાલયમાં પાછી પડી છે!

મધુરીનો સુખવાસી સંસાર, તેના જીવન ચારિત્ર ચિત્રથીજ ચિતરાયલો બસ છે. બાળકોનો આનન્દ અને જીવન સંસારનો પ્રવાસ બહુ સુખરૂપ બન્યો છે. પતિની પ્રીતિ પુર્ણ સંપાદન કરી છે. જેટલી તે દુઃખિ હતી, તેટલીજ તે સુખી બની છે. સોનું તપાયા ને ઘડાયા પછી વધારે કિંમતી બને છે, તે રીતે કૂળવંત પણ અનુભવ અને આપત્તિમાં સપડાયા પછી વધારે ડહાપણદાર અને સુખી નીવડે છે, સંતોષી અને દયાળુ બની જાય છે.

મધુરી મૂળથીજ સંતોષી મનની હતી. જો કે પિતાના ઘરનો વૈભવ અને બાળકપણનો લાડકવાયો વ્યહાર બહુ સાંભરતો ખરો; તેમજ તેનાપર તેના શીરછત્રનો ડામાડોળ પ્રસંગ, બ્હીવ-

રાવે ખરો, તોપણ તેની દૃઢતાયે તેના વિઘ્નો દૂર કરી નાખ્યાં, ને તે ચાર બાળકોની માતા બનીને પતિના સામ્રાજયમાં સુખવાસી જીંદગી ગુજારવા લાગી.

તે મુંબઇમાં રહીને સારી સોસાઇટીમાં ભળી ગઇ. મુંબઇનાં બે ગુજરાતી ખાતામાં પલોટાઇ ગઇ. વનિતા વિશ્રામ અને ગુજરાતી હીન્દુ સ્ત્રી મંડળની સારી સલાહકાર થઇ રહી. કમનસીબે છેલ્લા બનાવની આ નોંધનો આર્ટીકલ* વાંચીને તે દુઃખિ

---

*"ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની ઉન્નતિ કરવા માટે ગજના ગજ ભરી નાંખ્યા પછી, જ્યારે હમણા ખરો વેતરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેના પ્રમુખ, સેક્રેટરીઓ, વ્યવસ્થાપક કમીટી અને સહાયકારો અને સલાહકારો પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશમાં આવ્યા છે. અમે એમ માનતા હતા કે પુરૂષનું જીવન સુધારવા માટે, ભાવિ પ્રજાની ઉન્નતિ કરવા માટે હાલના જમાનમાં સ્ત્રીઓ પોતાની આસપાસની ચાલી રહેલી પ્રવૃત્તિથી માહિતગાર થાય, જે સ્ત્રીઓમાં શક્તિ હોય તેઓ એ પ્રવૃત્તિઓમાં ભાગ લે અને ભાવિના ઉચ્ચ મનોરથોની છાપ પોતાની નવી પ્રજાપર પાડી શકે, માટે ધર્મિક, સામાજિક, સાંસારિક, રાજદ્વારી વગેરે પ્રવૃત્તિઓની બારાખડી જાણે તો તે લાભકારક છે! અને તેને માટે ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ જેવું એક સાધન ઉપયોગી છે. એ સાધન પુરૂષમંડળી અને સ્ત્રીમંડળની વચ્ચે હાલ ચાલતી છૂટાછેડા જેવી સ્થિતિ ઉત્પન્ન થતી અટકાવવાને ઉપયોગી છે. એ સાધનદ્વારા તેટલાં માટે આજ સૂધી સામાજિક, સાંસારિક અને રાજદ્વારી વિષયોપર ભાષણો સ્ત્રીઓની સભાઓ સમક્ષ આપવામાં આવ્યાં છે, જુદે જુદે સમયે જે ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ ચાલતી હતી તેમાં મંડળ તરફથી મત

થઇ, તોપણ ન્યાયને અંતે, સંપને માર્ગે સારૂં પરિણામ પાકશે, એ ધારણા સફળ નીવડી !

---

દર્શાવવામાં આવ્યા છે. રાજદ્વારી પ્રવૃત્તિથી સમસ્ત હિન્દમાં જે હિન્દના દાદાને નામે લોકોમાં માનીતા થયા છે અને આજે જેમની જયંતી ઉજવાય છે અને જેમનું નામ પ્રાતઃસ્મરણીય ગણવામાં આવે છે તેઓ જીવતા હતા ત્યારે એ સ્ત્રીમંડળના જયંતીને દિવસે વેસાવાની યાત્રાએ પોતાના પ્રમુખ મીસીસ જમનાબાઇ નગીનદાસ સક્કાઇ સાથે તેમના દર્શનાર્થે જતું હતું. આ જૂનો ઇતિહાસ યાદ કર્યા પછી એ મંડળે ચાલુ ઓગસ્ટ માસમાં પોતાના કારભારના સંબંધમાં ચર્ચા કરાવવાનું જે કારણ આપ્યું છે તે આશ્ચર્ય કરનારૂં છે. છોકરાં જણવા અને ઉછેરવાં, રસોડું સાચવવું, ઘરનાં અનાજપાણીની સંભાળ રાખવી, ઘર સાફ રાખવું ત્યાંથી સ્ત્રીઓને અટકવાનું નથી; એ ઉપરાંત સ્ત્રીઓને વિશેષ જાણવાનું છે, અને તે ખાસ કરીને પોતાના દેશમાં પોતાની આસપાસ ચાલતી પ્રવૃત્તિઓ જાણવાની છે એવો ઉપદેશ ઢોલ-તાંસાં વગાડીને ફરી ફરીને કર્યા પછી સ્ત્રીઓને માટે જ્ઞાનપ્રદેશમાં પ્રવેશ કરવાની મર્યાદા પાછી સુંકુચિત કરી નાંખવી, જ્ઞાનની સુગંધ લેતાં પણ અટકાવવી, એનો અર્થ શો સમજવો ? જીલ્લાઓમાં હોમરૂલ-લીગના સાથમાં રહીને આપણી મુંબઇની હાઇકોર્ટના જાણીતા એડવોકેટ મી૰ ભુલાભાઇ દેશાઇનાં ધર્મપત્ની બહેન ઇચ્છાબેહેને તો તેટલા માટે એટલો સુધી આગ્રહ ધર્યો હતો, કે હોમરૂલ લીગમાં દાખલ ન થાય, તેઓનો સાથ ન કરવો, અને પ્રાચીનકાળમાં વીરાંગનાઓ પોતાના પતિઓને, ભાઇઓને, પુત્રોને પોતાની ચિંતા ન રાખી રણમાં માથાં મૂકી શૌર્ય બતાવવાનો મંત્ર ભણતી

આ રીતે પોતાનો સંસાર સુધારવા લાગી; બાળકોને કેળવવા લાગી. પતિની સ્થિતીને દીપાવવા લાગી—માત્ર હવે તેની સહચરી મંદારિકાને કોઇ રીતે સુખી જોવાને મથન કરવા લાગી.

---

હતી; તેમ બેહેન ઇચ્છાબેહેને ઉપદેશ કર્યો હતો કે, જે પુરૂષો હોમરૂલ લીગ જેવી રાજદ્વારી વિષયની ચર્ચા કરનાર મંડળમાં દાખલ ન થાય તેઓએ કાંચળી પેહેરી છે, એમ જાણવું. આવો ઉપદેશ કરનાર હિમ્મતવાન સ્ત્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની વ્યવસ્થાપક મંડળીમાં હાજર હોવા છતાં ખાસ કોંગ્રેસની બેઠકમાં ડેલીગેટ કે વોલંટિયર તરીકે જે સ્ત્રીઓ હાજર રહી તેની પ્રવૃત્તિ જાણવાની ઇચ્છા રાખતી હોય, તેઓને મંડળ તરફથી જતાં અટકાવવાનો પ્રયત્ન થયો એટલુજ નહિ પણ મંડળનાં પ્રમુખ, સેક્રેટરીઓ અને વ્યવસ્થાપક કમિટીએ મંડળની સભાસદ સ્ત્રીઓની સભા બોલાવવાની વિનંતી થઇ, તેને ઠોકરે મારવા જેવું સાહસ થયું, તે ઘણું આશ્ચર્યકારક છે. અમે ધાર્યું હતું કે સ્ત્રીઓના હકકો માટે બેહેન ઇચ્છાબેહેનનો જુસ્સો ઉભરાયા વિના રહેશે નહિં, તેઓ મંડળની જોહાકી, જહાંગીરી, ઝારશાહી તોડવાને આગેવાન થશે. પણ શું બન્યું છે? બહેન ઇચ્છાબહેન ફરી બેઠાં છે, અને ગુજરાતની સ્ત્રીઓ પૂછે છે કે તેમનો શૌર્યનો ઉપદેશ સ્વીકારી પુરૂષ મંડળીને રણમાં આગળ પાડયા પછી હવે શું કરવું? બે વર્ષ પર જે મંડળ દુકાળ ફંડની તકરાર સમયે કારભારીઓની જહાંગીરી સામે ફરિયાદ કરતું હતું, તેજ મંડળ સ્વયં આજે પોતાના સભ્યોને મંડળના નિયમિત સ્થાન વાપરવાનો ઉપયોગ કરવાની ના પાડે, જાહેર પુસ્તકાલય પણ સાથે બંધ કરી છે, મંડળના ૧૯ મા નિયમ પ્રમાણે મંડળની મીલકત સભ્યોને વાપરવા દેવાની ના પાડે, મીનીટ

મંદારિકાની તબીયત ધીમે ધીમે સુધરવા લાગી, પણ તેના મનોવિકાર ઉછળવા લાગ્યા. મન ઉપર માઠી અસરનું પરિણામ

---

બુકો, કબાટની ચાવીઓ વગેરે સેક્રેટરીઓ અને પ્રમુખ ઉપાડી જાય, અને સ્ત્રીઓને પોતાને ઘેરથી શેતરંજી વગેરે લાવી ઓટલા પર સભા ભરવાની ફરજ પાડે, એ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો સ્ત્રીઓની ઉન્નતિ કરવાને માટે પ્રયાસ કયી જાતનો સમજવો? કોંગ્રેસની સન્માનકારિણી સભા તરફથી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને ભાગ લેવાને વિનંતી થઇ, ત્યારે પ્રથમ તે સ્વીકારવું, ડેલીગેટ કે વોલંટિયર તરીકે જવા ઇચ્છતા પોતાના સભ્યોને માટે કોંગ્રેસના વ્યવસ્થાપકો સાથે પત્રવ્યવહાર શરૂ કરવો, અને પછી કોંગ્રેસ રાજ્યદ્વારી સંસ્થા છે અને તેમાં ચર્ચનારો વિષય રાજ્યકીય છે માટે મંડળથી તેમાં ભાગ લેઇ ન શકાય એવો ઠરાવ કરવો, સભાની મીનીટ બુકમાં ગમે ત્યારે સહી કરી નાંખવી, અને જ્યારે મંડળના સભ્યો તરફથી પ્રમુખને મળવાને પૂછાવામાં આવે ત્યારે પ્રમુખ ખુણેખાંચરે મળવાની ઇચ્છા બતાવે. એકજ સભ્યને મળવાનું કહે, શ્રાવણ માસનું બહાનું બતાવે, એટલે શું? ગુજરાતી સ્ત્રીઓ પૂછે છે કે શ્રાવણ માસમાં મહાદેવનો મહિમા છે તે શું પ્રમુખ સાહેબા મહાદેવનો જપ કરાવતાં હતાં કે ચંડીપાઠ કરાવતાં હતાં કે બીલીપત્ર ચઢાવતાં હતાં કે ઘીની પૂજા કરવતા હતા? મધ્યમવર્ગની સ્ત્રીઓને ધનવાન અને અધિકારી કુટુંબોની સ્ત્રીઓએ ઓટલે બેસાડવાની સ્થિતિમાં મૂકવાને દીવાનખાનાંનાં બારણાં બંધ કરવા જેટલો તિરસ્કાર કરવો એનો અર્થ શો? મંડળના નિયમોમાં ધાર્મિક ચર્ચા ન કરવાનું જણાવ્યું છે, પણ એવું કયાં જણાવ્યું છે કે રાજદ્વારી વિષયોમાં મંડળે ભાગ લેવો નહિં, તે વિષયોના ચર્ચા કરવી નહીં, અને મંડળ તરફથી

દુઃખ દાયી નીવડશે. એમ મનાવા લાગ્યું ! મંદારિકાએ હવે પરણવું નહિ, એમ તેને જણાવા લાગ્યું. પ્રેમ વિનાનું પરણવું વૃથા,

---

બની શકતી સહાય કરવાને કોન્ગ્રેસ જેવી રાજદ્વારી મંડળીમાં જવું નહીં? એવો નકારવાચક નિયમ જણાવ્યો કેમ નથી, અને જો આ પ્રસંગે વ્યવસ્થાપક કમીટી અને સેક્રેટરીઓને એવા નકારવાચક નિયમની આવશ્યકતા જણાઇ તો મંડળની સામાન્ય સભા શા માટે બોલાવી નહીં? શું પ્રમુખ, સેક્રેટરીઓ અને વ્યવસ્થાપક કમીટીને સભ્યોનાપર રૂશિયાના ઝારની સત્તા ચલાવવાનો મડળે અધિકાર આપ્યો છે ખરો? મંડળના બીજા ઉદ્દેશમાં "તેમના તન મનને કેળવણી આપવાનો, તેમની સાંસારિક સ્થિતિમાં સુધારો કરવાનાં તેમજ બીજી રીતે તેમની ઉન્નતિનાં સાધનો યોજવાનો છે," એમ કહેલું છે, તેમાં બીજી રીતે ઉન્નતિનાં સાધનો યોજવાં એટલે સ્ત્રીઓએ સમજવું શું? બોટલાપર બેસાડી મધ્યમ વર્ગની સ્ત્રીઓનું અપમાન કરવું, તેમને હડધુત કરવી, તેઓની મરજી છતાં વખત વીતાડી દેવાની યુક્તિ કરી સભા બોલાવવી નહીં, એ શું તેમની બીજી રીતે ઉન્નતિ કરવાનો નમુનો છે? મંડળ કોન્ગ્રેસ સાથે જોડાયેલુ મંડળ નથી, એમ કહી કોન્ગ્રેસમાં ડેલીગેટ મોકલવાની ના પાડી હોત, અને ત્યાં બીજી રીતે જનારી ડેલીગેટ સ્ત્રીઓની આગતાસ્વાગતા કરવાનાં કામ માટે વોલંટીયર તરીકે મોકલવાનું સ્વીકાર્યું હોત તો હરકત શી હતી? સરકારના ખીતાબો ધરાવનારા ધનવાનો, અધિકારીઓ, અને સરકાર તરફથી બીજી કોઇ કૃપાદાનની ઇચ્છા રાખનારાઓની સ્ત્રીઓ કે કુટુંબિનીઓ કોન્ગ્રેસથી દૂર રહે તો તે સમજી શકાય તેવું છે, પણ તેઓને ખાતર બીજી સ્ત્રીઓને પણ મંડળના ભોગમાં ઘસડવી, એ

એ તેને માન્ય થયું ! મધુરીએ તેને સમજાવા માંડ્યું; પણ પ્રેમ વિભૂતિની યોગિનીએ ન માન્યું; તેણે શું ધાર્યું ?—માત્ર વિયોગને અંતે વૈરાગ્ય!

---

ન્યાય કયી જાતનો? પરંતુ સૌથી નવાઇ જેવી વાત તો એ છે કે કોઇ પુરૂષે સ્રીઓને આવતી અટકાવવાને બગીચાનાં બારણાં બંધ કરી દીધાં હતાં, અને સ્રીએ એટલે બેઠી ત્યારે માળી સાથે કહાવ્યું કે અહીંયાથી ચાલી જાઓ, અને અમને વિશેષ સત્તાવાર એમ જણાવવામાં આવે છે કે જાણે આ સ્રીઓ તોફાનીએ હોય તેમ માનીને દરવાજાપર લોફર જેવા દેખાતા પુરૂષોને ચોકીએ બેસાડવામાં આવ્યા હતા. આ સલાહ અને અક્કલ આપનારા પુરૂષને ઘેર, ઇગ્લાંડમાં મતાભિલાષી સ્રીએ પ્રધાનોને ઘેર જાય છે તેમ મંડળની સ્રીએ ધાડ પાડે તો અમે નવાઇ માનીશું નહિ; કારણ કે એટલે સુધી હુશિયારી ચલાવનારને જાહેરમાં ઇનામ આપવાની આવશ્યકતા છે. આ મંડળની વ્યવસ્થાપક કમિટીએ, સેક્રેટરીએ, અને પ્રમુખ સાહેબ લેડી લક્ષ્મીબાંઇ પોતાના મંડળમાં દાખલ થયેલી સ્રીઓને કેવી માને છે તે અમે સમજી શકતા નથી. કાયદાનો ભંગ કરનારી શું એ સ્રીએ હશે ? ભાવિ પ્રજાની ઉન્નતિ ઇચ્છનારી, દેશોન્નતિમાં ભાગ લેનારી સ્રીઓએ મંડળની સભા મળવાના હંમેશના દીવાનખાનામાં સભા ભરી હોત, મંડળની મીલકતનો ઉપયોગ કર્યો હોત, કાર્યવાહીમાં સભાનું કામ અને ઠરાવો લખ્યા હોત તો શું થતે ? પણ નહીં, ધનવાનો અને અધિકારીઓના ખુશામત કરનારાઓએ આ સ્રીમંડળદ્વારા મધ્યમ વર્ગની સ્રીઓનું ચોખ્ખું અપમાન કરવાનોજ ઇરાદો રાખ્યો હતો. એટલા માટે લેડી લક્ષ્મીબાઇને પાછળથી દોરીસંચો હલાવનારાઓએ

બારીસ્ટરનો અભિપ્રાય લેવાને મોકલ્યાં, ને કહેવાતા બારિસ્ટરો સોલીસીટરોનાં ફ્રીફ વિના અભિપ્રાય આપે નહિં તેઓએ લેખિત અભિપ્રાય આપ્યો ! હિન્દુ સ્ત્રીઓ લેડી લક્ષ્મીબાઈએ એ બારિસ્ટર સન્મુખ શી વિગતો રજુ કરી તે અને કહેવાતા બારીસ્ટરનો અભિપ્રાય જાહેર કરી પોતાને ન્યાયી અને પ્રમાણિક સિદ્ધ કરવાની જરૂર છે. એ બાઈઓ તોફાન કરનારી છે અને તેથી બારીસ્ટરની સલાહ જરૂરી છે એવું જોષી મહારાજનું આ કાર્ય કયા મહાન મગજમાંથી જન્મ્યું હશે? પ્રમુખ, સેક્રેટરીઓ અને વ્યવસ્થાપક કમીટીમાંની સ્ત્રીઓ મંડળને નાક પકડીને નચાવે તેમ નચાવી શકે, પણ જો મંડળની મધ્યમવર્ગની સ્ત્રીઓમાંનો મોટો ભાગ સભા બોલાવવા માગે તો કંઇ કરી ન શકે. તેઓને માટે તો ચંદારામજી હાઇસ્કૂલનો ઓટલોજ રહે ! ! ! તેઓએ તો પ્રમુખાદિને હાથમુચકરા લખી આપેલા ! ! ! પ્રમુખ, સેક્રેટરીઓ અને વ્યવસ્થાપક કમીટીએ મંડળની સ્ત્રીઓને શનિવારની સભામાં આવતી અટકાવવાને પોતાની બેહનો પ્રતિનું માન, વિનય, વિવેક આદિને ગુસ્સામાં આવી જઇને તરછોડી કહાડી, તે સ્ત્રીઓને કાયદાથી ડરાવી, ધમકી આપતાં જરા પણ વિકલ્પ થયો નથી. જે મંડળની સ્ત્રીઓએ પુરૂષ સમાન હક્કો મેળવવાને ઠરાવો કરેલા છે, કોન્ગ્રેસ–લીગની સ્કીમપર સહીઓ કરવાની પોતાનાં મંડળની સ્ત્રીઓને નિમંત્રણ કરેલું છે, તેઓ આ ધમકી આપે એ સ્ત્રીઓ તરફનો તેઓનો વિવેક કયાં જતો રહ્યો ? આ ધમકીનું ફોતરૂં મંડળના સભ્યોને ઘેર સુધી પોંહોચાડવામાં ગૃહસ્થાઇનું કયું લક્ષણ સમાતું માનવું ? મંડળના પ્રમુખ લેડી લક્ષ્મીબાઇ, અને સેક્રેટરીઓ સૌ. લક્ષ્મીબાઇ, ગં. રસિકમણી બાળમુકુંદદાસ દેશાઇ, અને ગં. મંગળા-

બાઇની સહીથી હેન્ડબીલમાં લખવામાં આવ્યું છે કે ("મેને-જીંગ કમીટીની સભાએ એક ઠરાવ કરી પછી તે ફેરવી નાંખ્યો અને ત્યારે મંડળના કેટલાક સભાસદોએ મંડળની જનરલ સભા બોલાવવાની માંગણી કરી તે બોલાવવાની જરૂર નથી એવો ઠરાવ કર્યો છતાં) અરજીમાં સહી કરનારી બેહેનોએ મંડળની ખાસ સભાઓ બોલાવી છે તે સભા ગેરકાયદેસર છે ને તેમાં કંઇ ઠરાવ કરવામાં આવે તે મંડળને બંધન કરતા નથી, માટે અમો મંડ-ળના સભાસદોને આ લખાણથી ચેતવણી આપીએ છીએ કે તેઓએ આ સભામાં ભાગ લેવો નહીં ને જે બેહેનો ભાગ લઇ ઠરાવ કરશે તેઓ પોતે જોખમદાર ઠરશે." મંડળનું બંધારણ કેવું રૂશિયાના ઝારના રાજ્યના જેવું બંધાવેલું કે પ્રમુખ, સેક્રેટરી અને વ્યવસ્થાપક મંડળીમાં દાખલ થયેલી સ્ત્રીઓ સદા મધ્યમ વર્ગની સભ્ય સ્ત્રીઓપર બાદશાહી ચલાવતીજ રહે! પોતાને અણ-ગમતા ઠરાવો અટકાવવાને અને મનગમતા પસાર કરાવવાને જાણે પોતાના ઘરનુંજ રાજ્ય! આ બંધારણ ઘડનારાને પણ કોઇ સારો ખીતાબ જરૂરી છે! વ્યવસ્થાપક કમીટી કે સેક્રેટરીઓએ સભા ન બોલાવી માટે મંડળના સભ્યોએ બોલાવેલી સભા ગેરકાયદેસર! મંડળના ચોપડા અને કુંચી વગેરે અને ફંડ પોતાના કબજામાં રાખેલા અને મંડળના ચોપડામાં સભ્ય સ્ત્રીઓના ઠરાવો લખી ન શકાય તેવી સ્થિતિ ઉભી કરી તેટલા માટે ગેરકાયદેસર! એટલે શું? સરકારના કાયદાનો ભંગ કે જી ચાહે સો કરી શકે તેવી વ્યવસ્થાપક મંડળી અને સેક્રેટરીના કાયદાનો ભંગ? કોઇપણ જાહેર મંડળમાં એવી તો જહાંગીરી નજ હોઇ શકે જો સેક્રેટરી કે વ્યવસ્થાપક મંડળ સભા ન બોલાવે તો તેના પંદર કે

પચીશ કે પચાશ સભ્યો પોતાની ફરિયાદ રજુ કરી સભાનો મત લેવા માટે સભા બોલાવી ન શકે? જો તેમ હોય તો રૂશિયાની ઝારશાહી અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના વહીવટ-દારોની ઝારશાહીમાં કંઈ ભેદ રહેતો નથી. વળી ચેતવણી આપી જે બેહેનો આવી સભામાં ભાગ લેઇ ઠેરાવ કરે તેઓ પોતે જોખમદાર ઠરશે, એ કહેવાનો અર્થ શો? અને તે કયા કાયદાની ભાષા છે? શનિવારે સભા ભરાઇ, ઠરાવ થયો; હવે આ હેન્ડ-બીલ બહાર પાડનારા તે સ્ત્રીઓને કેમ જોખમદાર ઠરાવી પોતાની ધમકીનો અમલ કરવા માંગે છે તે જાણવું જરૂરનું છે. મીસીસ રમીબાઇએ એક ખુલાસો બાહાર પાડયો છે તેમાં સભામાં થયેલાં કામો 'રફ બુકમાં એક લખાય અને 'ફેર'બુકમાં બીજાં લખાય તે તે વિષે પોતે ૨૨–૮–૧૮ ને દિને કમીટીની મળેલી સભામાં ફરિયાદ કરી ત્યારે બહેન નાનીબાઇ ગજ્જરે ખુલાસો કર્યો કે, રફ મીનીટના ઠરાવો ફેર મીનીટમાં ફેરફાર કરી ન લખીએ તો જાહેર સંસ્થાઓ ન ચાલે! આ પણ એક નવો પાઠ છે. ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સાંસારિક ઉન્નતિમાં આવા પાઠનું અનુકરણ થાય તો પરિ-ણામ કેવું સમજવું? માત્ર જાહેર સંસ્થાનેજ આ નિયમ શા માટે લાગુ પડે અને બાજે-સંસાર વ્યવહારમાં કેમ નહિં? ભાઇબંધ "પત્ર"એ વસ્તુસ્વરૂપ સમજ્યા વિના હિંદુ સ્ત્રીમંડળને વખાણ કર્યાં છે અને સભા બોલાવનારી સ્ત્રીઓને વિષે લખે છે કે તમારૂં હોમરૂલ તમારે ઘરમાંજ ચલાવવું. ઇત્યાદિ. પારસીની સલાહ પ્રમાણે હિંદુ સ્ત્રીમંડળે હવે પોતાનું કામ આટોપી લઇ, ઘરમાં જઇ અટેડેડા હાંઆંઆં કરવાનું છે. હિંદુ સ્ત્રીને ઘરસંસારનું શિક્ષણ અને તાલીમના વાંધા છે અને બાળબચ્ચાંઓને અચ્છી રીતે ઉછેરવા અને જેટલી લાયનાત અને જ્ઞાનની કોટાઇ છે." ગુ–૧–૯–૧૮

## પ્રકરણ ૨ જું.

### મધુરી અને મંદારિકાનો સંસાર-વિવાદ !

આર્યલોકમાં ગૃહિણીરૂપે જીવન ગાળવું છે સાચું,
સંસારી થઇને પ્રમદાએ કર્મ નહિ કરવું કાચું;
જ્ઞાતિ ત્યાગ કરીને શુક સમ કાકવૃન્દમાં ના પડવું,
ભારતનાં સુખ સંપાદન કરી, સ્વર્ગ નિશરણીએ ચડવું.

* * *

"મંદાર બ્હેન ? હવે તમારે અવશ્યનું છે, કે જેમ બને તેમ લગ્ન કરી નાખવું !" મધુરીએ કહ્યું. "પ્રેમ વિનાનો વિવાહ, વ્યભિચાર રૂપ ગણાય છે. મ્હારે તો હવે સિસ્ટર નિવેદિતાના * જીવન સમાન ભારત મૈયાને મ્હારો ભોગજ દેવો છે !" મંદારે જવાબ દીધો !

"ભોગ નહિ, પણ સેવા કહો, બ્હેન ! "જે માનો તે ! પરદેશી બ્હેનો જ્યારે આ ભારત માટે કંઇ કરે, ને ભારતીય બ્હેનોથી કંઇ ન થાય ! બીસંટ ને નિવેદિતાને પગલે શુદ્ધ ભાવે ન ચલાય ?"

"જો નીતિ, ન્યાય ને સમાન ભાવે ચલાય, તો ભારતનો ઉદ્ધારજ થાય ! જો તમારા આ સૌન્દર્ય અને શાંતિની સાક્ષાત્ મૂર્તિ એક યુરોપીઅન કુમારિકા ઉત્સાહ અને આનંદથી હસતાં મુખડે મ્હારી પાસે આવી હતી, તેને આજ તેર વર્ષ વીતી ગયાં છે. ત્હેણે મ્હને કહ્યું: "પુણ્યભૂમિ ભારતની અજ્ઞાન સ્રીઓની સેવા

---

* મોડર્ન રીવ્યુ પરથી. D.

## મંદારિકા.



મંદારિકાને મધુરીનો ઉપદેશ. ભા.૨ પ્ર.૨ પૃ.૨૨૪.

કરવી, એ મ્હારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે–એ જ મ્હારૂં જીવન છે. હું કાંઇ એક યુરોપિયન નારી તરીકે તેમની સેવા કરવા ઈચ્છતી નથી, પરંતુ હિંદુ સ્ત્રી બની તેમની ઉન્નતિ કરવી, એ મ્હારી મહદ્‌ભાગ્યેચ્છના છે. હું એક હિંદુ સ્ત્રી જેવું મ્હારૂં જીવન બનાવી તેમના જેવી જ થઇશ." જે વિકટ અને કંટકમય પંથમાં તે પ્રયાણ કરવા ઇચ્છતી હતી, ત્હેમાં આવતા સંકટો, અવરોધ અને અવરોધીઓનો મ્હને પૂર્ણ અનુભવ હોવાથી મ્હેં તે કાર્યમાં વિજય મળવા વિષે શંકા બતાવી. મ્હારે આ વીરાંગના સાથે હવે ગાઢ મૈત્રી થઇ. જે અદ્દભુત શકિત ત્હેનામાં હતી, ત્હેની મ્હને હવે કંઇક ઝાંખી થઇ. અહાં! ત્હેની સાથે જેઓ સંબંધમાં આવતાં, રહેતાં ત્હેમના ઉપર પોતાની મૃદુ વાણીથી તે કેટલી બધી વાર શાંતિની અમીધારા રેડતી! અહા! આપણી માતૃભૂમિની પોતાના તન, મન, અને ધનથી ત્હેણે કેવી અમૂલ્ય સેવા બજાવી છે! જે પવિત્ર જીવને મ્હારાં અંતરમાં ઉંડી છાપ પાડી છે–તે જીવનની કંઇક ઝાંખી–અખીલ પુષ્પ નહિ તો પુષ્પની પાંખડી હું વાંચકવર્ગને સમર્પું છું.

સીસ્ટર નિવેદિતાના પિતા એક સમર્થ, ઉત્તમ, વક્તા અને પાદરી હતા. પોતાનું ખીલતું શોનેરી આશાભર્યું યૌવન ત્હેણે માન્ચેસ્ટરના ગરીબ મજુરો અને અનાથ વિધવાઓની સેવામાં જ સમર્પણ કર્યું હતું. પિતાપુત્રી વચ્ચેનો પ્રેમ પણ દૈવી જ હતો. તે પવિત્ર બાલાની ધર્મકર્તવ્ય પ્રત્યેની ગાઢ પ્રીતિ જોઇ, ત્હેના પિતાના એક મિત્રે કહ્યું હતું, કે એક વખત હિંદને ત્હારી પુત્રીની જરૂર પડશે. તે પછી મૃત્યુશય્યા ઉપર સૂતેલા ત્હેના પિતાએ પણ ત્હેની યુવતી માતાને કહ્યું હતું, કે "હે પ્રિયે! હિંદને આ બાલાની જરૂર પડશે, અને તે સમયે માતા તરીકે ત્હેને ત્હેના મહાભારત

કાર્યમાં સાહાય કરવાના ત્હારા ધર્મમાંથી ચલિત ન થતી હો !” ત્હેની માતાએ પણ પતિની આજ્ઞાનુસાર જ્યારે સીસ્ટર નિવેદિતા સ્વભૂમી–ઈંગ્લંડનો ત્યાગ કરી હિંદમાં આવી, ત્યારે અશ્રુપૂર્ણ નયને ત્હેને રજા આપી. સ્વપુત્રીનું સેવાસ્થાન ભારતને તે માતાએ પોતાનું કર્યું. જ્યારે સીસ્ટર નિવેદિતાની દૈવીશક્તિનો સંપૂર્ણ વિકાસ થયો, ત્યારે હિંદનો પેગામ ત્હેને પહોંચ્યો. સ્વામી વિવેકાનંદના શબ્દોએ ત્હેના અંતઃકરણમાં અવનતિએ પહોંચેલી આ રંક ભારતભૂમિ માટે ઊંડી દયા ઉત્પન્ન કરાવી અને ત્હેણે તે અર્થે સ્વજીવન અર્પણ કર્યું. હિંદ પ્રતિ થોડાએક માસમાં પ્રયાણ કર્યું અને ત્હેણે આ દેશમાં આવ્યા પછી મહત્ કાર્યનો સમારંભ રોપ્યો.

અમ્હને અરસપરસ મળ્યાને બેએક મહિના વીતિ ગયા. મ્હેં આગળ કહ્યું તેમ આપણી હિંદની નહીં કેળવાયલી અને જુના વિચારની સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવામાં તે નિષ્ફળ નીવડશે, એમ મ્હારૂં ધારવું હતું. સીસ્ટર નિવેદિતા પોતાનાં હસતાં મુખડે મ્હારે ત્યાં આવી. “ બોઝપરા લેઇન ”માં આવેલા સ્વગૃહે આવવા ત્હેણે મ્હને આમંત્રણ આપ્યું. જ્યારે હું ત્યાં ગઇ, ત્યારે હું આશ્ચર્યચકિત થઇ. જે અશકય હતું, તે ત્હેણે સાધ્યું હતું. અજ્ઞાત બ્હેનોના પડોશમાં એક ન્હાના ગૃહમાં તે રહેતી હતી. કોઇપણ નોકર તેને ત્યાં રહેતું નહિ, પણ પોતાના પાડોશીઓની લાગણી દુભાવવી તે કરતાં ચાકર ન જ રાખવો, તે એ ઉત્તમ ગણતી. ઘણીવાર એ કાર્યમગ્ન બાલા રાંધતી ન હતી. જે મેવો ફળ વા અન્ન દયાળુ સાધુ પાડોશીઓ ત્હેને અર્પતાં ત્હેનો તે સ્વીકાર કરતી. હવે પુરાણી વૃદ્ધ ડોશીમાઓ ત્હેને ત્યાં એટલી બધી મળી ગઇ, કે વારંવાર તેઓ અતિથિ તરીકે આવતી અને

જાણે તે લાંબા સમયથી જ ત્હેની સાથે પરિચયમાં જ હોયની, એમ ત્હેને ગણતી.

ધૈર્ય અને પ્રેમથી અન્ય લોકોનાં હૃદયનું તે કેવી રીતે આકર્ષણ કરતી, એ વાત વિચિત્ર છે, મનનીય છે ! હિંદુ ગૃહસંસારની ઝેરી હવામાં ઉછરેલી બાલા ! ત્હારા અંતરમાં તે પ્રેમને સ્થાન આપ ! અને તું પણ અન્ય લોકોને ત્હારી પ્રીતિથી આકર્ષ ! શરૂઆતમાં તો ન્હાનાં ન્હાનાં નિર્દોષ બાલુડાંઓ ત્હેની પાસે આવતાં. આ બાલુડાંઓને તે ઉપદેશ આપતી. ધીમે ધીમે તેઓની માતાઓ પણ ત્હેની પાસે આવવા માંડી અને ત્હેમને પણ તે ત્હેમના ધર્મ વિષે ઉપદેશ આપતી. નિરાધાર માતપિતા વિનાનાં બાલુડાંઓને અને પતિહીન, અબલા વિધવાઓને તે શિક્ષણ આપતી અને તેઓ ત્હેને ઈશ્વરે ત્હેમની પાસે સહાય્ય કરવા મોકલેલી એક દેવી તરીકે ગણતાં. આ પ્રમાણે " House of Sisters " ભગિનિઓનું ગૃહ—એ નામની સંસ્થાની ન્હાના પાયા ઉપર શરૂઆત થઇ. હિંદનું ત્હેનું કાર્ય એટલું બધું વિખ્યાત થયું, કે અમેરીકા અને યુરોપનાં મોટાં મોટાં પણ માણસો ત્હેને જોવા વારંવાર આવતાં અને જે પુણ્યભૂમિને તે જન્મભૂમિ તરીકે ગણતી હતી, તે ભૂમિ અને ત્હેની પ્રત્યેના પ્રેમના આવેશથી પાછા ફરતા. ત્હેણે એક ન્હાની નિશાળ પણ ઉઘાડી. પશ્ચિમના કેટલાએક સદ્‌ગૃહસ્થોની મદદથી અને પોતાને જે કંઇ મળતું હતું, ત્હેમાંથી તે તેનો ખર્ચ કાઢતી. જે ચીજોની તેને ખાસ જરૂર હોય, તે ચીજોનો પણ ભોગ આપીને પોતાની ન્હાની આવક દુ:ખીઓ અને નિરાધારોને સાહાય્ય કરવા અર્થે અને ક્ષુધાર્તને અન્ન આપવા માટે તે વાપરતી.

જે અસ્વચ્છ ગલ્લીમાં તે રહેતી હતી, ત્હેને તે સ્વહસ્તે જ સ્વચ્છ

કરતી. આ વખતે કલકત્તામાં પહેલી જ વાર પ્લેગ ફાટી નાકળ્યો. તેથી ટ્રેનોમાં અને સ્ટીમરોમાં ઘણા મનુષ્યો બીજે ગામ જતાં. જ્યારે કલકત્તામાં દુઃખ, શોક, અને અંધકારે પોતાનું સામ્રાજ્ય સંપૂર્ણપણે પાથરેલું હતું, ત્યારે સીસ્ટર નિવેદિતા દયાના સંદેશા ગૃહે ગૃહે મોકલતી, કલકત્તાનો ગંદો ભાગ તે પોતે વાળતી, પ્લેગવાળા માણસોની તે પોતેજ સેવા કરતી. અહાહા! જેનો સ્પર્શ કરતાં પણ મૃત્યુની ધાસ્તી લાગે છે, તેઓની તે નિઃસ્વાર્થપણે ઈશ્વરપ્રીત્યર્થે સેવા કરતી, અને તેમનાં બિછાના આગળ પણ બેસતી. એક વખત આ દુઃખી સમયમાં બે એક વર્ષનું એક ન્હાનું બાળક ત્હેના ખોળામાં બેઠું હતું અને જાણે કે તે ત્હેની મા હોયની; એમ તેની ગર્દનની આસપાસ પોતાના ન્હાના કોમળ હસ્ત પ્રસારી, ત્હેણે “મા” “મા” એમ બોલી પ્રભુ પ્રતિ પ્રયાણ કર્યું. ત્હેના જીવનમાં માતા જેવો અન્ય પ્રતિ પ્રેમ પ્રાધાન્યપદે દૃષ્ટિગોચર થતો હતો. એક વખત શિયાળામાં પોષમાસની કડકડતી ઠંડીમાં પોતાનું શું થશે-પોતે ટાઢથી ધ્રુજશે, તેનો જરા પણ વિચાર કર્યા સિવાય એક ગરીબ ચાકરને જે ગરમ શાલ ત્હેણે ઓઢી હતી, તે આપી દીધી. અહા! તે બનાવ હજુ પણ મ્હારાં ચક્ષુ આગળ તરી આવે છે. પોતે અન્યનાં દુઃખોનું નિવારણ કરવા અશક્ત છે-આસપાસના પડોશીઓ દુઃખના દરિયામાં દબાય છે-રીબાય છે-એ વાત, એ સ્મૃતિ ત્હેના અંતઃકરણને વારંવાર કોરી ખાતી.

જ્યારે પહેલીવાર તે હિંદુસ્થાનમાં આવી, ત્યારે ત્હેની સાથે સ્ટીમરમાં એક યુવક હતો. આ યુવકને દારૂનો અતિશય શોખ હોવાથી તેનાં માતપિતાએ ત્હેને હિંદ મોકલી દીધો હતો. જ્યારે સ્ટીમરમાંના દરેક પુરૂષ અને સ્ત્રી તે યુવક પ્રત્યે ધિક્કારની નજરે જોતું હતું-ત્હેને દૂર રાખવા અથવા ત્હેનાથી દૂર રહેવા પ્રયત્ન કરતું

હતું, અને ત્હેની સાથે એક શબ્દનો પણ ઉચ્ચાર કરતું નહિં, ત્યારે આ પવિત્ર દેવકન્યાનું હૃદય, પ્રેમ અને દુઃખથી દ્રવિત થયું; માતા, પિતા, ગૃહ, બાંધવ અને મિત્રો વિનાના તે યુવકની દુઃખી સ્થિતિનો ત્હેને વિચાર થયો. એક વખત પ્રાતઃકાળે સ્ટીમરમાં ફરતાં ફરતાં તે યુવકને અચાનકરીતે તે મળી ગઇ. અને પોતાની અમૂલ્ય ચીજ—જન્મદિનની માતા તરફની સુવર્ણ ઘડીઆળની અમૂલ્ય ભેટ—ત્હેને આપી તે બોલી: "યુવક કુમાર! આ ઘડીઆળ મ્હારી માતાએ મ્હને જન્મદિવસે ભેટ આપેલું છે. આ ઘડીઆળ ત્હમે ગમે તે વિપત્તિમાં આવો, તોપણ વેચી ન નાખતા" અને ત્રણ ચાર વર્ષ પછી આ કુમારની માતા તરફથી એક કાગળ "સીસ્ટર નિવેદિતા"ને આવ્યો અને આમાં લખ્યું હતું. કે "ત્હમારે લીધે મ્હારા પુત્રની ઉન્નતિ થઇ છે. હવે તે પાપી, દુષ્ટ અને દારૂડીઓ નથી. તે હમણાં એક યુવાન સોલજર છે, પણ ત્હમે સાંભળીને દિલગીર થશો, કે ત્હેને મરી ગયાને બે મહિના વીતી ગયા છે. મૃત્યુકાલે પણ મૃત્યુ-શૈય્યા ઉપર સૂતેલા મ્હારા પુત્રે ત્હમારૂં સ્મરણ કર્યું હતું. ઇશ્વર ત્હમારૂં ભલું કરો!"

પોતાની સર્વ શક્તિનો સદુપયોગ ત્હેણે હિંદમાં જ કર્યો. ઉપર જણાવ્યા પ્રમાણે જે જે સંકટો ત્હેણે પ્લેગમાં સહન કર્યાં, તેનું તેમ જ અસ્વચ્છ ગલ્લીઓમાં સ્વભગિનીઓના ઉદ્ધારાર્થે કરેલા નિવાસનું, અને સેવામાં હદ ઉપરાંત કરેલા કામનું વિપરીત પરિણામ એ આવ્યું, કે મેલેરીઆ ત્હેને લાગુ પડયો; પરંતુ લોકોના દુઃખોનો જ્યારે ત્હેને વિચાર આવતો, ત્યારે પોતાનો તાવ અને વેદનાની તે લગારે ગણના કરતી ન હતી. અંતે મહાપ્રયાસે તે સાજી થઇ: પરંતુ હવે રોગે ત્હેના શરીરમાં ઘર ઘાલ્યું હતું. ઇંગ્લંડના ત્હેના મિત્રોએ તેમ જ અહિંઆંના દાક્તરોએ પણ

વધારે સ્વચ્છ મકાનમાં રહેવા કહેને અને સલાહ આપી. પરંતુ તે કહેતી કે, "જે જગ્યાએ મ્હને આશ્રય આપ્યો છે, તેને હું કેમ તજું? The lane has adopted me and I must stay here and nowhere else." જે ન્હાનાં છોકરાંઓને તે રમાડતી હતી, લાડ લડાવતી હતી, તેઓ ત્હેની સાથે ટેવાઇ ગયાં હતાં. અને જાણે કે તે ત્હેમની માતા હોયની એમ ત્હેમની પાસે કાલું કાલું બોલતી હતી. અસંખ્ય બાલુડાંઓની તેમ જ યુવાનોની તે ત્રાતા, માતા અને ગુરૂ હતી.

આ પ્રમાણે હું ત્હેનું એક આદર્શ અને અનુકરણીય સ્ત્રી તરીકેનું જીવન આલેખું છું. હું ત્હેનું જીવન પવિત્ર પરોપકારિણી તરીકે જાણું છું. પ્રેમવાળી તપસ્વીની તરીકેનું ત્હેનું વૃત્તાંત લખવા મ્હારો પ્રયાસ છે. અન્ય મનુષ્યો કદાચ ત્હેને એક હિંદના ખરા દુઃખના સમયમાં આવેલા એક નૈતિક અને બુદ્ધિવિષયક બલ તરીકે ગણશે. ઇંગ્લંડ ફ્રાન્સ અને અમેરીકાના ધાર્મિક નેતાઓ, સામાજિક ઉત્સાહીઓ, રાજદ્વારીઓ અને વિદ્વાનોને મ્હેં જોયા છે. તેઓ ત્હેની તીક્ષ્ણ બુદ્ધિ, અપૂર્વ મહત્તા, મનુષ્ય જાતિ પ્રત્યે દૈવી પ્રેમ અને કાર્યપરાયણતાથી આશ્ચર્ય પામતા અને પોતાના અંતરના અંતરમાંથી ત્હેને માન આપતા. જે મહા બુદ્ધિબળથી તે ઇંગ્લંડમાં એક વિખ્યાત સ્ત્રી થાત, તે બુદ્ધિબળ ત્હેણે આપણી માતૃભૂમિના ચરણાર્વિંદમાં સમર્પણ કર્યું. ભારતવર્ષની સ્ત્રીઓ સાથે તે એટલી બધી પરિચયમાં આવી હતી કે, તે કદાપિ હિંદુસ્તાનની સ્ત્રીઓ બોલતી ન હતી પરંતુ આપણી સ્ત્રીઓ એમ જ બોલતી.

હવે તેના વિષે આથી વધારે હું કંઇ જાણતી નથી. જે જે મ્હેં અનુભવ્યું છે, તે તે મ્હેં લખવા પ્રયાસ કર્યો છે. હિંદમાં ત્હેણે અશકય તેમ જ મહાકાર્યો સાધ્યાં હતાં. ત્હેનું શરીર દીન પ્રતિ-

હીન ક્ષીણ થતું ગયું. ડાકતરોએ અને મિત્રોએ ત્હેને ડાર્જીલીંગ જવા માટે કહ્યું. ત્હેનું શરીર બગડતું ગયું.

ઘણાં વર્ષ પહેલાં દૂર દેશમાં તે પૂજ્ય ભગિનીએ હું માંદી હતી, ત્યારે મ્હારી સેવા કરી હતી. હવે મ્હને પણ પ્રસંગ મળ્યો. હું આશાપૂર્ણ હતી. શોક કરવાની ત્હેણે મ્હને ના પાડી. સર્વદા પ્રાતઃકાલે તેજોમય હાસ્ય કરતી અને ઉત્સાહી શબ્દો બોલી, અમ્હને ઉલ્લાસિત કરતી. આપણી સ્ત્રીઓના ઉદ્ધારાર્થે અમ્હને કહેતી, આપણી સ્ત્રીઓની કેળવણી વિષે પોતાના અભિપ્રાય દર્શાવતી, જે કંઇ તે બોલતી, જે કંઇ તે લખતી તે માતૃભૂમિની સેવા માટે જ હતું. ત્હેનું અખિલ જીવન ત્હેણે નિઃસ્વાથ પણે ફરજ બજાવવામાં જ વ્યતીત કર્યું હતું. મૃત્યુશય્યાપર સૂતાં સૂતાં પણ ત્હેને થતું હતું, કે કાર્ય હજીયે સંપૂર્ણ થયું નથી, હિંદની સ્ત્રીઓનો હજી ઉદ્ધાર થયો નથી, સર્વ લોકો હજી ગાઢ નિદ્રામાં છે. મ્હારા બહુ કહેવાથી તે ડાર્જીલીંગ તો આવી. આ સમયે પોતાના સર્વ મિત્રોને ત્હેણે એક પ્રાર્થના છપાવી મોકલી. આ પ્રાર્થના મહાત્મા બુદ્ધના શબ્દોનું ભાષાંતર હતી. મ્હને લાગે છે, કે ત્હેની આ પ્રાર્થના એ જીવતાં મનુષ્યોને ઉપદેશ હતો, અથવા તો છેલ્લા નમસ્કારના શબ્દો હતા, એમ તે જાણતી હતી. ત્હેણે મ્હને કહ્યું: "બ્હેન! મ્હારી પાસે તું આ વાંચજે હો?" આ નીચેની પ્રાર્થના પ્રાતઃકાળે નિરંતર મધ્યાન્હકાલે અને સાયંકાલે હું ત્હેની પાસે વાંચતી:

"Let all things that breathe—without enimies, without obstacles, overcoming sorrow and attaining cheerfulness—move forward freely, each in his own path. In the East and in the West, in the North and in the South, let all beings that

are, without enimies, without obstacles, overcoming sorrow and attaining cheerfulness—move forward freely, each in his own path."

ભાવાર્થ:—જે સર્વ જીવો શ્વાસ લે છે, તેઓ શત્રુઓ વિનાનાં, વિઘ્નો વિનાનાં થઇ શોકનું ઉલ્લંઘન કરી, અને આનંદ પ્રાપ્ત કરી, પ્રત્યેક પોતપોતાના પંથમાં છૂટથી આગળ વધો. પૂર્વમાં અને પશ્ચિમમાં, ઉત્તરમાં અને દક્ષિણમાં જે સર્વે પ્રાણીઓ છે, તેઓ-શત્રુઓ વિનાનાં, વિઘ્નો વિનાનાં, થઇ શોકનું ઉલ્લંઘન કરી, અને આનંદ પ્રાપ્ત કરી, પ્રત્યેક પોતપોતાના પંથમાં છૂટથી આગળ વધો."

અજ્ઞાન તે ત્હેના મનને મહા અંધકાર હતો. અજ્ઞાનરૂપી તિમિરનો નાશ કરવા માટે ત્હેણે સંપૂર્ણ પ્રયાસ કર્યો. અજ્ઞાનને એ કારાગૃહ જાણતી. જ્યારે જ્યારે તે નીચે લખેલી કવિતા બોલતી, ત્યારે ત્યારે ત્હેના મુખારવિંદ ઉપર દૈવી જ્યોતિ દેખાતી હતી.

From the Unreal lead us to the Real
From Darkness lead us unto Light
From Death lead us to Immortality
Reach us through and through ourselves
And ever more protect us—O Thou Terrible
From Ignorance by thy Sweet Compassionate face.

ભાવાર્થ:—અસત્‌માંથી સત્‌માં અમને દોરી જા! અંધકારમાંથી અમને પ્રકાશમાં દોરી જા! મૃત્યુમાંથી અમને અમૃત સ્થિતિમાં દોરી જા! અમારા પોતાના આત્મદ્વારા જ અમને પ્રાપ્તવ્ય સ્થિતિએ પહોંચાડ. અને વિશેષમાં પ્રતિદિન અમારૂં

રક્ષણ કર. અરે તું ભયહર્શી, તારા મધુરા હયાળુ મુખથી અજ્ઞાનતામાંથી અમને બચાવ.

*　　　*　　　*

આકાશ અસ્વચ્છ હતું, વાદળાં ઘેરાયલાં હતાં, ધુમસ પણ પડતું હતું. તેરમી ઓકટોબરે પણ વાદળાં બહુ હતાં. પોતે ઇશ્વર ચરણાવિંદમાં જશે તેથી સીસ્ટર નિવેદિતા હર્ષ પામતી હતી, પણ પ્રાતઃકાલ હું જોઇશ, હું ઉદય પામતા સૂર્યને નમન કરવા ભાગ્યશાલી થઇશ, એમ ત્હેણે કહ્યું. પૂર્વ દિશામાં મહાપ્રતાપી દિવાકરે જનોને પોતાના દર્શન કરાવ્યાં. જે ઓરડીમાં હિંદની એક પૂજ્ય ત્રાતા બેઠી હતી, તે ઓરડીમાં સૂર્યકિરણ આવ્યું. અને તે પવિત્ર આત્માએ અન્ય જગતના રમણીય—સુવર્ણમય પ્રભાતમાં શય્યામાંથી જાગૃત થવા માટે-સર્વ લોકોના ગાઢ શોક વચ્ચે-આ જગતના સર્વેનો સદાને માટે ત્યાગ કર્યો.

"અનુકૂલ સમીરણ શાન્ત વહો  
નભ નિર્મળ હાસ કરન્ત રહો."  
થાઓ સુખરૂપ પ્રયાણ તુને સખી એ !

---

"બ્હેન ? ત્હમારા આનન્દ માટે એક કાવ્ય "શાળાપત્ર"* માંથી મ્હારી બાલિકા શીખી લાવી છે, તેની કને ગવરાવું; તેમાં ભારતીય વીર-વીરાંગનાનું વર્ણન સમાયલું છે.

---

* જાણી અચિંત્ય પરમેશ્વરની વિભૂતિ,  
કીધી સુબુદ્ધ જનની પણ દેવહૂતિ;  
સર્વત્ર સાંખ્ય મતનો કરીને પ્રસાર,  
ક્યાં એ ગયા કપિલદેવ અરે ! ઉદાર ?

"કાવ્ય સારૂં છે. સંતાપમાં સ્મરણ પણ રસભૂત છે. આ બધું માત્ર દુઃખિ જીવનના દોરા જેવું છે, માત્ર દુઃખિને દીલાસો દેવા જેવું છે. જે કાળે જે કંઇ બન્યું, તે સૌથી સારૂં માનવું !

---

જાણી યથાર્થ સઘળા નિગમાગમોને,
    જીત્યા વિદેહપુરમાં સઘળા દ્વિજોને;
કીધી સ્મૃતિ સકળ ધર્મ બતાવનારી,
    ક્યાં યાજ્ઞવલ્કય મુનિ પુંગવ પરોપકારી ?
ઇંદ્રાદિ દેવગણનું કરવા અભીષ્ટ,
    ને વૃત્ર દૈત્યપતિને કરવા વિનષ્ટ,
દીધાં વિદેહ થઇ અસ્થિ બધાં વિદારી,
    ક્યાં એ દધીચિ મુનિ આજ પરોપકારી ?
સો પુત્ર કોપ કરી જે મુનિએ હણાવ્યા,
    તેનાજ રમ્ય ગુણ પત્ની સમીપ ગાયા;
ચિત્તે અપાર કરૂણાજ સદૈવ ધારી,
    ક્યાં એ વસિષ્ઠમુનિ આજ ગયા પધારી ?
અત્યંત દીર્ઘ તપ દારૂણ આચરીને,
    આશ્ચર્યમુગ્ધ મુનિમંડળને કરીને;
લીધી વિશુદ્ધ પદવી ઋષિની યશસ્વી,
    ક્યાં એ મહર્ષિવર કૌશિક છે તપસ્વી ?
અત્યંત શૌર્યમદ ક્ષત્રિયનો ઉતાર્યો,
    ને કાર્યવીર્ય નૃપને રણમાં વિદાર્યો;
ખ્યાતિ અપૂર્વ તપ ને બળની પ્રસારી,
    ક્યાં જામદગ્ન્ય ભગવાન ગયા પધારી ?

"પણ આપણા આઇ સંસારમાં કુંવારી જીંદગી ગુજારવી, તે મારા વિચાર મુજબ યોગ્ય નથી. એથી આડે રસ્તે ઉતરી જવાય છે!"

---

શ્રી યોગમાર્ગ સઘળા જગમાં પ્રસાર્યો,
ને શબ્દશાસ્ત્ર પર પૂર્ણ પ્રકાશ પાડયો;
આરોગ્યશાસ્ત્ર પણુ રમ્ય ગયા રચીને,
કયાં ભાષ્યકાર ભગવાન પતંજલિ એ ?
વેદાન્તસૂત્ર રચીને શુભ બોધ આપ્યો,
સિદ્ધાંત સત્ય મતનો સઘળો જણાવ્યો;
અદ્વૈતવાદ અવનીતળમાં જમાવી,
કયાં વ્યાસદેવ ભગવાન ગયા સિધાવી ?
દેવજ્ઞશાસ્ત્ર સઘળું પરિપૂર્ણ ભાખ્યું,
પ્રાવીણ્ય બીજગણિતે પણ પૂર્ણ દાખ્યું;
સાબીત કીધી ગતિઓ ગ્રહની સમસ્ત,
કયાં આજ ભાસ્કર ગયો પણ પામી અસ્ત?
વાંછેલી દેવપતિએ પણ પૂર્ણકામે,
પામ્યો સતી પ્રથિત જે દમયંતી નામે,
હાર્યો જુગાર રમતાં સઘળુંજ રાજ્ય,
કયાં પુણ્યકીર્તિ નળ નૈષધરાજ આજ ?
દુઃખો અસહ્ય સહીને પણ સત્ય પાળ્યું,
દાસત્વ નીચ નરનું પણ હા! સ્વીકાર્યું,
વેચ્યાં પ્રિયાતનયને પણ સત્ય કાજે,
કયાં સત્યવાદી હરિચંદ્ર નરેન્દ્ર આજે ?

" પરણીને પેલી મીરાંબાઈ પેઠેમ દુઃખિ થવું, તે કરતાં ન પરણવુંજ સારૂં છે!"

" ના, પ્રેમથી પોતાની જ્ઞાતિમાં પરણવું ઉત્તમ છે."

" હાલના સુધરેલા સંસાર માટે તે જરૂરનું નથી."

---

જ્ઞાની નરાધિપતિ વિશ્વવિષે ગવાયા!
　　દેહી છતાં પણ વિદેહ સદા મનાયા;
અધ્યાત્મબોધ શુકને પણ આપનારા,
　　ક્યાં ભૂપ એ જનક શોક શમાવનારા?
સામ્રાજ્ય સર્વ તજી સાથ લઈ પ્રિયાને,
　　કીધો નિવાસ વનમાં વચને પિતાને;
માર્યો અપારબળ રાવણ રાક્ષસેન્દ્ર,
　　ક્યાં એ દિલીપકુળદીપક રામચંદ્ર?
અત્યંત યોગબળ અર્જુનને જણાવ્યું,
　　ને ધર્મતત્ત્વ સમરાંગણમાં ભણાવ્યું;
કીધાં અપાર ચરિતો વ્રજમાં વસીને,
　　ક્યાં યાદવેન્દુ અખિલેશ્વર કૃષ્ણજી એ?
ગાદી ગુમાવી વસમી વનવાટ લીધી,
　　સેવા વિરાટ નૃપની પણ હાય! કીધી;
કીધું તથાપિ નહિ એક અસત્ય કર્મ,
　　ક્યાં એ અજાતરિપુ ભૂપતિ આજ ધર્મ?
સંપૂર્ણ કષ્ટ શિર ઉપર સત્ત આવ્યું,
　　માથું તથાપિ નહિ અન્ય કને નમાવ્યું;
રાખી ઉદાર કુળની સઘળીજ લાજ,
　　ક્યાં એ પ્રતાપ પરિપૂર્ણ-પ્રતાપ આજ?

"પરણીને પસ્તાવું, તે કરતાં એ સારૂં છે."
"મને તો કુંવારી જીંદગી વધુ પસંદ છે !"
"શું તમને સુમનરાય પસંદ નથી ? તેનો હાલ દરજ્જો શું ? તેનો ભાવ શો ? તમારે યોગ્ય છે. પિતાજીનું વચન પાળશે, ને

---

અત્યંત શૌર્ય સમરાંગણમાં બતાવ્યું,
　　ને ભ્રષ્ટ આર્યકુળ સર્વ થતું બચાવ્યું;
જેને શકયો ન નૃપ આલમગીર ગાંજી,
　　કયાં એ વિશુદ્ધ રજપુત ગયો શિવાજી ?
પ્રખ્યાત આદિકવિનું ઉપનામ લીધું;
　　સંપૂર્ણ રમ્ય શુભ રાઘવ કાવ્ય કીધું,
પામ્યા મુનિનું પદ પામર જાતિમાંથી,
　　કયાં આજ વાલ્મીકિ મહર્ષિ ગયા અહીંથી ?
ફેલાવી કીર્તિ કુરૂવંશ તણી પવિત્ર,
　　ગાઇ અપૂર્વ શુભ ભારતનું ચરિત્ર;
કીધાં પુરાણ પણ ઉત્તમ અન્ય સર્વ,
　　કયાં વ્યાસ આજ મુનિરાજ કવીન્દ્રવર્ય ?
એવા વિશુદ્ધ [illegible]

　　[illegible],
કીધો નવીન [illegible],
　　કયાં એ કવી દ્રકુળશેખર કાલિદાસ ?
કાદંબરીની રસપૂર્ણ કથા વખાણી,
　　જેમાં જણાય ગતિ અદ્દભુત કલ્પનાની ;
તોડયો સમસ્ત કવિનો સઘળોજ દર્પ,
　　કયાં બાણભટ્ટ કવિરાજ ગયો સમર્થ ?

ભાવના ફળશે; મંહાર બહેન! તમે સમજુ થઇને ભૂલ ના કરશો. દેશ સેવા કંઇ કુંવારી અવસ્થામાંજ થાય, ને ગૃહિણીથી ના થાય તેમ નથી. જુઓ બન્નેની અવસ્થાનું તમને વર્ણન વંચાવું. વાંચો !

---

કીધી અપૂર્વ રચના ત્રણ નાટકોની,
પામ્યો પ્રશસ્તિ શુભ પંડિત પાઠકોની;
ગંભીરભાવરસમિશ્રિતનાટ્યકાર,
કયાં એ પ્રસિદ્ધ ભવભૂતિ કવીન્દ્રરાજ ?
સંપૂર્ણ કાવ્યગુણ સર્વ જણાવનારી,
કીધી કૃતિ સરસ હર્ષ વધારનારી,
આપ્યું યથેષ્ટ ધન યાચકને અપાર,
કયાં માઘ આજ કવિરાજ ગયો ઉદાર ?
સત્કર્મનોજ મહિમા અતિશે પ્રસારી,
અત્યંત નીતિ સહુ લોકતણી સુધારી,
વૈરાગ્યવૃત્તિ નિજ શિષ્ય વિષે વધારી,
કયાં બુદ્ધદેવ ભગવાન ગયા પધારી ?
પાખંડ પંથ સઘળા સહસા હઠાવી,
વેદાન્તતત્ત્વ બહુ બુદ્ધિવડે બતાવી;
પામીજ વિશ્વગુરૂની પદવી અભીષ્ટ,
કયાં પૂજ્યપાદ ગુરુ શંકર ધર્મનિષ્ઠ ?
શ્રી યાજ્ઞવલ્કય મુનિ સાથ વિવાદ કીધો,
સદ્ધર્મનો પ્રબળ બોધ બતાવી દીધો;
પામ્યાં પ્રશસ્તિ અતિશે શુભ પુણ્યમાર્ગી,
કયાં એ ગયાં ભગવતી પણ હાય! ગાર્ગી ?
જોતાં અપાર બળ બુદ્ધિતણું વિચારી,
જેના સમાન જડશે નહિ અન્ય નારી;

કીધો વિવાદ પણ શંકર સાથ જેણે,
　　ક્યાં હાય ! આજ વિદુષી ગઇ ભારતી એ ?
અત્યંત ઘોર વનમાં પણ અર્ધ રાતે,
　　કીધો કઠોર થઇને પરિત્યાગ નાથે ;
આણ્યો અભાવ ઉરમાં ન કદી તથાપિ,
　　ક્યાં એ વિદર્ભતનયા દ્દયમંતી દેવી?
નાથે વિચાર ઉરમાં ન જરાય કીધો,
　　અન્યાય છેક કરીને વનવાસ દીધો ;
પૂજ્ય તથાપિ પતિને પરમેશ ધારી,
　　ક્યાં એ ગઇ જનક ભૂપતિની કુમારી?
વેળા વિચારી સહુ દુઃખ રહી સહીને,
　　આણ્યો કદાપિ નહિ ખેદ ઉરે જરીએ ;
દાસી વિરાટ નૃપના ઘરની બની જે,
　　ક્યાં આજ વીરતનયા ગઇ દ્રૌપદી એ ?

---

"પ્રમદા-પ્રબોધ" જે Woman Her charm and Power. નામના પુસ્તકમાં, આખા જગતની સ્ત્રીયોનો ચિતાર, ચારિત્રરૂપે આલેખાયલો છે. અને તેમાં દરેક અવસ્થા, તેમજ તેનાં કર્તવ્ય લખાવલાં છે. સ્ત્રીયોએ અવસ્ય વાંચવાં યોગ્યજ છે. "પ્રથમ ભાગ" માત્ર તમારે જાણવાની જરૂર છે. તેપર લક્ષ આપજો!"

મધુરીએ એ પુસ્તક ક્હાડી આપ્યું, અને મંદારે તે આનન્દથી પુરૂં કર્યું.

### અવિવાહિતી સ્ત્રીઓ.

અરે, હૃદયો જે તુટી જાય છે અને જે મૃત્યુ પામતાં સુધી સફેદ થઇ જતા હોઠ અથવા ક્ષીણ થઇ જતા ચેહરા સિવાય કંઇ નીશાની બતાવતાં નથી, જો દરેક છુપાયલી આધિને ગાયન કરવાનો સ્વર આપવામાં આવે, તો કેટલા બધા લંબાણયુકત અવાજો તેમાંથી નીકળે, જેમાંના કેટલા એક આ જગતના જેવા ઉદાસીન અને કેટલાએક સ્વર્ગના જેવા મધુર હોઇ શકે.

O. W. Holland.

એકલી રહેતી સ્ત્રીઓ, તે વર્ગની અંગભૂતો જેમાંની કેટલીએકનાં હૃદય ઘણાંજ માયાળુ હોય છે. એને જેઓ કમનસીબ માણસોને પોતાથી બનતી સાહ્યતા કરે છે, તેમનો સ્નેહ એકજ સ્થાને સ્થાપિત થતો નથી. પરન્તુ સેંકડો માણસ પરત્વે તે રહેલો હોય છે. તેમનું હીત એકજ ઘરમાં સમાવેશ કરતું નથી. તેથી તે આખા શેહેરમાં હીત દાખવે છે. કોઇપણ સ્નેહ તેની વાત્સલ્યતાને એક હાથથી કરી લેતો નથી. તેથી કરીને તે સમગ્ર જગતમાં સાચું કરી શકે છે. Rev. John Watson D. D.

અમે પત્નિઓ અને માતાઓ વિષે અને તેઓ જીંદગાનીમાં જે પવિત્ર ફરજો બજાવે છે, તે વિષે લખી ગયા. તેમ આ વાતની અમે ના પાડતા નથી કે એ સંબંધો ઘણાજ સ્વાભાવિક અને

સ્રી જાતીએ ઇચ્છવા જેવા છે. પોતાનું એક ઘર, પોતાની ઉપર ફિદા થતો પતિ, છોકરાંઓના કોમળ હાથનો સ્પર્ષ, એવી સાચી સ્રી કોણ છે કે જે આ વસ્તુઓની ઇચ્છા રાખે નહિ. પરંતુ આપણે આ વાત યાદ રાખવી જોઇએ કે એવી ઘણી સ્રીઓ હોય છે કે જેઓને આ ઇષ્ટ વસ્તુઓ પ્રાપ્ત થયેલી હોતી નથી. ત્યારે તેમની જીંદગી અને તેમના પ્રારબ્ધ વિષે શું થાય છે ! પોતાની કંઇ કસુરના કારણથી નહિ, પરંતુ શું ત્યારે તેઓ સ્રીને છાજતી હયાતીના અર્થ અને કીર્તીથી બે નસીબજ રહે છે? શું તેઓના જીવનને એક નિષ્ફળતા લેખવાની છે? અને તે એટલાજ માટે કે અમુક શરતો સંપાદન કરવાને તેમના મને ના પાડી અને તેથી તેઓ તે મેળવી શકી નહિ ? ના, ના. તેમ કદી સમજવાનું નથી. એવો વિચાર તો સાંકડા વિચારવાળા માણસો ધરાવી શકે. કે જે માણસો સ્રિને પુરૂષની એક મીલકત તરીકે પુરૂષને અર્થેંજ બનાવેલી. વળી જાણે કે સ્રિજાતીમાં આત્મા અંતઃકરણ કે નીતિની સ્વતંત્રતા હોયજ નહિ—એમ ગણે છે; એવો વિચાર તે યોગ્ય વિચાર નથી. અને તેવો વિચાર રાખવો, એ મનની નીચતા છે. અને ઇશ્વરનાં સર્વથી મધુર પ્રાણીઓ પ્રત્યે મ્હોટો ગેર-ઇનસાફ છે. જો કે કોઇ સ્રિને પત્નિત્વ અથવા માતૃત્વ પ્રાપ્ત થયાં ન હોય તોપણ તેનું સામાન્ય માનુષિક પ્રારબ્ધ કાયમ રહે છે. એ ભાગ્ય તેની ખુશીને ઘણી ઉમદી રીતે ખીલવે છે; જે માનુષિક કુટુંબનો પોતે એક ભાગ છે તે ખીલવે છે; જે માનુષિક કુટંબની બની શકયા પ્રમાણે સેવા કરવાને તેને પ્રેરે છે. અને જે અમર જીંદગાનીમાં લગ્ન હોતાં નથી પરંતુ, જયાં સર્વ દેવતાઇ દુતો તરીકેજ રહી શકે છે તે જીંદગાનીને માટે તેમને તૈયાર કરે છે.

જેવી રીતે એક પુરૂષે પતિ અથવા પિતા થવુંજ જોઇએ, એ

જરૂરનું નથી; તેવીજ રીતે એક સ્ત્રિએ પત્નિ અથવા માતા થવુંજ જોઇએ તે પણ જરૂરનું નથી. માનુષત્વની છેવટની ઇચ્છા તેના કરતાં કંઇ વધારે ઉચ્ચ છે. સ્ત્રિનું સર્વથી અગત્યનું કર્તવ્ય, માતૃત્વ, તે ગમે તેટલું પવિત્ર અને ઇચ્છવા જેવું છે તોપણ માત્ર તેજ નથી, પરન્તુ તે કર્તવ્ય તો સદ્ગુણ, સેવા, દૈવી ગુણો અને અસરપણું આદિ છે. સ્ત્રિપણું, ખરૂં સ્ત્રિપણું, એજ ખાસ ગુણ છે. અને તેમ થવું એ ઇશ્વરની મ્હોટામાં મ્હોટી અને મધુરમાં મધુર બક્ષીસ છે.

### વગર પરણેલી સ્ત્રિઓ વિષેનું વૃત્તાંત.

જે કારણોની લીધે એટલી બધી, લાયક સ્ત્રિઓ પરણતી નથી, તે કારણો શોધવાં એ મુશ્કેલ નથી. દેશની વસ્તીના પ્રમાણમાં કહી શકાય કે પુરૂષ વર્ગ અને સ્ત્રી વર્ગની સંખ્યા સરખી છે. પરન્તુ ગ્રેટબ્રીટનમાં રહેતી સ્ત્રીઓના બે તૃતિયાંસ ભાગ કરતાં વધારે સ્ત્રિઓ પરણેલી નથી. આના કારણમાં સામાજીક અને આર્થિક સ્થિતી ઘણે દરજ્જે મુકી શકાય છે. ઘણાં માણસોની સ્થિતી એવી હોય છે કે તેઓ છોકરાંઓને સારી રીતે અને સુખથી ઉછેરી શકે તેવી આશા રાખી શકતાં નથી. આપણા જુવાન પુરૂષોનો મ્હોટો પ્રવાહ હિન્દુસ્થાન અને બીજાં સંસ્થાનો તરફ ખેંચાઇ જાય છે. તે ઉપરાંત સ્ત્રિઓના કરતાં પુરૂષોને સંબંધે જીંદગાનીની લડાઇ વધારે તીક્ષ્ણ અને વખતે નુકસાન પહોંચાડનારી થઇ પડે છે. જેના દાખલા તરીકે ફોજનાં સીપાઇઓ, ખલાસીઓ, ખાણમાં કામ કરનારાઓ અને રેલ્વેના નોકરોનાં દ્રષ્ટાંત આપી શકાય.

સ્ત્રિઓના કુંવારાપણાની બાબતમાં પુરૂષોનું સ્વાર્થિપણું એક બીજું કારણ છે. ઘણા પુરૂષો પરણેલી જીંદગાનીના ઉમદા બોજા

પોતાની ઉપર લેવાની મરજી ધરાવતા નથી. મોજશોખો, આનંદો અને ભયંકર છુટાસ, એ સઘલું છોડી દેવાનું અને બંધનરૂપી બેડીમાં રહેવાનું તેઓ પસંદ કરતા નથી. સુખવાસી રીતે પરણેલી સ્થિતીમાં જે સુખ રહેલું હોય છે, તે સુખની તેમને ખબર હોતી નથી. તેમજ એક સાચા જોડાંમાં જે મૃદુ સ્નેહ રહેલો હોય છે, તે સ્નેહ વિષે તેઓ સંપૂર્ણ વિચાર કરતા નથી.

ઝંદ અવસ્તામાં એક ફરમાન એવું છે કે "જે કુમારીકા અઢાર વર્ષની વયની થયા છતાં પરણવાની ના પાડે છે, તેણે કીયામતના દીવસ સુધી નર્કમાં રહેવું પડશે."

કેટલીક વખત પુરૂષો તરફની આ સ્વાર્થ પરાયણતા લોભનું સ્વરૂપ અખ્તીયાર કરે છે. અને તેઓ સારી જેવી દાયજાની રકમ મળે નહિ, ત્યાં સુધી પરણવાની ના પાડે છે, પૈસાને માટે પરણવું એ વાતને જો કે તેઓ મોઢથી વખોડી નાંખે છે, તોપણ જ્યાં "પૈસા હોય છે" ત્યાંજ તેઓ જાય છે. આ વિષે અમેરીકન કવી કટાક્ષ કરે છે કે:—

પૈસા, પૈસા, પૈસા વગરનો ખીસો તે એક મહાન્ ગુન્હો લેખાય છે.

## પોતાનું માન જાળવનારી સ્વતંત્રતા.

સ્ત્રિએ કુંવારા રહેવાનું બીજું કારણ આ છે. કેટલીએક ઉમદી સ્ત્રિઓ એટલા માટે પરણતી નથી, કે તેમને લાયક પતિ મળવા નથી. અયોગ્ય રીતે પોતાનાં લગ્ન થાય તેના કરતાં તેઓ કુંવારાં રહેવાનું પસંદ કરે છે. એક દુરાચારી અથવા અણઘડ પુરૂષની સાથે પરણવાના કરતાં તેઓ એકલાં ઉભાં રહેવાનું પસંદ કરે છે. તેઓ એવું કબુલ કરવાને ખુશી હોય છે કે લગ્ન કરવું, એ વાત સારી. એક મજબુત હાથની ઉપર અઢેલવાને માટે તેમજ નાનાં

છોકરાંઓ તેની ચક્ષુ તરફ પ્યાર તથા વિશ્વાસથી જુએ, તે માટે તેઓ ઇચ્છા રાખે છે. પરન્તુ તેઓ પોતાની ઇચ્છા પ્રમાણેનો પતિ મેલવવાનું પોતાના પ્રારબ્ધમાં લખાવી આવ્યાં નથી. અયોગ્ય રીતે લગ્ન કરવાને માટે અથવા તો માત્ર એક ઘર મળે તેટલાજ માટે લગ્ન કરવાને માટે તેઓ વિશેષ પ્રમાણિક બહાદુર અને પવિત્ર હોય છે. તેઓ સંપૂર્ણ રીતે સમજે છે, કે પોતાનો નિર્વાહ ચાલે, તેટલા માટે અથવા સગવડતા માટે અથવા ગવ માટે કીંવા દેખાવ માટેજ લગ્ન કરવાં એ વાત બરાબર નથી. અને તે વાત તેમનો અંતર આત્મા કબુલ કરતો નથી.

અને આ વાત તો સાદી છે, કે તેવી સ્ત્રિઓ પ્રત્યે આપણે માનની સાથે જોવું જોઇએ. આપણી દયાની કે સવાલ ઉઠાવી શકાય તેવી કૃપાની તેમને જરૂર નથી. કારણ તેઓ ડહાપણથી તથા ઉમદાપણાથી વર્તેલાં હોય છે. જે સ્ત્રિને પોતાના પતિ સાથે બનાવ હોતો નથી તે સ્ત્રિનું દુર્ભાગ્ય સમજવાનું છે.

### વેશવાળ થયેલ સ્થીતીમાં સ્રી જાતી.

એક છોકરી તે પુરૂષના હૃદયની સર્વ દોરીઓ પોતાના નાના સફેદ હાથમાં રાખતી હતી.

તે પુરૂષની જુવાની સત્તા તથા દબદબો એ સઘળું તે છોકરીનાં હતાં, પરન્તુ પોતાનાં નહી હતાં......તેના તરૂણ હૃદયના તે છોકરી પોતામાં જે સ્વરૂપ હતું તેથી રાજ્ય ચલાવતી હતી. અને એ સ્રીમાં જે કંઇ સદ્ગુણ હોવા જોઇએ, તે તે પુરૂષે માની લીધું હતું. અને તે પુરૂષે તે સ્રીને તેનો તાજ પહેરાવ્યો. અને તે તાજપોષીની પહેલી ક્રીયા કરતી વખતેજ પોતાનામાં જે કંઇ સર્વોત્કૃષ્ટ હતું તેમાંનું ઘણું ખરૂં તેણે વેગળું કર્યું; કારણ કે નહિ જણાય તેવી રીતે તેના વિચારો ઉમદા થયા. તે હમેશાં ત્યાં હતી અને તે વિષે

જાણતી નહોતી. તેનું અને તેને તે જેવી ધારતો હતો તેનું અનુકરણ કરવાથી તે ઉચ્ચતાને પામ્યો.

Jean Ingelord.

શું પ્રેમને સ્વપ્ન કે ક્ષણિક આવિર્ભાવ જેવો તુચ્છ ગણવો? અથવા એક ક્ષણિક જુસ્સા તરીકે સામાન્ય ગણવો? તેને રોગ સમાન ધારી બીહવું? કે હૃદયની નબળાઇ ગણી શરમાવું? આકસ્મિક ગણી શું તેનો ધિઃક્કાર કરવો? એમ નથી. તે એક મહાન ભેદ છે. અને તે માનુષીક હસ્તી નીતી અને સુખના મુલમાં રહેતી એક અગત્યની વસ્તુ છે—અને મત્યુના જેવી અદૃષ્ય, સર્વવ્યાપ્ત અને અવશ્ય થવાની એવી તે એક ચીજ છે.

Harriet Martineau.

એક પુત્રી અને એક બેન તરીકે સ્ત્રી જાતી વીષે આપણે લખી ગયા છીએ. તે ઉપરાંત એક બીજો અગત્યનો સંબંધ પણ આપણે વિચાર કરવાનો રહે છે. અને તે સંબંધ એક ભવીષ્યની ગૃહિણીને લગતો છેઃ-એટલે લગ્ન થવાના આશયથી વેશવાળ થયેલી સ્ત્રીનો સંબંધ છે. અને લગ્ન એક સ્ત્રીના જીવનમાં ઇનામ છે. તે ન મલ્યું તો તેની જીંદગી નીષ્ફલ નીવડે છે; તે અને તેનો આત્મા એક અગાધ સમુદ્રમાં પતીત થાય છે. સ્ત્રીએ પ્રાપ્ત કરવાની વસ્તુની સમાપ્તિ લગ્નમાંજ થય છે, એ વિચારને અમે સંમત થઇએ છીયે; તો પણ આ વાત તો સત્ય છે કે ઇશ્વરે સ્ત્રી જાતીને ચાહવા તથા બીજા તરફથી પોતાની પ્રત્યે પ્યાર થવા માટે પેદા કરેલી છે. લગ્ન અને માતાપણું એ તેનાં સ્વાભાવિક પ્રારબ્ધ છે. પોતાનુંજ એક ઘર સંપાદન કરવાની તથા એક પ્રેમીપતી મેલવવાની અને નાનાં બચ્ચાંઓના હસ્તનો સ્પર્શ કરવાની આશા દરેક કુમારીકાની છાતીમાં આન્દોલન કરી મૂકે છે.

આ સઘળું સર્વથા કુદરતી છે, એટલે તે માટે ઠપકો આપવાનું કે અવગણના કરવાનું હોતું નથી. નર–માદાના સમાગમનો કાયદો કુદરતની દરેક શકતીના આધારરૂપ રહેલો છે. જે તેના ભીન્ન ભીન્ન સંબંધને વ્યવસ્થિત રાખી શકે છે, તથા તેને નાબુદ થતાં અટકાવી શકે છે. એક અણુ અને બીજા અણુની વચે પરસ્પર અને મુકરર થયેલું જોડાણ રહેલું હોય છે. લોહું અને લોહચુંબક મળે છે, અને જોડાઇ જાય છે. ખાણોમાં પણ નર તથા માદાની શીરાઓ રહેલી હોય છે. સૂર્યો તારાઓની સાથે સંલગ્ન કરે છે. અને તે તારાઓને આકાશમાં ગતીમાં મુકે છે. ઝાડાના રોપાઓ પોતાની જાતની પેદાશ ઉત્પન્ન કરે છે. પક્ષી પક્ષીની સાથે અને પશુ પશુની સાથે જોડાય છે. જાતી, પ્યાર, અને લગ્ન એ કુદરતના અકસ્માત નથી, પરંતુ એક સર્વ વ્યાપ્ત નીયમ છે.

જેવી રીતે જંગલી બાજ પક્ષી આકાશ તરફ ગતી રાખે છે, જેવી રીતે મૃગ જંગલ તરફ વૃત્તી રાખે છે; તેવી રીતે એક પુરૂષનું હૃદય એક કુમારીકાના હૃદય તરફ વાસના રાખે છે; અને તે અનાદી કાળથી થતું આવ્યું છે.

સર્વ સ્ત્રીઓ વાસ્તવીકપણે અથવા શકતી પરત્વે માતાઓ છે. માતૃત્વના કાર્યાર્થે તેમના શરીરનો યોગ્ય બાંધો રચાંયલો છે; તેઓએ તેમની આ કાર્યદક્ષતાને બની શકયા પ્રમાણે આનંદ સાથે સ્વીકારવી જોઇએ.

અને પ્રોફેસર હક્સ્લીએ કહ્યું છે, તે વાત ધ્યાનમાં રાખવી જોઇએ, અને તે એ કે–"મનુષ્ય જાતીનો સદંતર છેડો લાવવો ન હોય તો જે પ્રમાણે છેડો લાવવાનું કામ સ્ત્રીઓના હકના ઘણાજ ઉત્સાહી હીમાયતીઓ પણ પસંદ કરે નહિ, કોઇએ પણ જેટલાં

માણુસો આ જગતમાંથી મૃત્યુ પામે છે, તેટલાં માણુસો આ જગતમાં ઉમેરવાને માટે શ્રમ અને જવાબદારી માથે લેવાં જોઇએ.”

શેલી પણ આ પ્રસંગમાં આ વિષે ફીલોસોફી નામનાં સંક્ષીપ્ત કાવ્યમાં સત્યતાથી અને તેના ધોરણ કરતાં વધારે આનંદ યુકત રીતે કહે છે કે–

નાના ઝરાઓ નદીમાં મળી જાય છે. નદીઓ સમુદ્રમાં મળે છે. સ્વર્ગના પવનો હમેશાં મધુરતાયુકત હોય છે; આ જગતમાં કોઇ વસ્તુ એકલી રહેતીજ નથી. સર્વ વસ્તુઓ એક ઇશ્વરી નીયમથી એક બીજાની સાથે મળી જાય છે, તો પછી હું તારી સાથે કેમ મળી ન જાઉં!

જુઓ પર્વતો ઉંચા આકાશને ચુંબન કરે છે. અને સમુદ્રના મોજાઓ એક બીજાનું અવલંબન લે છે. જો કોઇ નારીપુષ્પ પોતાના ભાઇ પ્રત્યે તીરસ્કાર બતાવે તો તે નારીપુષ્પનો દોષ માફી મેળવી શકે તેવો નથી.

અને વળી સુર્યનો પ્રકાશ સૃષ્ટીને આચ્છાદીત કરે છે. અને ચંદ્રનાં કીરણો સમુદ્રને ચુંબન કરે છે. જો તું મને ચુંબન કરે નહિં, તો આ ઉપર કહેલાં ચુંબનોનો શું અર્થ નીકળી શકે!

## એક કુમારીકાનો પ્યાર.

એક કુમારીકાના હૃદયમાં પ્યાર, શરમાળપણા સહીત વાસો કરે છે, તે મોન હોય છે. જંગલમાં જેમ એક મૃગનું બચ્ચું સંતાઇ જાય છે, તેમ તે છુપો રહે છે. જ્યારે એક પક્ષી ભયમાં હોય છે, તે વખતે તે જેમ કંપે છે, તથા પાંખ ફફડાવે છે, તેવી રીતે તે પ્યાર કંપે છે, અને પાંખ ફફડાવે છે. તેની અંદર ભય, ઉમેદ અને શરમાળપણું વાસો કરી રહેલાં હોય છે. તેમાં આશ્ચર્ય, ધ્રુજવું અને ઇચ્છા રહેલાં હોય છે. તેનામાં રહેલ રહ-

સ્યને વાચાથી વિકાશ આપી શકતો નથી. અને જ્યારે તે વાચાથી બોલતું નથી, ત્યારે આપણે મુર્ખાઇથી એમ માની લઇએ છીએ કે તેમાં તેનો નીભાવજ નથી. પરંતુ તે સર્વ સમયમાં તે ત્યાં હાજરજ હોય છે. અને જેવી રીતે મહાન સમુદ્રનાં મોજાંઓમાં એક પાટીઆનો કકડો આમથી તેમ ગોથાં ખાય છે, તેવી રીતે હૃદયનાં અંદરનાં સ્થાનોમાં તે ઘોળાયા કરતો નિવાસ કરીને રહે છે.

મીસ સીહેલ કહે છે કે "એક તત્વવેત્તાના ડાહપણથી અને એક સાધુ પુરૂષનાં નીખાલશપણાથી પ્યાર વીષે વીચાર કરવાની અને સ્વપ્નાં પ્રાપ્ત થવાની મુર્ખાઇની સામે આપણે બોધ કરીએ; અને છોકરાંઓ આપણો તે બોધ પ્રત્યક્ષ દેખાઇ આવે, તેવી અધીરાઇથી સાંભળશે; અને પાછાં પોતાની વાર્તાની તથા પરીઓની ચોપડીઓ વાંચવાને તુરત દોડી જશે. અને ખુબસુરત જુવાન રાજકુમારો અને રાજકુમારીઓના સ્વપ્નમાં આનંદ પામશે; અદભૂતના અને જુસ્સાઓના સર્વ દેખાવો પોતાના મનમાં વારંવાર ખરા કરશે. અને પોતે પણ પોતાની હાણની સ્થીતીમાં, મુક્ત થશેથી અને તેવીજ કોટીના આનંદમાં હીસ્સો મેળવવાને સામર્થ થશે, તે માટે દીવસો ગણ્યા કરે છે. કુદરત એટલી બધી જોરાવર છે, કે તે ભાષણો અથવા શીખામણોથી દાબી શકાતી નથી. એક સામાન્ય નીયમ તરીકે પુરૂષ અને સ્ત્રી એક બીજા સાથે લગ્ન કરવા માટેજ સૃષ્ટીમાં સર્જાયલાં છે. અને તેટલા માટેજ જુવાન માણસો હમેશાં તે માટે વિચાર કર્યા કરે છે"

પવીત્ર અને મહાત્માના જેવી ખાશીયતવાળી ક્રીસ્ટીના રોઝેટી પોતાના છુપા રહેલ આત્માને નીચેની કવિતામાં પ્રદર્શીત કરે છે.

જે પક્ષીનો માળો એક જળપોષીત સ્થળે આવ્યો હોય છે, તેવા એક ગાયન કરનાર પક્ષીના જેવું મહારૂં હૃદય છે. એક એવ-

ળનું વૃક્ષ જેની ઉપર ઘણાં ફળ આવવાથી તેની ડાળીઓ ઝુમઝૂમ થઇ રહેલી હોય છે. તે વૃક્ષના જેવું મ્હારૂં હૃદય છે. મ્હારૂં હૃદય આનંદના સમુદ્રમાં ઈંદ્ર ધનુષના રંગ જેવી સીપના જેવું છે. મ્હારૂં હૃદય એ સર્વના કરતાં પણ વીશેષ આનંદમય છે. અને તેનું કારણ એ છે કે મ્હારી સ્નેહ મૂર્તી મ્હારી સમીપ આવીને ઉભી છે.

## પ્યારની સત્તા.

જીવનમાં પ્યાર એ સહુથી મજબુત સત્તા છે. આપણે પ્યાર કરવાને માટેજ જીવીએ છીએ. પ્યારજ હૃદયનું ખરૂં પોષણ છે. તથા આત્માનું દૈવી સુખ છે. ત્યારે પ્યાર એક અપવિત્ર અને અસ્વચ્છ વસ્તુ હોય એમ ગણીને આપણે તેની શા માટે અવગણના કરવી જોઇએ ? જે મહાન સત્તા સુખ અથવા દુઃખનું મુળ હોય છે, જેમાં સ્વર્ગ કે નર્ક રહેલું હોય છે, જેનાથી સંબંધો અને જવાબદારીઓ ઉદ્ભવે છે, એવા સર્વની ઉપર વીજય મેળવતા આ મહાન સત્તાનો વિચાર કરવામાં જે બેદરકારી અથવા લઘુતા બતાવવામાં આવે છે, તે ખરેખર આશ્ચર્યજનક છે. આ વાત સ્પષ્ટ દેખાતી નથી, કે સ્વર્ગ પ્રત્યે આપણે જે સ્નેહ ધરાવીએ છીએ તેને ઈલાહેદો રાખતાં, જે સ્નેહ એક સદગુણી સ્ત્રી પોતાના ભર્તાર અને પોતાના ભાગ્યના ભાગીયા સાથે રાખે છે, તે સ્નેહના કરતાં બીજો કોઇપણ સ્નેહ અધીક સ્વચ્છ અથવા અધીક પવીત્ર હોતો નથી. તે જુસ્સાની ગંભીર અને સૌંદર્યતાયુકત મહત્તા આપણે સ્વીકારવીજ જોઇએ. આ વાત આપણે કબુલ કરવીજ જોઇએ કે ઉમદી રીતે ગાઢપણે અને પવીત્રતાથી સ્નેહ બતાવવો, એ માનુષીક કાર્યમાંનું સર્વથી ઉંડુ કાર્ય છે. આ વાતનો મનોરંજક ચીતાર મીસીસ બ્રાઉનીંગે પોતાની " સોનેટસ ઓફ ધી પોર્ચુગીઝની કવીતામાં આપ્યો છે. એ કવીતાઓ ઘણીજ મનોરંજક તથા પવીત્ર છે. એ

બાઇની સાથે લગ્ન કરવાને જે વિદ્વાન કવી ભાગ્યશાળી થયા હતા, તેની કવીતાઓ પણ ઘણી સારી છે. ઘણી વખત મને એવો વિચાર આવ્યો છે, કે કોઇપણ દેવદુતને માનષીક શ્રેષ્ટ પ્યારનું અધ્યયન કરવાનું હોય, તો તેણે એ બાઇ તથા ગ્રહસ્થના રચેલા કાવ્યોનું અવલંબન કરવું જોઇએ.

પહેલી વખતે જ્યારે તેણે મને ચુંબન લીધું, ત્યારે આ હાથ કે જે વતી હું લખું છઉં તે હાથની આંગલીઓનું ચુંબન કર્યું. અને ત્યાર પછી આ હાથ વધારે સ્વચ્છ અને સફેદ થયો; તથા જગતની સાથે મેલાપ કરવામાં તે ધીમો થયો; તથા દેવદુતો બોલતા હતા તે શ્રવણ કરવામાં તત્પર થયો; તે પહેલાં ચુંબનથી જે દ્રષ્ટીગોચર થયું તેનાથી વીશેષ સારી રીતે એક કીમતી વીંટી પહેરી હોય તે પણ દ્રષ્ટીગોચર થઇ શકે નહિ. બીજું ચુંબન પહેલાંના કરતાં વધારે ઉંચે સ્થાને થયું. અને તે કપાલમાં હતું. અને અર્ધ લાગુ પડયું. તથા બાકીનું અર્ધ ગાલ ઉપર પડયું. આ વખતે પ્યારની કેવી સુંદર અસર થઇ હતી. ત્રીજું ચુંબન મ્હારા ઓષ્ટ ઉપર થયું. જે વખત પછી હું ગર્વિષ્ટ થઇ. અને મેં કહ્યું, " મ્હારા સ્નેહી, મારા પોતાના. "

તે તેને કેટલું ચાહતી હતી ।

હું તેને કેવી રીતે ચાહું છઉં ? તેની વીગત મને ગણાવવા દયો. હું તેને મ્હારા સંપૂર્ણ આત્માથી ચાહું છઉં. તથા ત્હારામાં આસક્ત થયેલી છઉં. અહો રાત્રી તને સતત રીતે ચાહું છઉં. તને સ્વચ્છ અંતઃકરણથી હું ચાહું છઉં. ટુંકામાં હું મ્હારા જીવનના શ્વાસોશ્વાસથી, આનંદના હાસ્યથી, અશ્રુઓથી, એમ સંપૂર્ણ રીતે તને ચાહું છઉં અને જો ઇશ્વરઇચ્છા હશે તો મૃત્યુ પછી પણ હું તને અધીકતર રીતે ચાહીશ.

આ સ્થળે એક પ્યારનો શિક્ષક આપણા જોવામાં આવે છે. આપણે તેની તરફ આપણી કુમારીકાઓની દ્રષ્ટી કરાવવી જોઇએ, કે જેથી પવીત્ર અને ઉમદા માણસો તરફથી રાખવામાં આવતો પ્યાર કેટલો દૈવી હોઇ શકે તેનો ખ્યાલ આવી શકે છે. જો કે આ વાત સત્ય છે, કે પ્યાર એવો જુસ્સો છે કે જેની અંદર આત્મા અને શરીરનાં ભીન્ન ભીન્ન સ્થાન હોય છે, તોપણ એક દૈવી પવીત્રતાવાળી સ્ત્રી સીંહને પણ પોતાના કાબુમાં રાખી શકે છે. તેને અપાતી આહુતી આ દુનીયાને લગતી હોય છે. પરંતુ યજ્ઞમાં જે અગ્નીત આહુતીને ગ્રહણ કરે છે તે અગ્નીની ઉત્પત્તી યજ્ઞકુંડના ખાડામાંથી ઉદ્ભવતી નથી, પરંતુ સ્વર્ગીય વેદીમાંથી તે અગ્નીની ચીણગારી આવેલી હોય છે. પ્યારનો જુસ્સો, એ મનુષ્યોના આત્મામાં સહુથી પવીત્ર વસ્તુ છે. આપણે આ જગતમાં આવ્યા છીએ, તે પ્યાર કરવાને અને બીજા તરફથી પ્યાર સંપાદન કરવાને અર્થે છે. જગતમાં પ્યારના જેવી બીજી કોઇ વસ્તુ કિંમતી કે પવીત્ર નથી. તે દૈવી સ્થાનમાંથી ઉદ્ભવે છે. જો આપણે તેની અવગણના કરીએ, તો આપણે કડવાશના બીજ રોપીએ છીએ, જેનું ફળ આપણા ખેદમાંજ આવે છે. જો આપણે તેની સામે પાપ કરીએ છીએ, તો આપણે આપણા આત્માનુંજ ખોટું કરીએ છીએ. અને આપણામાં એવા થોડાજ હશે, જેઓ એક અથવા બીજે પ્રસંગે પ્યારની મોહીનીથી જીત્યા નહિ હોય ?

એક ધંધાદારી ખડતાળ માણસ, જેણે ઘણી પુંજી એકઠી કરી હતી, પરંતુ જે એકલો રહેતો હતો તે એક દીવસ ગુજરી ગયો. તેના કામકાજની વ્યવસ્થા કરવા સારૂ તેનાં અંગીક માણસોને તેની મજબુત પેટી તપાસવાની જરૂર પડી. તે પેટીના એક છુપા ખાનામાં તેમને કરમાયલા ફુલનો એક ગુચ્છો અને એક સ્ત્રીના થોડા વાળનો

ઝુમખો મળી આવ્યાં. આ પ્રમાણે સેંકડો માણસો જેને માટે આપણને સ્વપ્નમાં પણ ખ્યાલ હોતો નથી, તેવા માણસોએ- પોતાના હાથથી ગયેલા અથવા નીષ્ફળ ગયેલા પ્યારની નીશાનીઓ રાખી હોય છે. વોલ્ટર એવેજ લેન્ડોર પોતાના બચપણના પ્યાર-વાલી રોઝ એલ્મર જે વીસ વર્ષની તરૂણાવસ્થામાં મૃત્યુ પામી હતી તે સંબંધે નીચે પ્રમાણેની કવિતા લખી ગયો છે:—

અરે રાજ્યદંડ ધારણ કરનારાઓ શું વીશાતમાં છે? અરે ઈશ્વરી આકૃતી પણ શું છે? દરેક સદ્‌ગુણ દરેક ખુબી એ પણ શું છે? રોઝ એલ્મર એ સર્વ તારામાં રહેલું હતું.

રોઝ એલ્મર, તારે માટે આ ચક્ષુઓ અશ્રુપાત કરે છે. પરંતુ તને તે જોઇ શકવાની નથી. પાછલી યાદદાસ્તની અને નીશાસાની રાત્રી માત્ર હું તને અર્પણ કરી શકું છઉં.

## મેળાપ અને પસંદગી.

આયેન મેકલેરેન કહે છે કે—"મનુષ્ય જાતીના અનુભવની આ એક મુખ્ય ગુપ્ત વાત રહેશે કે—એક ચેહરાનો દેખાવ અને એક અવાજનો ધ્વની જે માત્ર ગઇ કાલેજ નહિ જણાયલાં હતાં તેથી, અથવા તો એક આત્માના દર્શનથી, અને પ્રથમથી સુસ્થાપીત થયેલા યોજના નાથી એક આખી જીંદગી ઉલટપાલટ થઇ જાય છે. એક નવો ઉત્પન્ન થયેલો જુસ્સો—આનંદયુક્ત, શ્રેષ્ટતા સંપન્ન અને પ્રેરક— સ્વભાવ ઉપર ચડી આવે છે. અને જુવાનીના પ્યારોને એક દીવ-સમાં આચ્છાદીત કરી દે છે. અને તરૂણાવસ્થામાં કરેલી યોજના-ઓને જાણે કે તે યોજનાઓ થયેલીજ નહિ હતી, તેમ ભુંસી નાંખે છે. એટલે સુધી કે મનુષ્ય પોતાનાં માબાપને પણ છોડી જાય છે. અને પોતાનાં વતન અને ધંધાથી પણ વીમુખ થઇ જાય છે."

જે તરૂણ માણુસને પોતાના પૂર્વ નીર્મીત પ્રારબ્ધ પ્રાપ્ત થાય છે, તેને માટે આટલું કહેવું બસ ગણાશે."

આ બાબતનું સુંદર વર્ણન લોંગ ફેલો નીચેની કવિતામાં કરે છેઃ–

"અને તે વૃદ્ધ તીર બનાવનારો પાછો પોતાના કાર્યમાં મશગુલ થયો. સર્વથી પ્રકાશીત થયેલા પોતાના બારણામાં તે બેઠો. બોલવા લાગ્યો કે–" આપણી પુત્રીઓ જેને આપણે ચાહીએ છીએ, તથા જેઓ આપણને ચાહે છે, તેઓ આવી રીતે આપણને છોડીને ચાલી જાય છે. જ્યારે તેઓ આપણને મદદ કરવાનું અને જ્યારે આપણે વૃદ્ધ થયા છીએ, અને તેમના ટેકાની જ્યારે આપણને જરૂર છે, તેવે વખતે એક વાંસલી વજાડનારો જુવાન માણુસ અહીં આવે છે; તથા ફરતો રહી તે વાંસલીથી ગાન કરે છે. અને તેમ કરીને ખુબસુરત કુમારીકાઓને પોતા તરફ બોલાવે છે. અને તેણી તેની પાછળ ચાલી જાય છે. અને પછીથી શી રીતે કરવું તેનું સર્વ કામ તે અજાણ્યા માણુસને હવાલે સોંપી દે છે."

આ વિચીત્ર મોહના અર્થે, પૂર્વનીર્મીત પ્યારના આ જુલમે સૃષ્ટીના આદીકાલથી વીચારશીલ લોકોને ભ્રમણા અને ગુંચવાડામાં નાંખી દીધા છે. પ્લેટો તેના "સીપોશીયમ" નામના પુસ્તકમાં આ બાબતમાં ઘણું રમુજી લખે છે—જો કે તે બાબતનો અર્થ અંતર્ગત રહેલો છે.

એરીસ્ટોફેનીસના સીદ્ધાંત પ્રમાણે સૃષ્ટીની શરૂઆતમાં માણુસ જેવો હાલ છે, તેવોજ થયેલો નહિ હતો. તે ગોળાકારનો હતો તેનો વાંસો અને તેની બાજુઓ એક વર્તુલાકારનાં હતાં. અને તેને ચાર હાથ અને ચાર પગ, અને બે ચ્હેરાની સાથેનું એક માથું હતું. તે ચ્હેરા સામસામી બાજુએ નજર કરી શકતા હતા. તથા એક ગોળ

ગરદન ઉપર આવેલા હતા. અને તે એક સરખી આકૃતીના હતા. જેમ હાલના માણુસો ચાલે છે તે પ્રમાણે તે આગળ અથવા પાછળ તેની મરજીમાં આવે તે મુજબ સીધો ચાલી શકતો હતો. અથવા તો તે ઘણીજ ત્વરાથી ગડથોલાં પણ ખાઇ શકતો હતો. એટલે કે તેના હાથ અને પગ મળી આઠ અવયવથી તે ઉલટ સુલટ પડી શકતો હતો. અને જયારે તેને ત્વરાથી દોડી જવાનું હોય ત્યારે તે પ્રમાણે તે કરતો હતો. તે માણુસોનાં કૌવત અને શકતી ઘણાં ભયંકર હતાં. અને તેમના હૃદયના વિચારો મ્હોટા હતા. અને તેઓ દેવોની ઉપર હુમલો કરતા હતા. તે માંહેલા ઓટીસ અને ઇફી-એલડીસની વાર્તા કહેવામાં આવે છે; જેઓ, હોમર કહી ગયા છે તે મુજબ, સ્વર્ગની ઉપર હલ્લો કરવાની હીંમત કરવા માંડયા હતા. અને જેમની ઇચ્છા દેવોની ઉપર હાથચાલાકી કરવાની હતી દેવોની સભાઓમાં પણ કેટલાક તર્ક વીતર્ક થયા હતા. શું દેવોએ તેમને મારી નાંખવા કીંવા તેઓએ પોતના ધનુષ્યો ચઢાવીને તે પ્રજાનો નાશ કરી નાંખવો. જો તે પ્રમાણે કરી નાંખવામાં આવે તો પછી મનુષ્ય જાતી તેમને જે આહુતીઓ આપે છે અને તેમનું જે પુજન અર્ચન કરે છે તેનો અંત આવી જાય. પરંતુ બીજા હાથ ઉપર દેવો તેમની નીરંકુશ ઉદ્ધતાઇ ચલાવી લઇ શકે તેમ પણ નહિ હતું. છેવટે કેટલોક વિચાર કર્યા પછી, ઝયુઅસને એક નવો રસ્તો સુઝી આવ્યો. તેણે કહ્યું “ મને એક યુકતી સુઝી છે જેથી તેમનો ગર્વ નરમ પડશે. અને તેમની રીતભાત સુધરશે. તેઓ આ સૃષ્ટીમાં રહી શકશે. પરંતુ હું તેમના બે વિભાગ પાડી નાંખીશ. જેથી બે પ્રકારના લાભ થશે. એક તો એ કે તેમનું બલ અર્ધું થઇ જશે. અને બીજો લાભ એ કે આપણે બેવડા ભોગ મલશે. તેઓ બે પગ ઉપર સીદ્ધા ચાલી શકશે. અને તેઓ જો ઉદ્ધતજ

જારી રહેશે અને શાંત પડશે નહિ, તો હું ફરી તેમના વીભાગ પાડી નાંખીશ. અને પછી તેઓ ખરેજ પગ ઉપર ઠેકડા મારશે." એ પ્રમાણે તે બોલ્યો. અને જેવી રીતે કોઇ માણુસ "એક વાળ વતી ઇંડાના બે વીભાગ પાડી નાંખે." તેવી રીતે તેણે માણુસના બે વિભાગ પાડી નાંખ્યાં............માણુસ જાતના બે વિભાગ પાડયાં પછી પ્રત્યેક ભાગ, બીજા ભાગને માટે લાલસા રાખીને, તેની સાથે જોડાતો......એક બીજાની સાથે જોડાવાની એ વૃત્તી પૂર્વકાળની છે. અને તે આપણા મૂળ સ્વભાવને અનુસરતી છે. જ્યારે એક ભાગ બીજાથી જુદો હોય છે, ત્યારે તેની ખામી દેખાઇ આવે છે. અને તેથી તે બીજા ભાગની તલખમાં રહે છે.

"અને જ્યારે એક ભાગ બીજા ભાગને પ્રાપ્ત થાય છે, ત્યારે તે જોડું પ્યાર અને મીત્રાચારીની ભૂલભૂલામણીમાં ગુંચવાઇ જાય છે. અને એક બીજાની નજર આગળથી એક ક્ષણ પણ દુર રહી શકતું નથી. તેઓ પોતાની આખી જીંદગી સાથેજ ગુજારે છે. પરન્તુ તેઓ એક બીજા પાસેથીજ શેની ઇચ્છા રાખે છે તે તેઓ સમજાવી શકતાં નથી. કારણકે એક બીજાની જે પરસ્પર ચાહના છે, તે આશુકમાશુક વચેના પ્યાર જેવી નથી; પરન્તુ કાંઇ જુદીજ રીતની હોય છે. તે વસ્તુની ઇચ્છા તે બન્ને કરે છે, પરંતુ તેઓ કહી શકતાં નથી, અને જેની ઝાંખી છાંઇજ આના હ્રદયમાં રહે છે."

પ્લેટોએ ઉભયના પ્યાર સંબંધી આવી રીતનું વર્ણન કરેલું છે. આ પ્રમાણે પહેલીજ દૃષ્ટીએ દેખાતા પ્યારનો ગુપ્ત ભેદ તેણે ખુલ્લો કર્યો છે. ઉભય આત્મા એક બીજાની સાથે ભટકાય છે. અને એકત્ર થાય છે. પ્યાર બતાવનારાંઓને તેમનું અર્ધ અંગ

પ્રાપ્ત થાય છે. અને એક ઉત્કટ પ્રેરણા બુદ્ધીથી તે જોડાઇ જાય છે. જે જોડાણ ભાગ્યના જેટલુંજ બળવત્તર હોય છે.

## એક પવિત્ર જુસ્સાનું સુખ.

એક પવિત્ર અને ઉમદા જુસ્સાની દ્રઢ પવિત્ર કરનારી અને ઉચ્ચસ્થાન આપનારી અસરનો ઇશારો કર્યા વગર અમે આ વિષયનું વર્ણન બંધ કરી શકતા નથી. ટેનીસને રાજા આર્થરના મુખમાં નીચેના જે શબ્દો મુકેલા છે, તે જેટલા મનોરંજક છે તેટલાજ તે સત્ય છે.

આ જગતમાં એક પુરૂષને કુમારીકા પ્રત્યેની પહેલી ભાવના થાય છે. તેના કરતાં બીજી કોઇ વધારે સુક્ષ્મ ભાવના મ્હારા જાણવામાં નથી. તે ભાવનાથી પુરૂષની નીચ વૃત્તીઓ દબાઇ જાય છે. અને પુરૂષને છાજે તેવા ઉચ્ચ વિચારો, માયાયુક્ત શબ્દો, સભ્યતા અને કીર્તીની વાસના તથા સત્ય પ્રત્યેનો પ્રેમ વીગેરે ઉચ્ચ ભાવનાઓ ઉદ્દભવે છે.

એક પવીત્ર જોડાણની ખાલી અસર પુરૂષ ઉપર થાય છે. જ્યારે સ્રીના આખા સ્વભાવને તે હલાવી નાંખે છે, પકવ કરે છે અને વીસ્તીર્ણ બનાવે છે.

એક યોગ્ય જુસ્સાનો હૃદયભેદક દાખલો બર્ન્સ અને તેની "હાઇલેન્ડ મેરી" ઉપરથી મલી આવે છે. મેરી કેંપએલના પ્યારનો પવીત્ર ઝરો તે એક માર્ગી કવીના જીવન તરફ વહ્યો, અને જેનું વર્ણન થઇ શકે નહિ, તેવી રીતે તે જીવનને કીંમતી તથા ઉમદા બતાવ્યું. બ્લેકી કહે છે કે "જેઓ બર્ન્સને સારામાં સારી સ્થીતીમાં જુએ છે તેઓએ, તે મેરી કેંપએલના પ્યારનું ફળ સમજવાનું છે. પ્રોફેસર નીકોલે તેણીને તેની જીંદગાનીનું ગુલાબનું ફુલ એમ કહેતા હતા. તે ફુલમાં દૈવી સુગંધ પ્રાપ્ત થઇ

હતી. તેણીના માયાળુ અસર નીચે તેણે પોતાનું સામાન્યપણું ફેંકી દીધું, અને તેણે પ્રથમના કરતાં વધારે સુંદર તથા નીર્મળ કવિતાઓ બનાવી અને તેણીના મૃત્યુ પછી પણ તેણી સ્વર્ગમાંથી તેના તરફ દ્રષ્ટી નાંખતી હતી. અને તેથી કરીને કવીના કવીત્વની ખુબી પ્રકાશીત થતી હતી. મૃત્યુરૂપી અકાલ દૈવે તેના પુષ્પને સુકવી નાંખ્યું, ત્યાર પછી ત્રણ વર્ષે તેણે નીચલી સુંદર કવીતા લખી હતી.

"હે ક્ષીણ થતા તારા ? તું તારા કમી થતાં જતાં કીરણને દીવસની શરૂઆત કરે છે. અને જે દીવસે મ્હારી મેરી મૃત્યુ પામી હતી તે દીવસનું મને સ્મરણ કરાવે છે.

અરે મેરી, અરે જતી રહેલી છાંયા ? હાલ તારા સુખમય આરામની જગો કહી છે ! અને ચાહનારો હાલહવાલ થઇ ગયો છે, તેને તું જોઇ શકે છે ? અને તેની છાતીને વીદારણ કરી નાંખનારો નીશ્વાસ કાઢે છે, તેનો ધ્વની તું સાંભળી શકે છે ?"

## માબાપને શીખામણ.

આ સઘળું ઘણું અલૌકીક અને આનંદયુક્ત છે. અને તે ઉપરથી એમ ભાસ થાય છે, કે કેટલાંએક લગ્નો જાણે સ્વર્ગમાંજ કેમ થયાં હોય નહિ ? તોપણ કમનશીબીથી સઘળા વેશવાળ આ પ્રમાણે થતાં દૃષ્ટિગોચર થતાં નથી. પરંતુ તેથી ઉલટું તેમાંનાં ઘણાંખરાં તો એવાં હોય છે કે તેમાં સંભાળવાળી વીચાર શકતીની અને બુદ્ધીયુકત પસંદગીની અગત્ય રહેલી હોય છે. એક સ્ત્રી, અને તે પણ સ્ત્રી જાતીનું બારીક અવલોકન કરવાવાળી, એમ જણાવે છે કે "એક તરૂણ કુમારીકાની પહેલી કલ્પનાનું આપણે કાળજીથી અવલોકન કરીએ, તો આપણને ઘણે ભાગે એમ માલમ પડે છે, કે જે સદ્ગુણો તેણીને એક પ્યાર કરનારમાં આનંદ આપે છે, તેમાંનો

એક પણ સદ્દગુણ એવો નથી કે પોતાના પતીમાં કીમતી હોઇ શકે." ઉપરના દેખાવથી ભૂલ થાપ ખાવાથી, સાચી મર્દાનગીની ખૂબીઓ વાસ્તવિક રીતે સમજવામાં આવતી નથી. તેઓ જે પુરૂષનાં વખાણ કરનારાં હોય, તે તેનામાં તેઓ અંજાઇ જાય છે. અને તે એવા કારણથી કે તે પુરૂષ સારો પોષાક પહેરે છે, અથવા તો સારી રીતે નૃત્ય કરી શકે છે, અથવા તો વાતચીતમાં તે બહુ બાહોશ છે. આનું પરીણામ એ આવે છે કે જીંદગાનીની એક મહાન તક જતી કરવામાં આવે છે. સ્વપ્ન તો સુંદર હતું. પરંતુ જાગ્રત સ્થીતી એક ભયંકર નીષ્ફળતા દેખાય છે. જ્યાર એક સાધારણ માટીનું પુતળું ઉત્પન્ન કરે છે, અને જ્યારે ખરૂં ભાન થાય છે, ત્યારે પુરી નાઉમેદી અને જીંદગી સુધી કાયમ રહે તો પશ્ચાત્તાપ આગળ આવીને ઉભાં રહે છે.

આ કારણને લઇને આ મહાન અગત્યના કાર્યમાં આપણી પુત્રીઓને રાહબરીની (રસ્તો બતાવવાની) અગત્ય રહેલી છે. શેકસપીઅરનું એક ગંભીર વાકય વાપરીએ, તો "લગ્ન એક ઘણું મહત્વનું સાટું છે. અને તેટલા માટે અવિચારીપણાથી, ઉતાવળથી, ઉછૃંખળ રીતે તે કાર્ય કરવું ઘટતું નથી. પરંતુ ગંભીરપણે, ડહાપણથી, વિચારપૂર્વક, શાંતમનથી અને ઇશ્વરનો ડર રાખીને તે કરવું યોગ્ય છે." એ ગાંઠનો અભંગ પ્રકાર છે, તે વાત ધ્યાનમાં રાખીને તેમાં કેટલો બધો પાકો વિચાર કરવાની જરૂર છે? કેમકે મૃત્યુ, અથવા જે પાપ અને પશ્ચાત્તાપ મૃત્યુ કરતાં પણ વધારે ખરાબ છે, તે સિવાય આ ગાંઠ ઉચ્છેદ થઇ શકતી નથી.

જે પુરૂષોના સહવાસમાં પોતાની પુત્રીઓને છુટી મુકી દેવામાં આવે છે, તે પુરૂષની જીંદગી અને ખ્યાતી સંબંધી માબાપોએ કંઇક માહીતી મેળવવાનો પ્રયાસ કરવો જોઇએ. વળી વધા-

રામાં તેમની જીંદગીના અગ્રભાગમાં તેમને ઉંચી કોટીના પુરૂષોના સહવાસમાં મુકવાં જોઇએ, કે જેથી સાચા અને ખોટા ઉમદા અને નીચ વચ્ચેનો તફાવત જાણવાને તેઓ શકતીવાન થઇ શકે. લગ્ન સમાન હકની માગણી કરે છે. એક ખાસ ગુણયુકત સ્ત્રી, ખાસ ગુણયુકત પુરૂષ સાથેજ જોડાવી જોઇએ, તેજ નીતીયુકત નીયમ બન્નેને લાગુ પડે છે. તેટલા માટે જ્યારે માતાએ પોતાની પુત્રીને લગ્ન અને માતૃત્વને અર્થનો બોધ આપવો જોઇએ, ત્યારે પીતાએ, પોતાની કુમારીકાના હાથની માગણી કરનારને એવો પ્રશ્ન કરવા હીમતવાન થવું જોઇએ કે "તમે પણ પવીત્ર છે. કે?" લગ્નનો અદ્ભૂત અર્થ જ્યારે આપણે લક્ષમાં રાખીએ છીએ, તેમાં સ્વર્ગ કીંવા નર્ક રહેલું છે, તેનો ખ્યાલ કરીએ છીએ ત્યારે, આપણે સખેદ ચકીત થયા વગર રહેતા નથી, કે જેને "જનમંડલ" કહેવામાં આવે છે તેમાં તરૂણાવસ્થાનાં સ્ત્રી પુરૂષોને એટલાં બધાં અવિચારીપણે છોડી દેવામાં આવે છે, કે જેનાં પરિણામો ઘણીખરી વખતે ત્રાસજનક દેખાઇ આવે છે. તરૂણ અને નીરપરાધી કુમારીકાઓને, એક બોલ રમવાના સંતપ્ત ઓરડામાં જે પુરૂષો નીતી સંબંધી કોઢીયાના જેવી અથવા જેને જોઇને ત્રાસ આવે એવા સર્પ જેવા પુરૂષોની કોટીમાં મુકાયલી જોઇને આપણને કંપારી છુટે છે; કારણ કે તે પુરૂષો એવા હોય છે, કે તેઓ જેનો સ્પર્શ કરે છે, તેની ઉપર પોતાનો ઝેરી ચેપ લગાડી દે છે. હાલના જમાનાની આ અઘટીત પ્યાર કરવાની રૂઢીને ઝોન રસ્કીન વખોડી કાઢે છે. તે કહે છે, કે હાલની પ્યાર કરવાની રીતીની જે અધોગતી અને સામાન્ય ભય જોવામાં આવે છે, તેનો ચીતાર આપવાને પુરતા શબ્દો મળી શકતા નથી. હાલ તો એક નિયમ તરીકે એવી પદ્ધતી ચાલે છે કે—જુદા જુદા પ્રકારની દીવાની રોશનીઓના દુષ્ણ:દાયક

ગુંચવાડામાં—પરન્તુ દીવસને વખતે નહિ—અઘટીત રીતે ખેંચાણ-કારક અને અવિચારી રીતે ખર્ચાળ પોષાકમાં જે કંઇ ક્ષણ મળી આવે છે, તેની અંદર જુદી જુદી રીતીથી તેઓ જેને પ્યારનું નામ આપે છે, તે માટે ફાંફાં મારે છે. અને એક મુર્ખાઇના બદલામાં આખી જીંદગાનીનું માન, અને એક અકસ્માતથી આખી જીંદગા-નીની ખુશાલી ગુમાવી દેવાના સતત્ ભયમાં રહે છે."

આગળ ચાલતાં તે મહાન સીક્ષક "ખોવાયલાં રત્ન" વીશે ઘણું અસરકારક લખે છે—એટલે કે કન્યાઓ કે જેઓને પોતાનાં ભાગ્ય સૂવ્યવસ્થીત કરવાની ઓછી શક્તી હોય છે, અને જેમને પોતાનાં ભાગ્ય આડે રસ્તે લઇ જવાની દરેક તક હોય છે, અને જેમના જન્મના વખતથી તેમને મદદ આપવાને અને વાસ્તવીક રીતે તેમને સારે રસ્તે દોરવાને કોઇ હોતા નથી, તેવી કન્યાઓને સંબંધે તે લખે છે. આવી કન્યાઓ જેને માટે કોઇએ સંભાળ લીધેલી હોતી નથી, તેવી કન્યાઓમાં જ્યારે જુસ્સો અને માની લીધેલી બુદ્ધી હોય છે, તથા તેમાં વધારામાં જ્યારે ખુબસુરતી ભળે છે, ત્યારે માત્ર ઇશ્વરજ તેમનું અને આપણું સંરક્ષણ રહી શકે, પોતાના માનુષીક શ્રેષ્ટ ખજાનાનો આ વીપર્યય અંગ્રેજ તથા ફ્રેન્ચ પ્રજાને કેટલો બધો હાનીકારક નીવડે છે!

જોર્જ ઇલીયટ કહે છે કે—"જે સ્ત્રીને પોતાનો મુખ્ય સંબંધ એક ભૂલજ હતી, એમ માલુમ પડે છે, તે સ્ત્રીને અવજીમાં કંઇ બદલો આપી શકાતો નથી. તેણે તો પોતાની કીંમતીમાં કીંમતી વસ્તુ ગુમાવી એમ સમજવાનું છે. મનુષ્ય સુખનું ઉંડામાં ઉંડું રહસ્ય તેણીના કાનમાં અર્ધ વાત કહીને હંમેશને માટે ગુમ થઇ ગયું લાગે છે. માતાઓ, પીતાઓ, જેવી રીતે તમે તમારી વ્હાલી પુત્રની જીંદગીનું સંરક્ષણ કરો છો, તેવી રીતે આ તેમના તાજનું

પણ રક્ષણ કરશો. રણ સંગ્રામમાં જે જે ભય રહેલાં છે, તે ભયથી માહીત થઇને, અને તેમાં પોતાનું સંરક્ષણ કરવાનાં આયુધથી સજ્જ થઇને તેમને રણ સંગ્રામમાં જવા દેશો."

"સ્ત્રીની મહત્તા."

---

## પ્રકરણ ૨ જું.

---

### મિ. રૅાયની પ્રદેશી પરોણી!

પ્રેમના અંધાપાની બહુ બહુ વાતો સંભળાય છે. જે પ્રેમ નિઃસર્ગીય કહેવાય છે, તેમાં અને મોહથી મનને તૃપ્ત કરવાનો પ્રેમ જુદો છે. આજના કાળમાં સ્વર્ગીય સ્નેહ, ભાગ્યેજ મળી શકે છે, જે છે તે માત્ર મનમોહક અને જીવનને શાન્તિ માટે ઉત્પન્ન કરેલા હોય છે! ઘણા ડહાપણડાહ્યાએ તેવી વાતોનો તિરસ્કાર કરીને અપમાન દહે છે, પોતાને તદ્દન ચોખ્ખા અને લાયક સમજે છે, પણ જો તેમની નાડીમાં ફરતું રંગેરગનું લોહી તપાસવામાં આવે, તો તે જણાય, કે એ ભલા આદમીયો અંદરથી તદ્દન પોકળ છે, મ્હેંની મીઠા અને જીભના લુતરા નામધારી ગૃહસ્થોનાં છુપાં કર્મો, પ્રેમની ધૂનમાં કામની પ્રદીપ્તતા જોવામાં આવે છે. આ સર્વ વાતો જાહેરમાં લાવવી, લેખકોના ભાગ્યમાં અવળી હોય છે. મુંબઇના બારામાંથી ઉપડેલી વિલાયતી મેલમાં એક ઇટાલીયન કુમારિકા પણ પ્રવાસે ઉપડી હતી. કર્નલ ફ્રૅંક નામના એક ઇટાલીયન લશ્કરી અમલદારની તે જુવાન પુત્રી હતી. ઇન્ડીયાના પ્રવાસે નીકળેલી આ મનમોહન નાયિકા આ સ્ટીમરમાંજ વતન તરફ વિદાય થતી હતી. અને તેણે આપણા રસિક બેરીસ્ટરને મોહાવી દીધો હતો. સેકન્ડ કલાસ કેબીનેટમાં આ બન્ને આશા-

વંત પુતળાં બિરાજ્યાં હતાં. સાંજ સમયે સમદ્રની કુદરતી લ્હેરો લ્હેતાં-પ્રસંગ પડી ગયો હતો; અને લવલી ડૉલીએ મી. રોયને લલચાવી દીધો હતો. મીસ ફ્રૅંકનો લવ કેવળ કપટી કે નાટકી ન હતો. તેને કુદરતીજ પ્યાર ઉત્પન્ન થયો હતો.

પ્રેમ વસ્તુમાં કંઇક ઉંડો દેવીસંસ્કાર રહેલો છે. અને તે અમુક સમયેજ પ્રકટે છે. માત્ર સંજોગ! કયાં ઇટાલી, કયાં ઇન્ડીયા! કયાં સ્ટીમર! કયાં મિ. રૉય અને કયાં મીસ ફ્રેંક! પણ આ સર્વ ભાગ્યવિધીનો ખેલ છે. નવાઇ નથી. જ્યારે એકલી અવસ્થા હોય, ત્યારે નજદીકની વસ્તુને તેનો આનન્દ હોય છે. સ્ટીમરમાં બીજાં પેસેન્જર કંઇ થોડાં ન હશે. અંગ્રેજ બાનુઓ પણ બીરાજ્યાં હશે દેશી ઇન્ડીયન સાથે કેટલીક અંગ્રેજી પ્રજાને ભળતાં શરમ અને તિરસ્કારે લગતો જાણીએ છીએ. પણ આ ઇટાલીયન લેડીને જાણવામાં આવ્યું કે પોતાનો પાડોસી એક આબરૂદાર ખાનદાનનો રાજદ્વારી માણસ છે, ત્યારે તેને માન ઉત્પન્ન થયું હતું.

એક દહાડો ન્યુસ લઇને, સ્ટીમરના કઠેરા નજીક બેઠી હતી. ત્યાં મિ. રોય પણ આવી લાગ્યા. આ સમય તદન લડાઇનો હતો. ઇટલીમાં પણ લડાઇનાં બણગાં ફૂંકાયાં હતાં. બ્રિટીશ અને મિત્ર-રાજ્યોની સહાયતા સારી હતી. મિ. રોયે જાણ્યું કે મીસ ફ્રૅંક ઇટાલીયન લેડી છે, તેથી તેનાથી એમ બોલી જવાયું, કે "ઇટાલી બહાદુરીથી બચી ગયું!" આ ફત્તેહની નિશાનીનો અવાજ સાંભળતાંજ મીસ ફ્રૅંકને કંઇક બોલવાનું મન થયું. અને તે એટલુંજ બોલી, કે

"આશા અમ્મર છે!"

"તમે ઇટાલીયન બ્લડ છો?" રૉયે કહ્યું.

"હા, અને એજ વતનનું જન્મ મરણનું અભિમાન છે."

"ઇશ્વર તમારી ઉમેદ પાર પાડો !"

"થેંક યુ ! આપનું નામ ?"

"મારૂં નામ મનહરકુમાર રોય !

"આપ ક્યાં પધારો છો ?"

"દેશ અને રાજ્યસેવા અર્થે ઈંગ્લાંડ !

"તમે રાજદ્વારી છો ?"

"હા. હું ઉદયગઢનો પ્રધાન છું; બ્રિટીશ સેવા માટે ઇન્ડીયા કૌંસીલમાં ચોકસ રાજદ્વારી સવાલ બાબત જુબાની આપવા જાઉં છું."

"આપને સંતતિ હશે !"

"હું હજી પરણેલો નથી !

"ઇન્ડીયામાં કુંવારી જુવાની પાપરૂપ કહેવાય છે !"

"હા, પણ મ્હારૂં એજ્યુકેશન—

"ક્યાં સુધી !" ફ્રેંક અધીરાઈથી વચ્ચે બોલી.

"M. A. LL. B. છું, ને બેરીસ્ટર પણ થયો છું !" સઘળું ભંડોળ જણાવ્યું !

"ત્યારે તમારી પત્નિ થનાર ભાગ્યવંત !—પણ ઇન્ડીયામાં લવલી લગ્ન ન થાય, તેનું કારણ શું ? તે લોકોમાં ખુદાયે પ્રેમનો પડદો ઉઘાડયો ન હશે ?"

"અનુભવ વિના ખબર ન પડે; પણ કુદ્રતીજ તમને કહેતી હશે. પ્રેમ તો સર્વત્ર છે. તે વિના જીવી શકતું નથી."

"શું હિન્દમાં હિન્દી સ્ત્રીયોનેજ પરણી શકાય !"

"તે એક સંપ્રદાય છે. બાકી પરણવાનો તેવો કાયદો નથી—કોઇ ચાહે તો બીજી જાત પરણે છે. ઘણા ઇન્ડીયનો વિલાયતી સ્ત્રીયો પરણ્યા છે !—

"તો તમે-તમે—" ફ્રેંક હસી પડી. જાણે શરમાતી હોય, દબાતી હોય-તે રીતે બોલી-રખે અપમાન થાય, તેથી અચકાણી.

"હા; મને કોઇ લાયક બાનુ મળે, તો જરૂર—

"પણ તમારે પ્રસંગમાં આવવું જોઇએ-અજાણ્યા સાથે કોઇ જીવન જડે, ખરૂં?—

"તમને હરકત ન હોય તો કેહશો, કે તમે—

"હું ઇટાલીયન છું. કર્નલ ફ્રૅંક, જેઓએ હાલની લડાઇમાં નામના મેળવી છે, તેની પુત્રી છું-ઇન્ડીયાના પ્રવાસે આવી હતી. હવે વતન તરફ જાઉં છું.—"બસ આટલી વાતચીતથી પ્રસંગ અધુરો રહ્યો-બેલ થયો. ભોજનપર ચાલ્યાં. સર્વે જમવા ઉઠયાં-અને રાત્રીનું સ્વપ્નું ભાવીને ડોલાવવા લાગ્યું-પ્રભાત થતાં તો એડનનું બારૂં દેખાવા લાગ્યું-નવી પરોણી હૃદયમાં રમતી રહી-અને કિનારાની મહેમાની શરૂ થઇ.

---

## પ્રકરણ ૪ થું.



### એડનના કિનારાપર દેશી મિત્રકુટુમ્બ.

એડનના જાણીતા પારસી તવંગર મિ. એડનવાલા તથા તેમનાં બાદશાહી કુટુમ્બની દીલાવરી વિષે વારંવાર આપણે વર્તમાનપત્રમાં આપણું વાંચીયે છીએ. એડનનો એક વેપારી રાજા જેવો ધનાઢય તે મિ. એડનવાલા કહેવાય છે. ખાસ કરીને પારસી પરોણાગતમાં એક્કો, વ્હાલો ને મીઠો ગણાય છે. એડનમાં આપણાં બીજા વેપારીઓ પણ છે અને એજ પ્રમાણે હીંદુ-કુટમ્બો* પણ રહે છે.

---

*જુઓ "નિરંજના અથવા વર-ઘેલા વનિતા" પૃષ્ટ ૨૦૧.

મિ. રોયનો એક મિત્ર અત્રે રહેતો હતો. જો કે તે મ્હોટો તવંગર ન હતો, પણ એડનમાં આવ્યા પછી વેપાર ધંધામાં એ પૈસા મેળવી શકયો હતો. તે પોતાનાં કુટુમ્બ સહિત, સાદા વેષે મળવા માટે આવ્યો હતો. હીંદુ સ્ત્રીઓમાં કંઇ શરમાળ પ્રકૃતિ ઘર કરીને રહેલી હોય છે, ને તે રીતે અત્રે પણ શરમનીજ રૂઢી જણાતી હતી—મિત્રે પોતાના સ્નેહી રૅાયને જાણુવા જોગ ખબર પુછી લડાઇના રંગ અને મુંબઇ તથા વતનની પુછપરછ કરી, અને એજ રીતે થોડા કલાક આરામ માટે, તેઓ ઘેર ચ લ્યાં.

એડનમાં થોડી કલાક ગુજારવ'ના હતા, તેથી મિ. રૅાયે મિત્રની મુલાકાત દ મ્યાન આમ તેમ લટાર પણ મારી—અને તે સાથે એડનવાલા કુટમ્બની તથા દેશી વેપારીઓની મુલાકાત પણ લીધી.

સ્ટીમર જલદી ઉપડવાની હોવાથી તે વધુવાર શેહરમાં રહી શકયા નહિં. એ દરમ્યાન મીસ ફ્રૅંકે પોતાના ભાવીનો માર્ગ, દરિ- યાના વમળ પેઠે ઉછાળતો કરી દીધો.

એડનનાં મિત્રમંડળે હાસ્ય કરેલું, કે “ મિ. રૅાય કદાચ આ અંગ્રેજી પોશાક ને એટીકેટમાં વિલાયતી મનહરણીને મોહાવી લાવે તો નવાઈ નહિ ! ” અને એજ ખરૂં પડયું.

એડનથી સ્ટીમર ઉપડી અને મીસ ફ્રૅંકની ઇચ્છા મુજબ, કલાકે કલાકે પ્રેમનાં લોહીનો પ્રવાસ પણ બહુ જોશથી ફરવા લાગ્યો.

ફકત ચોવીસ કલાક વીત્યા નહિ, ત્યાં તો આ દેશી-વિદેશી જોડાંનું અધીરૂં હૃદય માત્ર ચુંબન-મિમાંસાની પ્રસ્તાવના જોવા લાગ્યું. કૃષ્ણમૂર્તિની મુરલીમાં સમાયલા સુરો બહાર પડવા લાગ્યા, અને તારનો તાર એક થઇ ગયો. પ્રેમમાં આંધળાં પુતળાં દીશા કે વાટ-ઘાટ જોતાં નથી. પરિણામ કંઇ એકાન્તનું જોખમદાર નથી. ઇશ્વરેચ્છા બળવાન છે. સ્ટીમરનાં સાથીઓને એમ લાગ્યું.

કે આ દેશી-વિદેશી જોડું કૌતુકરૂપ બન્યું, ને એડનનાં મિત્ર-મંડળનું શુકન ફળ્યું !

ભલે, જ્યાં જેની ઈચ્છા તૃપ્ત થાય, ત્યાં તે જાય; પણ કોઇને નિરાશા ન મળે તો સારૂં કહેવાય ! વિશ્વાસ, વચન અને સ્નેહનાં અવલંબન એવાં છે કે જે જખમી લડવૈયાની વેદના કરતાં વધારે છે.

આખરે મિ. રૅાયની સાથેજ મીસ ફ્રૅંક લન્ડન તરફ ચાલી—પેસેજ જુદી હતી-પાસ જુદી હતી-પણ કેપ્ટનની ઇચ્છા હરી લઇને-મિ. રૅાયના જેવી માનીતી મૂર્તિ ભવિષ્યનું હીત સુધારવા ચાલી. કર્નલ ફ્રૅંક તો તે વખતે ક્યાં હશે ? લડાઈના મેદાનમાં ! ઇટાલીની રણભૂમિમાં !—ના, તે પોતાના થનારા જમાઇને મળવા માટે જાણે સ્ટીમરમાં આવતો હોય, પોતાની પુત્રીની છુપી ઇચ્છા જાણવા આવતો હોય, તેમ પોર્ટસેડના કિનારાપર હાજર હતો. હવે શું થયું હશે, તે હવે પછી જાણીશું-હાલ તો પેલી રીબાતી સુંદરી મંદારિકા તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૫ મું.



### સાગર-સરિતાનો સંગમ ! એક અથડામણ.

જ્યારે સામસામાં પાણી મળે છે, ત્યારે કુદરતીજ અથડામણ થાય છે. અને ઉંચે છાંટા ઉડે છે ! મંદારિકાનું કોઈપણ રીતે મન-સમાધાન ના થયું. ઉદયગઢમાં થયેલા પ્રપંચનું તેને જ્ઞાન ભાન ન થયું. રજવાડી રીત પ્રમાણે, અને મુત્સદ્દી મગજ પ્રમાણે (એકૅાનૅામી સાયન્સ) રૂઢી અને અખત્યાર થયલી (પોલીટીકલ પૉલીસી) અમલમાં આવેલી, તે આ મનમોહિની મુગ્ધા શું

સમજે ?—આખરે જે થયું, તે સારા માટે ! મિ. રૉય જેવા પર-જ્ઞાતિના પુરૂષ સાથે પ્રેમમાં પડીને, વડીલની છાંયા વિમુખી યુવાન કન્યા અથડાઇ જતી બચી ગઇ ! આખરે હવે તેનું શું ?-પ્રભુ ઇચ્છા બળવાન છે.

પોતાનો પ્રિયતમ હજી સજીવ છે. આશા અમ્મર છે, ભાગ્યનો સિતારો ચમકતો છે. આ સર્વ સંસ્કારોથી ભરેલા વિચાર એકત્ર કરીને મુંબઇ દોડી તો આવી, પણ, ના પ્રીયતમનો મેળાપ થયો—ના બે ઠપકાના બોલ બોલાયા, કે જા બે પ્રેમનાં આંસુડાં પાડીને હૃદયનો ભાર ખાલી કર્યો !

વાંચનાર ? જો તું પ્રેમ પાઠ યા પ્રેમપોથીજ ભણ્યો હોય, જો ત્હેં ખરી આશકી જોઇ હોય, અને જો તું તે દુનિયાના અવતારમાં ફર્યો હોય, તો તને માલુમ પડયું હશે, કે એ દુઃખ એવું પ્રાણઘાતક છે, કે કવિ દયારામ કહે છે, તેમ—

જે કોઇ પ્રેમ અંશી અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે :—

* * *

મગજતંત્રની ગાંઠ, વિજળી પેઠેમ પ્રિયાના વાળમાં ગંઠાયલી લાગશે ! વાણીનો વિલાસ, અધરોષ્ટમાં જણાશે. દૃષ્ટિમાં આંસુ, હૃદયમાં તાપ, મગજમાં વિભ્રમ, અને જગતમાં શુન્યકાર લાગશે— “ અનુભવીનાં અંતર જાણે-બીજાં શું પ્રમાણે ? ” એ વસ્તુ અહીં ખડી થઇ જાય છે. મંદાકિકા તેજ ગતિ પામી છે. તેમાં પણ નિરાશા બુરી છે ! ખાસ કરીને પ્રેમીઓમાં બેવફાઇ થાય છે, ત્યારે સત્ય પ્રેમીઓ કાં તો આપઘાત, યાતો ખૂન કરવાને પણ ઉશ્કેરાઇ ચયલા જણાય છે.

જ્યારે પ્રેમીઓનાં અંત્તર ભિન્ન થઈ જાય છે, ત્યારે તે વિર-

સ્કાર અને વૈરના રૂપમાં બદલાઇ જાય છે. જ્યારે ભાનુ ઝાંખો થતો જાય છે, ત્યારે રજની અંધારા રૂપનાં ફેરવાઇ જાય છે. જ્યાં હૃદયમાં અદેખાઇ અને અભાવ ઉત્પન્ન થયો, ત્યાં આનન્દની જગ્યાજ હોતી નથી. ઘણાં પ્રેમીઓ માત્ર કામ વિવશ હોય છે; પણ જ્યાં સત્ય પ્રેમ છે, તે કાં તો નીભતો નથી, કાં તો સ્વાર્થી હોય છે, કાં તો લોભી બનેલો હોય છે, ને કાં તો પ્રાણઘાતક હોય છે; આ કાળના પુરૂષોમાં પ્રેમ છે, પણ સ્ત્રીઓ તો કેવળ લોભી, ને કાં તો કામીજ હોય છે. જે કોઇ સાચાં છે, તે સુખી નથી!—

સુમનનો પ્રેમ, લોભી અને નિરંકુશ છે. તેણે મધુરીના મોહનો અંકુર પ્રકટાવેલો, તે નિરંજની અથવા વરઘેલી વનિતાની કથામાં વંચાયો છે, પણ સુમન તેમાં હાર ખાઇ ગયો, ને સ્વરૂપ બદલાઇ ગયું; હવે મંદારિકા પ્રત્યે તેમનો પ્રભાવ નવીન રૂપમાં શરૂ થયો છે; પણ મંદારનું મન એટલું વિહ્વળ બનેલું છે, કે હવે શું થશે, ત કંઇ કહીજ નહિ શકાય!

મંદારિકાને, મી. રોય તરફથી જે જવાબ મળ્યો, તેમાં તે ખરે સંશયી બની છે. તે ખરી રીતે ખરો ખુલાસો મેળવી શકીજ નથી. વળી સુમને, મનના અભાવે, જે વૈરનો વાંધો ઉભો કર્યો, તે પણ મંદાર હજી જાણુતી નથી.

મંદારના મનમાં સુમન માટે સારો વિચાર નથી. મધુરીનો આગ્રહ કોઇ પણ રીતે સુમન સાથે મંદારનું લગ્ન કરાવી આપવાનો છે, ને તે માટે તે વારંવાર ઉપદેશ કરતી રહી છે. મંદારનો મોહ બીજે છે. મન ભ્રમિત છે.

મંદાર હજી આશામાં ડોલી રહી છે. રૉય ભલે વિલાયત ગયો, તો પણ તેના પત્રની લીટીયો હજી મંદારને રોકી રાખે છે. આ સર્વ શાન્તિની છાયા છતાં—થોડાજ રોજમાં ખબર આવી,

કે મિ. રૅાય, એક ઇટાલીયન કન્યા સાથે પરણી ચુકયા !—

અફસોસ ! સાગર-સરિતાનો આ સંગમ મળ્યો, પણ મંદારની આશા ઉછળી-ને છાંટા ઉંચે ઉડવા લાગ્યા-મંદાર હવે તદ્દન નિરાશ થઇ ગઈ !—

આ સમાચાર મંદારને કયાં મળ્યા ? એક માર્ગમાં-મુંબઇથી છુટેલી મૃગલીને, સુમનેજ આપ્યા. સુમન અને મંદાર કયાં મળ્યાં ? એક મંદિરમાં !

વાંચનાર ! અધીરા ન થઇશ; પેલી ઇટાલીયન કન્યા મીસ ફ્રેંક જ્યારે રૅાયને વળગી પડી, પ્રેમ ઘેલી બની, મદઘેલી મનોરમાની શોકય બની, ત્યારે તેનો પિતા શું ઠરાવ ઉપર આવ્યો-તે તપાસ કરીએ.

---

## પ્રકરણ ૯ હું.

---

### પ્રેમ—કસોટી.

મીસ ફ્રેંકને હિન્દીજનો પર મોહ તો ન હતો, પણ તેને માન હતું; હિન્દીયો હમેશાં માયાળું અને વિવેકી છે. તે દેશી કે પરદેશી ગમે તે પરોણો મળ્યો હોય, તો તેના તરફ ભાવ અને ભક્તિ બતાવતા રહે છે; તે પશ્ચિમના જેવા બેપરવા, અભિમાની કે આત્મશ્લાઘા કરનારા નથી. તેનામાં તિરસ્કાર ભાવનું નામ નથી. વળી તે વિશ્વાસઘાતિ કે ક્રુર સ્વાર્થિ નથી. મીસ ફ્રેંકમાં એક સદ્ગુણ હતો. ને તે એજ કે મી. રૅાયને, તેના દરજ્જા પ્રત્યે પુજ્યભાવ હતો. કેળવણી અને કેળવણીકાર બન્ને વસ્તુના તે લોકો પુજક હતા-મીસ ફ્રેંક ઇટાલીયન કન્યા હતી, લશ્કરી અમલદારની બેટીની હતી, પણ મીલીટરી સ્વભાવ તેનાથી અળગો રહેલો

હતો. તે આનન્દી સ્વભાવેજ કોમળ અંતઃકરણની, ભવ્ય કપાળી, મૃગનયની, અને વ્હાલમાં વખાણવા જેવી દેવીરૂપ હતી, પૂર્વ-યોગે મેળાપ થયો હતો. ને એવાજ સંસ્કારે પ્રેમ લગની લાગી હતી.

નયન ઠરે અંતર ઝરે, લાગે મનને લાડ;
પ્રીતિ તેની કીજીએ, માની પ્રભુનો પાડ;
માની પ્રભુનો પાડ, વાડ વ્હાલપની કરીએ;
હદએ લઇએ માન, પ્રેમનાં પાણી ભરીએ.
કહે ગોપ કલ્યાણ, પ્રેમ પારખી દીલ ભરે;
થાયે નહિ કદી હાણ, નયન ઝરે, અંતર ઠરે—

મી. ફ્રેંક સ્ટીમરમાં આવી લાગ્યો. અને વ્હાલી પુત્રીને મળ્યો. તે લશ્કરી અમલદાર હાલની ચાલતી જર્મન-વલ્ડવોરમાં કામગિરી પર હતો. પરંતુ ઇટાલી તરફ આવતી ધાડ માટે લન્ડનમાં કંઇક રાજદ્વારી કામ માટે જતો હતો. તેને મીસ ફ્રેંક અતી લાડકી ને પ્યારી પુત્રી હતી. મા વિનાની આ મુગ્ધા ચકોર, ચપળ ને કેળવાયલી તથા હિમ્મતવંત હતી. અને ઇન્ડીયામાં મુસાફરી કરવાની તેની ખાત્રીભરી હિમ્મત પર મોકલવામાં આવી હતી. તે ઉપરાંત હીંદના કેટલાક લશ્કરી અમલદાર મિત્રો સાથે મી. ફ્રેંકને વિશ્વાસુ મૈત્રી હતી. મીસ ફ્રેંક ઘણા આનન્દે અને સફળ સફર કરીને પાછી ફરી હતી. સ્ટીમરમાંજ તેને ખબર મળી આવી હતી કે તેનો પિતા ફ્રેંક પણ સાથે થવાનો છે. હાલ ઇટલીમાં જવાનું ન હતું, તેથી મીસ ફ્રેંક (વિલાયતના) લન્ડનના એક હૉટેલમાં રહેનાર હતી. ને તે માટે મી. ફ્રેંક, વાયરલેશ ટેલી-ગ્રાફમાં સ્ટીમરની અંદરજ ખબર આવનાર હતો. લડાઇના મેદાનમાંથીજ જણાવવાનો હતો. પણ તે દરમ્યાન હુકમ મળવાથી તે લન્ડન જવા જાતે આવેલા હતા, પુત્રીને ત્યાં મળ્યો

હતો. તે જાણતો હતો, કે લાંબી મુસાફરી કરીને પુત્રી થાકી ગઇ હશે. અજાણી તથા એકલી મુંઝાણી હશે! વળી લડાઇના ત્રાસદાયક ખબરો, ઇટલી પર જર્મન તુર્કની ચડાઇઓ, અને દરિયામાં સબમરીન ટોરપીડોનાં તોફાન, ભયમાં રહેલા માનવીઓનો દેહ વગેરે કારણોથી જુવાન, મા વિનાની દીકરી ગભરાયલી હશે. તે ઉદ્વેગ પણ ટળી ગયો. પણ મી. ફ્રેંક એમ ક્યાં જાણે છે, કે માત્ર એકજ પ્રયોગે આ સઘળો ભય અને નિરાશા ઉડી ગઇ હતી. તેને મી. રૅાય જેવા પ્રેમાળ તથા કુલીન સહવાસી મળવાથી દરેક આફત દુર થઇ ગઇ હતી.

સ્ટીમરમાં મી. ફ્રેંક આવ્યા પછી મીસ ફ્રેંકે તેને પોતાની હાલત અને આનન્દ દર્શાવ્યો—ને ખબર પુછી. આ સર્વ વાતમાં મી. ફ્રેંકને લાગ્યું, કે તેની પુત્રીના મનમાં પ્રેમની ચીનગરી ઉડતી લાગે છે. કેમકે પ્યારનો પ્રથમ પુરાવો, તેના મનની અવ્યવસ્થા—બોલવા ચાલવામાં ભય, મનની વ્યાકુળતા, ચેરની સ્થિતી, અને હૃદયનું ડોલવું, એ મુખ્ય હતું. જીભ, વાણી જુદી, આંખનો પલકારો જુદો, મનનો મર્મ અલગ, ને હૃદયનો ધબકારો જુદો—આ સર્વ ઉપરથી જાણે પુત્રીનું મન બીજી ગમ દોડતું-દોડેલું હોય, એમ લાગતું હતું; તે ચેતી ગયો હતો—ને ચાર પહોરની અંદરજ સમજાઇ ગયું હતું, કે તે મી. રૅાયની એક અનુગામી—અનુયાયી મૂર્તિ બની ગઇ હતી.—

પિતાને એકદમ જણાવી દેવાથી કદાચ તે ગુસ્સે થઇ જાય, અથવા અનેચ્છા જણાવે, તો પરિણામ એજ આવે, કે યાં તો પ્રેમવિચ્છેદ કરવો પડે, (જો કે પાશ્ચિમાત્ય પુતળીઓ, પ્રેમનેજ જીવન ગણે છે.) અથવા તો પિતાનો ત્યાગ કરવો પડે, પણ જીવનનાં સાથી માટે ઠરાવેલો નિશ્ચય કદી પણ ફેરવે નહિ.

પ્રેમ આંધળો છે. પ્રેમીયો એક સ્થળમાં મળ્યા પછી, વડીલોના વિવેકને પણ ઘણીવાર જાળવી શકતાં નથી. તેને ભોંયરામાં પુર્યા છતાં, તે દટાઇ રહેતાં નથી, તે છુપાયલા–દબાયલા હમામમાં છતાં, તે ચોરી પકડાઇ જાય છે. તેની વાત અને છુપાયલા મર્મ કહેવાઇ જાય છે. આ સર્વ સંસ્કારી અને અનુભવી સારી રીતે સમજી શકે છે. ચોરકી ગત ચોર જાને, પીરકી ગત મુંઝાવર જાને:—

મીસ ફ્રેંકે પોતાની ઇચ્છા બહુ છુપાવી હતી, તો પણ તેનાથી રોયના આસન તરફ જોવાઇ જતું હતું—મી. ફ્રેંકે જય રે ઇન્ડીયાના લોકો સંબંધી પુછયું, ત્યારે મીસ ફ્રેંકે કેટલીક જગ્યાઓ, તેમજ અમલ–અમલદારો સંબંધી વાત કરી; અને લોકોમાં કેળવાયલો વર્ગ બહુ ચડતા પ્રકારનો છે, એ જણાવ્યું. મી. ફ્રેંક એટલું વાત વાતમાં બોલી ગયા કે “પ્યાર માટે યોગ્ય નથી!” આ વાકય તેણે પુત્રીની ચકોર નયનપરથી કળી લીધેલુંજ કહેવામાં આવ્યું. તેની અહીં પ્રેમની કસોટી થઇ ગઇ મીસ–ફ્રેંક પણ ચેતી ગઇ.

યુવાન જોડલાંને મી. ફ્રેંકની હાજરી, દુઃખદાયક થઇ પડી. તેણી પિતાના વિચારો જાણી ગઇ. ને તે ઉપરથી કદાચ મી. રોયને અપમાન થઇ જાય, એટલા માટે વધુ છુટ લેહેવાનું માંડી વાળ્યું. સમય મળતાં મી. રૅાય તેની કેબીનમાં મળવા આવ્યો. હંમેશાં અધીરાઇ અને ચોરી બન્ને વિઘ્નરૂપ છે. તે મુજબ મી. રૅાય હજી કેબીનમાં પેઠો અને થોડી વાતચીત થઇ. લન્ડનના અમુક હોટલમાં ઉતરવાનું છે, અને ત્યાં મળવાનું છે. આ નકી થતાંજ મી. ફ્રેંક આવી પહોંચ્યો. જો કે મી. રૅાયની પિછાણ કરાવી, પણ આ ઠરેલ લશ્કરી અમલદારે તેના આવાગમન માટે, તેમજ તે એક જુવાન છોકરીના નિવાસમાં આવવા માટે કશી ફરિ-



મી. રૉય માટે મીસ ફ્રેંક ઉપર આઘાત—ભા. ૩ પ્ર. ૬ પૃ. ૨૭૨

મનોરંજન પ્રેસ, મુંબઇ.

યાદ ન કરી, કે તેને ઠપકો ન આપ્યો, પણ મીસ ફ્રેંકને એ શબ્દો સંભળાવ્યા; આ ઠપકો આ રોયથી સંભળાયો નહિ !

વાંચનાર, હાલ તરત તો એટલેથીજ આ પ્રસંગ અધુરો રાખીશું; અને આ ચિત્ર ચારિત્ર માટે, એટલુંજ જણાવીશું, કે આ પ્રેમી પુતળાંની પ્રેમ કસોટી થઇને, તે પરણી ગયાં હતાં. ને તે ખબર મંદારિકાને વર્તમાન પત્ર મારફત મળી હતી. વિગત અપુર્ણજ રહી હતી.

---

## પ્રકરણ ૭ મું.

### પિત્રાઇયોનો પ્રકોપ! મંદારનું હરણ!

પૂઠે પડયો ના હોત જો પુષ્કર, નહિ નળ વન જતે,
કંકાસ કૌરવ પાંડુને કૂળ નાશકારક ના થતે;
પિત—રાઇ બન્ને એકઠાં થાતાં ઉછાળો જે વધે,
કૂળનાશ કારણ તે બનીને પૂર્ણ પસ્તાવે પડે;

પિતરાઇઓનાં પેટ કેવળ પોકળ અને પાપી કહેવાય છે. "કાકીનું પેટ માળવે છે!" એ કહેવતમાં શું સત્ય છે, તે અનુભવી જાણી યા સમજી શકે છે; પરંતુ કૂળનો નાશ થનો અટકાવવાને સમજુ જનો સર્વ સહન કરી લહે છે, જે આગલી પાછલી આફત દરગુજર કરી લહે છે. જો કે પાપી, લોભી અને દગાખોર પિત્રાઇ, અસત્યને જે અંતે પસ્તાય છે, પરંતુ દમડીના લોભે, રૂપિયાનું નુકસાન કરવાને તે ચુકતા નથી; ઘણાં કૂળનો જે નાશ થયો છે, તેનું મૂળતત્વ આ માર્ગ છે.—

જગતમાં કોનું રહ્યું, ને રહેવાનું છે? શું છાતીયે બાંધીને લઇ જવાનું છે? કોના માટે કંઇ કરવું છે? એક શેર અનાજ સિવાય કશું કોઇનું નથી. જે કોઇ આવે છે, તે પ્રારબ્ધ સાથે લાવે છે. છતાં ઇશ્વરી માયાના બળે પોતાનું સર્વ માની લીધું છે, જે પોતાનું મેળવવાના લોભે, બીજાનો ધ્વંસ કરી નાખે છે, પણ જ્યારે પોતે ભોગવવાને કમનસીબ નીવડે છે, ત્યારે કરેલાં પાપકર્મનો પસ્તાવો કરીને માફી માગે છે; આ સર્વ સમજવા છતાંયે માયાનો પ્રભાવ ને પ્રકોપ તો એવો હોય છે, કે પરિણામ ભૂંડું છતાં ભલાનીજ આશા માનીને ખાડો ખોદે છે, અંધારૂં ન હોવા છતાં આંખે પાટા બાંધીને તેમાં પડે છે.

દુર્જનો પારકાંનું સુખ જોઇ શકતાં નથી. કેમ કે પોતે નબળાં હોય છે! મંદારિકાના પિત્રાઇઓ કંઇ ફાવી શકયા નહિ! કોર્ટમાં જે કેસ ઉત્પન્ન કર્યો, તેમાં વાલી–વારસ તરીકે દાવો કરનાર નિષ્ફળ નીવડયો. મનુષ્યના મત મુજબ પણ હયાત દીકરીએ વારસો બીજે આપવાને કાયદો ના પાડતો હતો. અને ગરાસ માટે પણ ત્યાં એવુંજ હતું. હવે પિત્રાઇયો તો હાર્યા, અને પાણી તો ગુમાવ્યું, ત્યારે શું કરવું? વેર કેમ વાળવું? મંદારને હલકી પાડવા માંડી! તે તો પરજાતવાળા સાથે પરણી છે! તે તો હવે કુલક્ષણી અને કલંકિણી થઇ છે, માટે મારી નાંખવી! સ્વાર્થી અને લોભી પિત્રાઇઓ દુષ્ટ વિચાર ઉપર ચડી ગયા, ને મંદારને આ બ્હાને હેરાન કરવાની છુપી ગોઠવણ કરી; અફસોસ! આખરે તો પ્રભુનું ધાર્યુંજ થયું, પણ દુઃખ તો પડયું, તે પડયું!—

મંદાર મુંબઇથી નિરાશ થઇને પોતાને વતન આવવા નીકળી. મધુરીના ઉપદેશથી તે બહુ વિમાસણમાં પડી. સુમનને મળવા માટે હવે ઢીલ ઠર્યું. રૅાય તો તદનજ નાલાયક અને બેવફા નીકળ્યો.

કોઇપણ રીતે ઠરી ઠામ થયા વિના સુખ નહિ થાય—એમ વિચારીને બનારસ જઇ ત્યાંથી સુમન સાથે સંદેશો ચલાવવાનો ઠરાવ કર્યો !—

અફસોસ ? મંદાર હજી બનારસ પહોંચે, અને એકાદ રાત્રી ગુજારે, ત્યાં તો તેજ રાત્રીયે બાર વાગે તેનું હરણ થયું ! તેને કોણ ચોરી ગયું ? ઓખાને અનિરૂદ્ધ કે સુભદ્રાને અર્જુન ?

તે ગંગા નદીમાં પડી, કે હિમાલયની તળેટીમાં મનુષ્યરૂપ ઘાતકી જાનવરોની ચોકીમાં, કે પ્રેમી પતિનિ છાયામાં તે હવે વધારે વિસ્તારથી જાણીશું.

મંદારિકાનો મનવેગ તો કંઇક દેશ સેવા તરફ ઢળ્યો છે, કંઇક પ્રેમના પ્રવાસમાં ઉછળ્યો છે. તે કંઇક આત્મકલ્યાણના માર્ગો તરફ ફર્યો છે, પણ કયાં સ્થિર થયો, તે જાણવાનું છે !

એમ પણ વીજળીક તાર, માનસિક સંભ્રમણા યા યોગ-સાધનાથી સમજાય છે, કે તેસર્યુનદીના કિનારાપર, ગુણવંતીને મળેલા, શ્રી મહાત્મા પાસે ગઇ; ને ત્યાં તે જ્ઞાન પામી ! કોઇ કહે છે, કે તે અમેરિકા જઇને, ત્યાં સ્થાપેલા વિવેકાનંદ વિદ્યાલયમાં, શાન્તિપ્રિયાના પતિ કપિલની ચેલી થઇ, અને કોઇ કહે છે, કે બેરીસ્ટરની વૈરી થઇ ! ખરૂં શું તે હવે પછી જાણીશું; અને તેના સુખી જીવનની ઝાંખી કરીશું; હાલ તો એક યુવાન કુમારિકા, સુધરેલી રીતિની સ્વતંત્રતા અને અનુભવહીણ અંગ્રેજી કેળવણીની નકલ કરીને, માબાપ કે વડીલના અંકુશ વિના, કેવળ ભાનભૂલી મૃગલીની દશામાં ફરે છે ! પ્રભુ ઇચ્છા બળવાન છે !—

સમય સમયને શોધવો, સમયે થાવું શાન્ત,
સમયે વરતે સાવધાન ભાગો મનની ભ્રાન્ત.

( પૂર્વાર્ધ—સમાપ્ત. )

# MY JOY, MY HOPES, LET OTHERS SHARE.

" My Joy, my Hopes, let others share,—
In grief, I'd play the miser's part ;
My lips, my brow shall never bear
The index of a stricken heart.
If riches were consigned to me,
No gripping hand would clutch the pelf ;
For valueless the gold would be
If hourded only for myself.
If Pleasure's cheering rays were mine,
I would not bask in selfish light ;
But have the circle spread and shine,
And make all round as glad and bright.
But should my spirit bend and ache
Beneath some pressing load of woe ;
Unheard the heavy sigh must break,
Unseen the scalding drop must flow.
With sudden stroke or wearing pain
The barb might piece, the worm might feed ;
I'd cloak the wound, I'd hide the chain—
In secret weep–in silence bleed.
For did my troubled breast revealed
Its anguish to the world's wide ear,
The few would grieve, parteake, and feel—
The many would not care to hear."

ELIZA KOOK.

